શ્રી વિજયધર્મસૂરિ જૈનગ્રંથમાળા પુષ્પ ૧૫

# સમયને ઓળખો

ભાગ ૨ જો

શેઠ પૂંજાભાઈ હીરાચંદ સ્મારક ગ્રંથ ૧

લેખક :

મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી




દ્વિતીયાવૃત્તિ ૧૦૦૦

વીર સં. ૨૪૬૦ ધર્મ સં. ૧૨ વિ. સં. ૧૯૯૦

કિં. ૦-૧૨-૦

# પ્રકાશકનું નિવેદન

જૈન-સમાજ-શરીરમાં એક એવો જ વ્યાધિ પ્રવેશ કરી ગયો છે કે-જેની અસર સમાજ-શરીરના પ્રત્યેક અંગોપાંગમાં થવા પામી છે. એ કોઇથી અજાણ્યું નથી. સમાજ-શરીરનું એક પણ અંગ નિરોગી છે, પુષ્ટ છે, એવું કોઇ કહેવાની હિમ્મત કરી શકે તેમ નથી. આવી અવસ્થામાં શાસન પ્રેમિયોનું-સમાજ હિતૈષુઓનું એ કર્તવ્ય છે કે, એ મહાને દૂર કરવા માટે શક્ય જણાતા દરેક પ્રયત્નો કરી છૂટવા.

મુનિરાજ શ્રીવિદ્યાવિજયજીને જ્યારથી એમ જણાયું કે ' જ્યાં સુધી સમાજ શરીરમાં પ્રવેશેલો આ વ્યાધિ દૂર ન થાય, ત્યાં સુધી સમાજની કે ધર્મની કદાપિ ઉન્નતિ થશે નહિં, બલ્કે આ મહાનું પરિણામ એ આવશે કે સમાજ. શરીર દિવસે દિવસે જીર્ણ-શીર્ણ થતાં થતાં કદાચ મરણપથારીએ પોઢવાનો એનો સમય આવશે. " આ વિચારને અવલંબી તેમણે, બીજી પ્રવૃત્તિયોની સાથે, સામાજિક લેખો લખવાની પ્રવૃત્તિ હાથ ધરી અને ધર્મધ્વજના પ્રત્યેક અંકમાં ઓછામાં ઓછો એક લેખ આપીને, સમાજ શરીરનાં જુદાં જુદાં અંગોનું બારીકાઇથી નિરીક્ષણ કરી, તેમાં રહેલો મહા બતાવી આપવા સાથ તેના નિવારણના ઉપાયો પણ સૂચવતા ગયા. તેમણે પોતાના પ્રત્યેક લેખમાં ભય કે દાક્ષિણ્ય રાખ્યા સિવાય જુદા જુદા વિષય ઉપર નગ્નસત્ય રજુ કર્યું છે.

આ લેખોના સંબંધમાં અમારે કાંઇ વધારે કહેવા જેવું હોયજ નહિ, કારણ કે હાથકંકણને આરસીની જરૂર હોતી નથી. લેખો ભિન્ન ભિન્ન વિષયના હોવા છતાં તે બધામાં સમયને ઓળખવાની

જ હાકલ છે. અને એટલા જ માટે આ સંગ્રહનું નામ '**સમયને-ઓળખો**' રાખવામાં આવ્યું છે.

આ લેખોના સંગ્રહનો પ્રથમ ભાગ લગભગ પાંચેક વર્ષ ઉપર પ્રગટ થયો હતો. આજે તેની **બીજી આવૃત્તિ** કાઢતાં અમને ખરેખર હર્ષ થાય છે.

આ સાથે આપેલી આ ગ્રંથમાળાની યોજના મુજબ અમદાવાદ, શામળાની પોળના રહેવાસી શેઠ નેમચંદ કચરાભાઇ, કે જેમણે મુનિરાજ **શ્રીવિદ્યાવિજયજીના** ઉપદેશથી અને શ્રીયુત જેસીંગભાઇ કાલીદાસ તથા શ્રી **બલાખીદાસ લાલચંદ**ની પ્રેરણાથી બે હજાર રૂપિયા આ સંસ્થાને અર્પણ કરી પોતાના મર્હુમ **શેઠ પૂંજાભાઈ હીરાચંદ** (કે જેમનો પરિચય મહાત્મા ગાંધીજી અને પંડિત બેચરદાસજીના શબ્દોમાં આ સાથે જૂદો આપ્યો છે.) ના સ્મારકમાં ગ્રન્થો બહાર પડાવવાની જે ઉદારતા બતાવી છે તેને માટે અમે તેમનો અને ઉપદેશ આપનાર મુનિરાજ શ્રીવિદ્યાવિજયજીનો અને પ્રેરક બન્ને ગૃહસ્થોનો આભાર માનીએ છીએ.

અમારી યોજના પ્રમાણે તેમણે અર્પણ કરેલી રકમમાંથી સૌથી પહેલો આ ગ્રંથ બહાર પાડવામાં આવે છે. આવીજ રીતે તે રકમ તેમજ ગ્રન્થોની ઉપજની રકમમાંથી બીજા ખાસ ગ્રન્થો બહાર પાડીશું. આ મહગૃહસ્થનું અનુકરણ બીજા શ્રીમંતો કરે અને સાહિત્યવૃદ્ધિના કાર્યમાં યોગ દે, એવું અમે ઇચ્છીએ છીએ.

તા. ૧-૪-૩૪
છોટા સરાફા
ઉજ્જૈન

**દીપચંદ બાંઠિયા**
મંત્રી-વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા

# ચિરંજીવી શેઠ પુંજાભાઈ

દેહગામ પાસે આવેલ ... ગામમાં એમના પિતા વેપાર અર્થે રહેતા. તેમનો ધંધો ધીરધારનો હતો. કૌટુંબિક સંબંધ અમદાવાદ સાથે હતો. તેથી તેમનું એક ઘર ત્યાં શામળાની પોળમાં પણ હતું.

નાની ઉમ્મરમાં પિતા ગુજરી ગએલા, તેથી તેમનું પાલન માતા હેરી બાઈએ અને તેમના કાકાએ કરેલું. ગામઠી નિશાળે એકાદિ આંક, લેખાં, નામું વગેરે તેઓ શીખેલા. તેમને એક મોટા ભાઈ પણ હતા. કેટલાક કુટુંબીઓ અમદાવાદ રહેતા હતા. તેથી યોગ્ય ઉમ્મર થતાં બન્ને ભાઈઓ અમદાવાદ આવીને રહ્યા. મોટાભાઈ ચીલના સૂતરનો વેપાર કરતા અને પુંજાભાઈએ ગળીયાણીની દુકાનમાં ટુંક પગારથી નોકરી શરૂ કરી અને પોતાની આવડત તથા પ્રામાણિકતાને લીધે ભાગીદાર થઈ પાછળથી તેઓ સ્વતંત્ર દુકાનદાર પણ થઈ ગયા હતા. તેમનાં ત્રણ લગ્ન થએલાં. છેલ્લું ૩૬-૩૭ વર્ષની વયે ચાણસ્મામાં થએલું. છેલ્લાં પત્ની સમરથબાઈથી તેમને એક પુત્ર થયો, તેનું નામ કચરાભાઈ હતું. પણ એ બાળ ચીરંજીવ ન થઈ શક્યો. લગભગ એ અરસામાં શ્રીમદ્ રાજચન્દ્રનો તેમને સહવાસ થયો અને એ સહવાસ બેએક વરસ ઠીક ઠીક રહ્યો. એને પરિણામે એમની દષ્ટિ સમાજસેવાના એક ધર્મસ્વરૂપ કાર્ય તરફ વળી. તેથી તેમણે કરેલા પુસ્તકાલયની યોજના,[૧] શ્રીવિકાઉદ્યોગશાળા, શ્રીરાજચંદ્રાદિત્યમંદિર, મજુરશાળા અને જિનાગમપ્રકાશન-

---

૧ ગુજરાતના નરરત્ન મર્હુમ સાક્ષર શ્રીરણછોડભાઈ નીલકંઠના હસ્તે આ યોજના પૂર્ણ થએલી.

સભા[2] વગેરે સંસ્થાઓને ઉભી કરવામાં ખૂબ ફાળો આપ્યો.

અમદાવાદની દાદાભાઇ નવરોજી લાઇબ્રેરીમાં એમણે મારી સંખ્યામાં પુસ્તકો ભેટ આપેલા છે અને તે **શ્રીમદ્દરાયચંદ્રસાહિત્યમંદિર** એ નામથી જુદા વિભાગ તરીકે ત્યાં રાખવામાં આવેલા છે

વળી, શ્રીમદ્‌ના સંબંધને લીધે તેઓ મહાત્મા ગાંધીજીના સહવાસમાં વધારે આવ્યા. એના પરિણામે એમણે **પુરાતત્ત્વમંદિર** ઉભા કરવામાં અસાધારણ ફાળો આપ્યો જેથી **શ્રીરાજચંદ્રજ્ઞાનભંડાર**[3] સ્થપાયો આ પછી તેમણે પોતે એકલાએ સ્થાપેલી અને નિભાવેલી જિનાગમપ્રકાશકસભાની સંસ્થાનું કામ ગુજરાત વિદ્યાપીઠને સોંપી તેને ફરીવાર લગભગ ... ત્રીસ હજારનું દાન આપ્યું અને એ દ્વારા વિદ્યાપીઠના કાર્યવાહકોએ **શ્રીપુંજાભાઇ જૈનગ્રંથમાળા** કાઢવી શરૂ કરી.

તેઓ સામાજિક સેવા કરતા કુટુંબના લોકોને ભુલી ગયા ન હતા. પોતાના વ્યવસાયમાં ફુટુંબના પણ નનાઓને રોકીને તેમણે સારી પાયરીએ ચઢાવેલા છે લોભને કારણે કોઇ કુટુંબી કાંઇ અવ્યવસ્થા કરતો તો પણ તેના તરફ તેમની અમીદૃષ્ટિ જ રહેતી એક કુટુંબીએ મોટી રકમની અવ્યવસ્થા કરેલી, એ રકમ એક સાર્વજનિક સંસ્થાની હતી તેથી પોતાના પદરથી એ રકમ ભરપાઇ કરીને એ વખતે પુંજાભાઇએ પોતાની પ્રામાણિકતાનું તેજ બતાવેલું અને પેલા ગોટાળો કરનાર સ્વજન તરફ કરુણાવૃત્તિ જ દાખવેલી

---

[2] સ૦ પુંજાભાઇને શ્રીમદ્દરાયચંદભાઇનો એ આદેશ હતો કે શ્રીજિનાગમો ગુજરાતીભાષામાં અનુવાદિત કરીને સર્વ લોક સુલભ કરવા. તે પ્રમાણે તેમણે આ સંસ્થાની શરૂઆત કરેલી અને એ સંસ્થાને સુરક્ષિત રાખવા જીવનપર્યંત પ્રયત્ન પણ કરતા રહ્યા

[3] આ જ્ઞાનભંડાર અમદાવાદમાં છે, એમાં જે જાતની સાહિત્યસામગ્રી એકઠી કરાએલી છે એવી સામગ્રી આપણા દેશના અન્ય પુસ્તકાલયોમાં ઘણી વિરલ જોવામાં આવે છે હસ્તલિખિત પુસ્તકો પણ એમાં સચવાએલા છે

પોતાનો પુત્ર અકાળે કાળવશ થએલો હોવાથી તેઓએ પોતાના દૌહિત્રોને પુત્રવત્ સાચવ્યા, અને તેમના દ્વારા શુદ્ધ દેશી કાપડનો પવિત્ર વ્યવસાય કરાવીને તેમને સારી સ્થિતિ ઉપર લાવી મુકયા છે.

તેમની છેલ્લામાં છેલ્લી ખાસ નોંધવા જેવી પ્રવૃત્તિ દાંડી જવાની હતી. ઉમ્મરે વૃદ્ધ અને શરીરે અશક્ત હોવા છતાં તેમણે દાંડીકૂચમાં જવાની ઇચ્છા મહાત્માજીને દર્શાવેલી, પણ મહાત્માજીએ જ તેમને આશ્રમમાં રહેવાનો આગ્રહ કરેલો, છતાં તેઓ મહાત્માજી દાંડી પહોંચ્યા પછી એકવાર દાંડી જઇ આવેલા અને દેશના ગરીબો પ્રત્યેની પોતાની દાઝ બતાવીને જ સંતોષ પામેલા.

મહાત્માજીને તેમના ઉપર એટલો બધો પ્રેમ હતો કે તેઓ તેમને 'ચિરંજીવી' શબ્દથી સંબોધતા. શ્રીમદ્રાયચંદ્રભાઇએ તેમના ઉપર કેટલાક કાગળો લખેલા તે ઉપરથી તેમના ભક્ત હૃદયની પ્રતીતિ થઇ શકે એમ છે. સ્થળસંકોચને લીધે એ પત્રો અહીં નથી આપી શકાતા.

ટુંકામાં શ્રીપુંજાભાઇ આપ બળે વધેલા અને સામાજિક કાર્યોમાં ઠેઠ સુધી રસ લેતા રહેલા. એમના જીવનનું થોડું ઘણું અનુકરણ થઇ શકે તો પણ ઘણું છે.[૪]

૭૨ વર્ષની પાકી વયે સંવત્ ૧૯૮૮ ના આસો વદ ૮ ને શનિવારના ૨૨-૧૦-૧૯૩૨ ના રોજ તેમનું અવસાન થયું. તે વખતે મહાત્માજીએ આશ્રમ સમાચારમાં જે લખેલું છે તે આ સાથે આપવામાં આવ્યું છે. તે દ્વારા શ્રીપુંજાભાઇની વિશેષ ઓળખાણ થઇ શકે એમ છે.

બેચરદાસ

---

૪ સ્વ૦ શ્રીપુંજાભાઇના સ્વજન અને જીવનપર્યંતના સહચર શ્રીનેમચંદભાઇએ મોકલેલી સામગ્રી ઉપરથી આ થોડું લખી શકાયું છે તે અર્થે તેમને ધન્યવાદ.

# ચિરંજીવી પુંજાભાઈ

જ્યારે મેં પુંજાભાઇને 'ચિરંજીવી' વિશેષણથી લખવાનું શરૂ કર્યું ત્યારે કોઇ બાળકે આશ્ચર્યપૂર્વક મને સવાલ કર્યો–" પુંજાભાઇ તો તમારાથી યે વયે મોટા છે એને તમે ચિ૦ કેમ કહી શકો ? " મેં કંઇક આવો જવાબ લખ્યો હતો. ' પુંજાભાઇ વયે તો મોટા છે પણ મારી ઉપર તે એક નિર્દોષ બાળક જેટલો વિશ્વાસ મૂકે છે ને મારી ભક્તિ પણ તેટલા જ ભાવથી કરે છે. ' આ મારૂં લખવું અક્ષરશઃ બરોબર હતું. એ વિશ્વાસ અને એ ભક્તિને સારૂ મારી યોગ્યતા વિષે મને શંકા છે. પણ પુંજાભાઇના વિશ્વાસ વિષે અને તેની ભક્તિ વિષે મને લેશ પણ શંકા નથી. ગમે તે પ્રકારનું સંકટ આવે ત્યારે પુંજાભાઇને સારૂ મારો અભિપ્રાય વેદવાક્યરૂપે કામ કરતો. પુંજાભાઇ બુદ્ધિહીન ન હતા પણ બુદ્ધિપૂર્વક તેણે મારી ઉપર વિશ્વાસ મૂકવાનો નિશ્ચય કરેલો.

એ પુંજાભાઇ જે અર્થમાં મેં એને ચિ૦ કરી સંબોધ્યા એ અર્થમાં આજે ભલે ન હોય પણ તેથી બહુ વધારે વિસ્તૃત અર્થમાં ચિરંજીવી છે.

તેને હું ચિરંજીવી કહી સંબોધતો ખરો પણ મારે તેને કંઇ શીખવવાનું ન હતું. હું તો પુંજાભાઇના ગુણનો પુજારી હતો. પુંજાભાઇની નમ્રતા, પુંજાભાઇની ધર્મપરાયણતા, પુંજાભાઇની સત્યપરાયણતા, પુંજાભાઇની ઉદારતા મારી દૃષ્ટિએ કોઇથી આંકી શકાય એવી ન હતી. પુંજાભાઇમાં સર્વાર્પણની શક્તિ હતી.

પુંજાભાઇ રાયચંદ કવિને પોતાનું સર્વસ્વ માનતા. હું પણ

રાયચંદભાઇનો પુજારી હતો, તેથી પુંજાભાઇ મારા તરફ આકર્ષાયા હતા. પુંજાભાઇની જેમ હું રાયચંદભાઇને ગુરૂપદ નહોતો આપી શકયો, તેનું તેને દુઃખ ન હતું. પુંજાભાઇ સમજતા હતા કે કોઇને ગુરૂપદ દીધું દેવાતું નથી. લોહચુંબક જેમ લોખંડને પોતા પ્રત્યે ખેંચી લે છે તેમ ગુરૂ શિષ્યને પોતા પ્રત્યે ખેંચી લે છે.

પણ રાયચંદભાઇને વિષે હું જે કંઇ કહેતો તે પુંજાભાઇને બહુ ગમતું અને વધારે તો એ ગમતું કે જે વસ્તુની હું સ્તુતિ કરતો તે મારામાં ઉતારવાનો પ્રયત્ન કરતો. આથી અમારી વચ્ચેની ગાંઠ દિવસે દિવસે દૃઢ થતી ગઇ.

આશ્રમના આરંભથી જ પુંજાભાઇનો તેની સાથે નિકટ સંબંધ બંધાયો ને જો કે તે આશ્રમવાસી ન થયા છતાં આશ્રમવાસી તરીકે વર્તતા. આશ્રમના ઘણા સંકટોમાં પુંજાભાઇએ ભાગ લીધો હતો. અમદાવાદની બજારની ગુચો પુંજાભાઇ બતાવે. અને જે જોઇએ તે પુંજાભાઇ લાવી આપે. પુંજાભાઇના માણસો આશ્રમની સેવા સારુ ગમે ત્યારે વપરાય, પુંજાભાઇની દુકાન અને ઘર આશ્રમવાસીઓનું શહેરમાં આશ્રયસ્થાન હતુ. સાવરણીથી માંડીને અનાજ, ઘી, ઇત્યાદિ કેમ અને કયાં ઠીક મળી શકે એ બતાવનાર પુંજાભાઇ. પુંજાભાઇની દેખરેખથી અને તેમની સલાહથી આશ્રમે ઘણા પૈસા બચાવી લીધા છે. જે જમીનમાં હાલ આશ્રમ છે તે શોધનાર પણ પુંજાભાઇ. તેનો સોદો કરનાર પણ પુંજાભાઇ. આવી અનેક સેવાને સારુ પુંજાભાઇએ કોઇ દહાડો ઉપકારના બે શબ્દોની આશા સરખીયે નથી કરી. આશ્રમ પોતાનું છે, એમ સમજીને પુંજાભાઇ છેવટની ઘડી લગી વર્ત્યા હતા. પુંજાભાઇના નિકટ સંબંધમાં આવતાં છતાં પુંજાભાઇમાં મેં અધીરાઇ નથી જોઇ. નથી અતિશયોક્તિ જોઇ. કામ વિના પુંજાભાઇ બોલે નહિ. પુંજાભાઇ લપસપમાં ભાગ લે જ

શાના ? એની વાર્તા તે હંમેશા ધર્મની વાર્તા હોય. મજૂરોનું સ્મરણ તેમને પ્રિય હતું.

પુંજાભાઇના મનમા કોઇનો દ્વેષ મેં કદી અનુભવ્યો નથી. કોઇને વિષે કટુવચન બોલતા મેં પુંજાભાઇને સાભળ્યા નથી.

પુંજાભાઇ વેપારમા કુશળ હતા, બે પૈસા કમાયા પણ હતા, ધારત તો વધારે કમાઈ શકત પણ રાયચંદભાઇના પ્રસંગમાં આવ્યા પછી તેમણે પોતાનો પથારો સંકેલ્યો હતો, એવી મારી ઉપર છાપ છે. પુંજાભાઇની શાખ પહેલી શ્રેણીની હતી. તેને ત્યાં મુકેલું દ્રવ્ય દૂધે ધોઇને પાછું મળી શકે.

આશ્રમના પૈસાની વ્યવસ્થા પુંજાભાઇ જ કરતા અને લાબા કાળ લગી ગુજરાત પ્રાંતિક સમિતિના ખજાનચી પણ હતા.

પુંજાભાઇ પુણ્યાત્મા હતા, મુમુક્ષુ હતા. આ યુગમાં એના જેવા નિસ્પૃહી મનુષ્યો આંગળીના વેઢા ઉપર ગણાય તેટલાયે મળવા મુશ્કેલ પડે.

પુંજાભાઇનો સ્પર્શ આશ્રમને પાવન કરનારો હતો. પુંજાભાઇનો ધર્મ સાંકડો ન હતો તેના ધર્મમાં બધા ધર્મને સ્થાન હતુ.

આવા પુંજાભાઇ ચિરંજીવી જ છે. આપણે સહુ તેના ગુણનું ચિંતવન કરીયે. તેના સંબંધને યોગ્ય બનવા પ્રયત્ન કરીએ.

( આશ્રમસમાચારમાં-ગાંધીજી )

# વિષયાનુક્રમ

# શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા

આ સંસ્થાનો ઉદ્દેશ ગુજરાતી, હિંદી, સંસ્કૃત, પ્રાકૃત, બંગાળી, અંગ્રેજી આદિ ભાષામાં લોકોપયોગી એવા ઐતિહાસિક, સામાજિક, ધાર્મિક અને શિક્ષણ સંબંધી ગ્રંથો બહાર પાડવા, એ છે. સંસ્થાનો વહિવટ એક કમિટી દ્વારા ચાલે છે. સારા સારા વિદ્વાનો પાસે ગ્રંથો લખાવી-સંપાદિત કરાવી બહાર પાડવાની યોજના કરી છે. ઉચ્ચ કાગળો, સુંદર ગેટઅપ અને સરસ છપાઈપૂર્વક ગ્રંથો બહાર પાડવામાં આવે છે. સાહિત્યની વૃદ્ધિ અને પ્રચાર એજ માત્ર લક્ષ રાખેલું હોઈ સસ્તી કિંમતે લોકોને સાહિત્ય પહોંચાડી શકાય એવી યોજના રાખવામાં આવી છે. શ્રીમંતોની સહાયતા, એજ અમલ્ય સાહિત્યના સર્જનનો અને પ્રકાશનનો આધાર છે.



## એક પંથ બે કાજ—નામનું નામ ને સેવાની સેવા

**૧ સંરક્ષક**—બે હજાર આપનાર સંરક્ષક ગણાશે

**લાભ**

૧ આ રકમમાંથી નીકળનારા ગ્રંથો ઉપર **સંરક્ષકના નામની સીરિજનો નંબર ૧-૨-૩ એમ રહેશે.**

૨ વેચાણની રકમ બચત રકમમાં ઉમેરતાં તેટલા અંશે ગ્રંથની સંખ્યા વધશે.

૩ દરેક ગ્રંથમાં ફોટો રહેશે.

૪ આ રકમમાંથી જો એક અથવા બે મોટા ગ્રંથો બહાર પાડવામાં આવશે તો તેમાંના એકમાં સંરક્ષકનું જીવનચરિત્ર પણ આપી શકાશે.

૫ સરક્ષકનો ફોટો મસ્થાના મકાનમા રહેશે
૬ સસ્થામાથી નીકળતા તમામ ગ્રથોની એક એક નકલ ભેટ મળશે

૨ લાઇફ મેમ્બર-એક હજાર રા આપનાર લાઇફ મેમ્બર ગણાશે

**લાભ**

૧ આ રકમમાથી નિકળનારા ગ્રથોમા લાઇફ મેમ્બરનું **નામ સહાયક તરીકે છપાશે**
૨ વેચાણની રકમ બચત રકમમા ઉમેરાતા તેટલા અંશે ગ્રથની સખ્યા વધશે
૩ દરેક ગ્રંથમા ફોટો રહેશે
૪ આ રકમમાથી જો એક કે બે ગ્રથ બહાર પાડવામા આવશે તો તેમાના એકમા જીવનચરિત્ર મક્ષેપમા અપાશે
૫ સસ્થામાથી નીકળતા તમામ ગ્રથોની એક એક નકલ ભેટ મળશે

૩ સહાયક-પાચમો રૂપિયા આપનાર સહાયક ગણાશે

**લાભ**

૧ સહાયક તરીકે ગ્રથમા નામ રહેશે
૨ પાયમોની રકમમાથી જો એક જ ગ્રથ છપાશે તો તેમનો ફોટો અને ફોટા નીચે થોડો પરિચય આપવામા આવશે
૩ સસ્થાના દરેક પુસ્તકોની એક એક નકલ ભેટ મળશે

નોટ—ઉપરના ત્રણે પ્રકારના સહાયકો તરફથી જે જે ગ્રથો છપાશે તેની કિંમત લાગત ખર્ચથી પણ ઓછી રાખવામા આવશે



## પ્રકાશિત થયેલા ગ્રંથો.

| નંબર | નામ | ભાષા | કર્તા યા સંપાદક | કિંમત. |
|---|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | ગુજરાતી | વિદ્યાવિજયજી. | ૨-૮-૦ |
| ૨ | ધર્મ વિયોગમાલા | સંસ્કૃત કાવ્ય | હિમાંશુવિ. | ૦-૨-૦ |
| ૩ | પ્રમાણનયતત્ત્વાલોક સટીક | સંસ્કૃત ન્યાય | ,, | ૦-૧૪-૦ |
| ૪ | શ્રાવકાચાર | હિન્દી | શ્રીવિદ્યાવિ. | ૦-૪-૦ |
| ૫ | વિજયધર્મસૂરિ કે વચનકુસુમ | ,, | ,, | ૦-૧-૦ |
| ૬ | વિજયધર્મસૂરિનાં વચનકુસુમો | ગુજરાતી | ,, | ૦-૪-૦ |
| ૭ | મેસેજ ઓફ વિજયધર્મસૂરિ | અંગ્રેજી | ડૉ. ક્રૌઝે | ૦-૪-૦ |
| ૮ | જયન્ત પ્રબંધ | સંસ્કૃત-ગુજરાતી | હિમાંશુવિ. | ૦-૩-૦ |
| ૯ | વિજયધર્મસૂરિઅંષ્ટપ્રકારી પૂજા | હિન્દી | શ્રી વિદ્યાવિ. | ૦-૪-૦ |
| ૧૦ | આબૂ—૭૦ ફોટા સાથે | ,, | શ્રીજયન્તવિ. | ૨-૮-૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | ગુજરાતી | ધી. ટો. શાહ | ૦-૨-૦ |
| ૧૨ | શ્રાવકાચાર | ,, | ,, | ૦-૩-૦ |
| ૧૩ | શાણી સુલસા | ગુજરાતી | શ્રી વિદ્યાવિ. | ૦-૩-૦ |
| ૧૪ | સમયને ઓળખો ભાગ. ૨ જો. | ,, | શ્રી વિદ્યાવિ. | ૦-૧૦-૦ |
| ૧૫ | સમયને ઓળખો ભા. ૧ લો. | ,, | ,, | ૦-૧૨-૦ |
| ૧૬ | એન આઇડીયલ મંક | અંગ્રેજી | એ. જે. સુંનાવાલા | ૫-૦-૦ |
| ૧૭ | પ્રમાણનયતત્ત્વાલોક પ્રસ્તાવના | સંસ્કૃત | શ્રી હિમાંશુવિ. | ૦-૩-૦ |
| ૧૮ | ઉત્તરાધ્યયન સૂત્ર કમલસંયમી—ટીકાયુક્ત ચોથો ભાગ | સંસ્કૃત | શ્રી જયન્તવિ. | ૩-૮-૦ |

( જેમણે ત્રણ ભાગો ખરીદ્યા છે, તેમણે ચોથો ભાગ જલદી મંગાવી લેવો. )

## પ્રકાશિત કરવાના ગ્રંથો.

૧ અર્હત્ પ્રવચન
૨ મલ્લિનાથ ચરિત્ર
અંગ્રેજી અનુવાદ, નોટ સહિત
૩ વિજયધર્મસૂરિ બૃહદ્ ચરિત્ર
૪ ભારતકે પ્રાચીન વિદ્યાપીઠ
૫ તત્ત્વાર્થસૂત્ર અનુવાદયુક્ત
૬ આબૂ ભાગ ૨ જો
૭ આબૂના શિલાલેખો
૮ જૈન સપ્તપદાર્થી
૯ કલ્પસૂત્ર-મૂળ-સાનુવાદ
૧૦ હેમચંદ્રાચાર્ય ને કુમારપાલ
૧૧ વસ્તુપાલ તેજપાલ
૧૨ મહાવીર ચરિત્ર
૧૩ ગૌતમીય કાવ્ય-ટીકા
૧૪ આબૂસ્તવનાદિ સંગ્રહ
૧૫ સુભાષિત પદ્યરત્નાકર
૧૬ દ્વયાશ્રય-પ્રાકૃત.

---

### સૂચના.

૧ ગકડી કિંમતે લેનારા બુકસેલરોને સેંકડે ૨૫ ટકા કમીશન આપવામાં આવશે. જો ૨૫ કે તેથી વધારે કિંમતનાં પુસ્તકો ખરીદે તો ( ઉત્તરાધ્યયનને છોડી. )

૨ બીજા સામાન્ય ગ્રાહકોને પચીસ કે તેથી વધારે કિંમતનાં પુસ્તકો ખરીદનારને સેંકડે ૨૦ ટકા કમીશન આપવામાં આવશે. ( ઉત્તરાધ્યયનને છોડી. )

૩ નં. ૪-૫-૬-૭-૮-૯-૧૧-૧૨-૧૩ એ નંબરની બુકો વ્હેંચવા માટે ૧૦૦ કે તેથી વધારે નકલો ખરીદનારને અર્ધી કિંમતે આપવામાં આવશે.

૪ દરેક પુસ્તકનું પોસ્ટ કે પાર્સલ ખર્ચ ખરીદનારને સિર રહેશે..

લખો—

**દીપચંદ બાંઠિયા.**

મંત્રી, શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા

છોટા સરાફા, ઉજ્જૈન. ( માલવા )

( १ )

## જાગો !

ઉંઘ્યા પછી જાગવું તો રહ્યું જ. કોઇ વ્હેલા જાગે કે કોઇ મોડા. કોઇ માલમિલકત સંભાળતા જાગે, તો કોઇ બધું લૂંટાઇ ગયા પછી. કોઇ ચૈતન્યયુક્ત જાગે, તો કોઇ મુડદાલતા યુક્ત. ગમે ત્યારે અને ગમે તેવી અવસ્થામાં સૌને જાગવાનું તો રહ્યું જ. જૈનસમાજના નેતાઓ અને જૈનસમાજનું ધુસરૂં ખભાપર ધારણ કરનાર ધર્મગુરૂઓ જાગ્યા છે કે કેમ ? અને જાગ્યા છે તો કેવી સ્થિતિમાં, એનો નિર્ણય કરવો અશક્ય નથી. મારી દૃષ્ટિએ તો હજુ પૂરી નિદ્રા જ પુરી નથી. તે દરમીયાન જે લૂંટાવા જેવું છે તે લૂંટાઇ જ રહ્યું છે. જૈન સમાજની જાગ્રતિનાં કયાં લક્ષણો દેખાય છે ? માનની મારામારી મટે નહિ, સમાજનું સંગઠન થાય નહિ, રાષ્ટ્રીય

ચતુર્વર્ગમાં જોઇતો શક્તિ અપાય નહિ, વાસ્તવિક અહિંસાને અનુ-મોદન આપવામાં આંચકો ખવાય, પરગુણની તારીફ કરવામાં પણ સમકિતનો નાશ સમજાય, ઐક્યબળથી એકાદ પણ જૈન વિદ્યાપીઠ સ્થપાય નહિ, પવિત્રતાનો સૂર ચારે તરફ સંભળાવવા છતાં અપવિત્ર વસ્તુઓ છોડાય નહિં, આચારહીનતા જોવાતી હોય, માત્ર શબ્દોના લાલિત્યથી સમાજને આંજી નાખવાના પ્રયત્નો થતા હોય ( જોકે વસ્તુતઃ હોય તેથી ઉલટું જ ) અને સ્વધર્મ-સ્વાચારને ભૂલી પરધર્મ-આચાર હીનતામાં જ કર્તવ્યની 'ઇતિશ્રી' મનાતી હોય, ત્યાં કેમ કહી શકાય કે જૈનો જાગ્યા છે ? આતો બધાં ઉન્મા-દાવસ્થાનાં જ લક્ષણ, અને ઉન્માદાવસ્થા, એ જાગ્રતિ નજ કહેવાય. સમાજમાં ચૈતન્ય બળ સ્ફુરે, પ્રેમનો પડઘો સર્વત્ર સંભળાય, હુકે ને ભૂસકે લોકો સામાજિક, ધાર્મિક અને રાષ્ટ્રીય ઉન્નતિમાં ભાગ લેતા થાય, એક બીજાને આગળ પડતા જોઇ બીજાઓને હર્ષ થાય, બીજાઓ અનુમોદન આપે, ઘરમાં કે, બહાર, મંદિરમાં કે દુકાનમાં, કપડામાં કે ખોરાકમાં ક્યાંય પણ રતી ભાર પણ અપવિત્રતા જણાતી હોય, તેનો ત્યાગ થાય, મન અને શરીર-બધુંયે પવિત્ર કરાય, જૂઠો પક્ષપાત કે દુરાગ્રહ છોડી દઇ સત્યના સાથી બનાય, ત્યારેજ જૈનો જાગ્યા છે-વાસ્તવિક જાગ્રતિમાં આવ્યા છે, એમ કહી શકાય. આ બધું ન થાય ત્યાં સુધી નિદ્રા-અજ્ઞાન નિદ્રામાં ઘોર્યા કરીએ છીએ, એમજ કહેવાય અને તેવી નિદ્રા લેવી જૈન સમાજને તો નજ પાલવે. નવયુગના-ચૈતન્યના ચમકતા પ્રભાવમાં જાગ્રત થઇ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રમાણે રૂઢીઓમાં ફેરફાર કરી ઉન્નતિના કાર્યમાં સૌની સાથે બબ્બે કદમ આગળ વધવું જ જોઇએ. હવે તે સમય નથી રહ્યો કે કોઇના ટુકડા ઉપર આપણે જીવી શકીએ. હવે તે સમય નથી રહ્યો કે-લાકડીના ટેકાથી હજારો કોશ દૂર

આપણે જઇ શકીએ, હવે તે સમય નથી રહ્યો કે બીજાની સ્હામે મ્હોં વિકાસી બેસી રહેવાથી આપણી દરિદ્રતા દૂર કરી શકીએ. બીજાના ઉપર આધાર રાખનાર, લાકડીના ટેકે ચાલનાર, બીજાની સ્હામે મ્હોં વિકાસી બેસી રહેનાર જાતિ કે સમાજ જીવિત ન રહી શકે અને તેણે જીવવું પણ ન જોઇએ. જૈનજાતિ અત્યાર સુધી જીવિત છે, એનું પ્રધાન કારણ તેનું સ્વાશ્રયપણું જ છે. કદિ પણ જૈનસમાજે પરાધીનતા ભોગવી નથી. વ્યાપારમાં કે રોજગારમાં, ક્રિયામાં કે કાંડમાં, ધર્મ કે સાહિત્યમાં જૈનસમાજે પોતપોતાનાં પ્રબલ સાધનો ઉભાં કર્યાં હતાં, બલ્કે ત્યાં સુધી કહેવું અત્યુક્તિ ભરેલું નહિ કહેવાય કે-જે કાર્યો બીજાઓ ન્હોતા કરી શકયા, તે કાર્યો જૈનોએ-જૈનમંત્રીઓએ જૈન ધનાઢયોએ અને જૈનઆચાર્યોએ કર્યાં હતાં. ઇતિહાસનાં પૃષ્ઠો આ વાતને દૃઢતાથી પુરવાર કરે છે. તેનાં દૃષ્ટાન્તો ટાંકી અહીં લાંબુ કરવાની જરૂર નથી. સમયે સમયે તે બધું પ્રકટ થતું જ રહેશે. પ્રસ્તુતમાં માત્ર એટલું જ કહેવાનું કે૦ જૈનસમાજનો તે સમય સ્મરણમાં લાવી જૈન આચાર્યો-ઉપાધ્યાયો-પ્રવર્તકો-પંન્યાસો અને વિદ્વાન મુનિરાજો તથા સમાજના અગ્રેસરોએ જાગ્રત થવાની અને જનતાને જગાડવાની જરૂર છે.

પ્રથમ યુવકવર્ગે જાગવાની જરૂર છે. ધાર્મિક આસ્તિકતા અને ક્રિયાભિરૂચિતા પૂર્વક યુવક વર્ગ જાગીને જૈનસમાજને જગાડે તો તે ઘણું કરી શકે તેમ છે. મુશ્કેલીઓ તો શામાં નથી આવતી? પણ તે મુશ્કેલીઓની સ્હામે ધૈર્ય-ધીરતા અને શાન્તિ પૂર્વક પોતાનું મીશન આગળ વધારવાનું લક્ષ્ય ન ચૂકવું જોઇએ. જો કે કેટલાક યુવકો જાગ્યા છે ખરા, પણ તેમાંના કેટલાક મોડા જાગવાના કારણથી કે ગમે તે કારણે એવા તો ગભરાયલા જાગ્યા છે, કે તેમનો વેગ આશાતીત વધી ગયો છે. બીજા શબ્દોમાં કહીએ તો જૈનસ-

માજને જગાડવાનું કર્તવ્ય તેઓ લગભગ ભૂલી ગયા છે. બીજો વર્ગ એવો પણ છે કે જે સમાજને જગાડવાની દાઝ અને ભારતીય અન્ય પ્રજાની સાથે આગળ વધવાની ઇચ્છાઓ અવશ્ય રાખે છે. પરંતુ 'સંઘ બહાર ' ના કે સમાજ તિરસ્કારના ભયથી કિંવા બીજી પ્રવૃત્તિઓના કારણે જોઇએ તેવી ગતિ કરી શકતો નથી. હું તો માનું છું કે–જ્યાં સત્યતા છે ત્યાં ભય હોય જ નહિ; જ્યાં દાઝ છે-ધગસ છે ત્યાં નિરાંતે શાન્તિ પૂર્વક બેસવાનું હોય જ નહિ. ધગસવાળાઓએ તો ફકીરીજ–કફનીજ પહેરવી ઘટે. માન–અપમાનની દરકાર પણ ન હોય, અને એ તો હવે જાહેર જ થઇ ચુક્યું છે કે જમાનો કાર્ય કરવાનો છે. નહિં કે વાતો કરવાનો. લાગણીના પટ પર માત્ર વાતોનો દેખાવ કલંકભૂત જ ગણાય. વ્યવહારમાં ઉતારી વચન પર લાવવુ એ આ જમાનાનો **સંદેશ** છે. માટે–

આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, પંન્યાસો
અને
સમાજના નેતાઓ,
**જાગો.**
અને
**સમાજને જગાડો**
**નવયુવકો !**
વાસ્તવિક દાઝનો–ધગશનો પડઘો સમાજ પર પાડો,
અને
સૌને જાગતા કરો–
એજ કામના ! !



## ( ૨ )

# શુદ્ધિ.

**આગરા** અને દિલ્લીની આસપાસના ગામોમા શુદ્ધિનુ આન્દોલન ભારે ચાલે છે જે રજપૂતો ચોક્કસ મુસલમાન બાદશાહોના સમયમા આત્મરક્ષાની ખાતર કે ગમે તે કારણે મુસલમાન થયેલા, તેઓને સંસ્કારિત કરી પુન હિંદુ બનાવવામા આવે છે વસ્તુત તેઓના આચારો-વિચારો અને વેષ-વ્યવહારો જોતા તેઓમા મુસલમાનપણું કંઇજ જોવામા આવતુ નથી માત્ર બેજ રિવાજો મુસલમાનીપણાના તેમનામા છે – ૧ સુન્નત કરવાનો રિવાજ અને ૨ દાટવાનો રિવાજ આ બે રિવાજો સિવાય બીજી બધી બાબતોમા તેઓમા હિન્દુત્વ જ દેખાય છે આનુ નામ પ્રસિદ્ધિમા આવ્યુ છે **શુદ્ધિ** હુ આ પ્રસ્તાવના એટલા માટે કરૂ છુ કે–

આવી જ શુદ્ધિ જૈનસમાજના મ્હોટા વર્ગમાં પણ કરવાની છે. અને તે તરફ સતત પ્રયત્નની આવશ્યકતા છે. મલકાના રજપૂતોમાં જેટલા અંશે મુસલમાનપણું પેસી ગયું હોય છે, તેટલા અંશે તેમને શુદ્ધ કરી **શુદ્ધ હિંદુ** બનાવવામાં આવે છે, તેમ આર્યાવર્ત્તની આર્ય પ્રજામાં જેટલા અંશે **અનાર્યત્વ** પેસી ગયું હોય, તેટલા અંશે તે અનાર્યત્વનાં ચિહ્નો દૂર કરી **શુદ્ધ આર્ય** બનાવવાની આવશ્યકતા છે અને આટલી જ આવશ્યકતા જૈનોમાં જે અજૈનત્વ પેસી ગયું હોય, તેને દૂર કરાવી **શુદ્ધ જૈન** બનાવવાની છે. બસ, આનું નામજ છે શુદ્ધિ. આવી શુદ્ધિને કોણ પસંદ ન કરે. સફેદ વસ્ત્રમાં કાળો કે કોઇ પણ જાતનો ડાઘ પડી ગયો હોય, તેને દૂર કરવાનું કોણ પસંદ ન કરે ? આવી શુદ્ધિ તરફ અત્યારે જ નહિં, ઘણા લાંબા કાળથી પૂર્વાચાર્યો લક્ષ આપતા જ રહ્યા છે. જૈનોમાં જ નહિં, ગમે તેમાં પણ પેસેલી અશુદ્ધિ દૂર કરાવી તેને શુદ્ધ કરવાનું કામ આપણા પૂર્વાચાર્યોએ કર્યું છે. રત્નપ્રભસૂરિ મહારાજે લાખો ક્ષત્રિયોને ઓસવાલ બનાવ્યા, એટલે શું કર્યું ! શું તેમને ક્ષત્રિય મટાડી વાણીયા-વૈશ્ય બનાવ્યા ? નહિં, એમનામાં જે અશુદ્ધિ-અપવિત્રતા પેસી ગઇ હતી, તે દૂર કરાવી શુદ્ધ ક્ષત્રિય બનાવ્યા, અશુદ્ધતા-અપવિત્રતા દૂર કરવાથી કંઈ તે ક્ષત્રિયોનું ક્ષત્રિયત્વ ન્હોતું મટી ગયું. બલ્કે તેમનું ક્ષત્રિયત્વ વધારે નિર્મળ થયું હતું. આવી જ રીતે **હીરવિજયસૂરિ** મહારાજે મુસલમાન સમ્રાટ **અકબરને** શુદ્ધ કર્યો. એટલે શું કર્યું ? તેનામાં જે અપવિત્રતા-અશુદ્ધિ પેસી ગઇ હતી, તે દૂર કરાવી. આથી સમ્રાટ્ અકબરનું મુસલમાનત્વ ન્હોતું મટી ગયું. બલ્કે તેનું શુદ્ધ મુસલમાનત્વ-ખુદાની આજ્ઞા પ્રમાણે સમસ્ત જીવો ઉપર **રહેમ રાખવી** :તે-પ્રકટ થયું હતું. આવીજ રીતે જે જૈનોમાં-જૈન

સમાજનાં ચાર અંગ-સાધુ, સાધ્વી, શ્રાવક શ્રાવિકામાં-અશુદ્ધિ-અપવિત્રતા પેસી ગઇ હોય, તે દૂર કર્યે જ છૂટકો.' તે દૂર ન થાય ત્યાં સુધી શુદ્ધ જૈનત્વ ન જ કહેવાય. જૈનધર્મનું પ્રધાન ચિહ્ન **પવિત્રતા** જ છે. જૈનધર્મની તમામ ક્રિયાઓમાં પવિત્રતાનું પ્રાધાન્ય છે, પવિત્રતાનો હેતુ ન સચવાય તો તેવી ક્રિયાની સાર્થકતા પણ શી? અતએવ આહાર-વ્યવહારમાં જૈનોએ તો પવિત્રતા રાખવી જ જોઇએ. અને આત્મકલ્યાણાભિલાષીઓનું તો એ પ્રધાન કર્ત્તવ્ય છે કે જ્યાં જ્યાં અપવિત્રતા-અશુદ્ધિ જણાતી હોય, ત્યાં ત્યાંથી બનતા પ્રયત્ને તેનો સમૂળગો નાશ કરવો.

બીજી સમાજોની માફક જૈનસમાજમાં પણ જે જે ખાસ અપવિત્રતાઓ પેસી ગઇ છે, તે વસ્ત્રો અને **કેસર** સંબંધી છે.

અશુદ્ધ વસ્ત્રો બે પ્રકારનાં—૧ રેશમી અને ૨ વિલાયતી. અહિંસા ધર્મના પૂર્ણ ઉપાસક અથવા અહિંસાના વિજયી વાવટા નીચે બેઠેલા જૈનોથી આ બન્ને પ્રકારનાં વસ્ત્રો નજ ગ્રહણ કરી શકાય. રેશમી વસ્ત્રો, કે જે લાખો કરોડો કે અબજો ચઉરેન્દ્રિય જીવોના સંહારથી બનાવવામાં આવે છે, જે વસ્ત્રોના માટે-રેશમ ઉત્પન્ન કરવા માટે અસંખ્ય જીવોને મ્હોટા મ્હોટા તાવડાઓમાં નિર્દયતા પૂર્વક ઉકાળવામાં આવે છે, તે વસ્ત્રો ગ્રાહ્ય ગણાય જ કેમ? પોતાના શરીરના આરામની ખાતર અથવા પોતાના મોજની ખાતર અસંખ્ય જીવોની હિંસાના ભાગી થવું, એના જેવી અજ્ઞાનતા બીજી કઇ કહી શકાય? આવી જ રીતની અપવિત્રતા સુતરનાં પરન્તુ વિલાયતી વસ્ત્રોમાં પણ રહેલી છે. એ ખુલ્લે ખુલ્લુ જાહેર થઇ ચૂક્યું છે કે વિલાયતી વસ્ત્રોમાં કુમાસ-કુલાવમતા

લાવવા માટે પશુઓનુ લોહી છાટવામા આવે છે, તેમ ખેળ માટે ચરબી વાપરવામા આવે છે વિચારવાની વાત છે કે લોહીના બૂદને અપવિત્ર ગણી જ્યા સુધી તે દૂર ન થાય ત્યા સુધી પઠન-પાઠનાદિ કઇપણ ક્રિયા ન કરવાની ભાવના અને વિચાર રાખનાર જૈનો તેવા વસ્ત્રો પહેરે ? પહેરે એટલુ જ નહિ, તે પહેરીને સામાયિક, પ્રતિક્રમણ અને ભગવાનની પૂજા કરે, એના જેવી ઘેલછા બીજી કઇ ગણાય ? મદિરમા લોહીનો છાટો પડયો હોય તો આખુ મદિર ધોવાની ક્રિયા કરાય. પણ કહેવાય છે તે પ્રમાણે લોહીથી ખરડાએલ વસ્ત્રો પહેરી મદિરમા જવાય અને પૂજા થાય. એ કેટલુ આશ્ચર્ય ! જ્યા સુધી અશુદ્ધિ-અપવિત્રતા દૂર ન થાય, ત્યા સુધી કેમ કહી શકાય કે આપણે શુદ્ધ છીએ-પવિત્ર છીએ ? વધુ આશ્ચર્યનો વિષય તો એ છે કે ત્યાગની મૂર્તિઓ ગણાતા, મોહ મમત્વના ત્યાગી કેટલાક અનિવર્ગ પણ પોતાની આ અપવિત્રતાને દૂર કરવામા ભારે આચકો ખાય છે બકે શુદ્ધ વસ્ત્રો પહેરવાની વાત કોઇ કરે છે કે ઝટ કાન ઊચા કરે છે મુનિરાજોને આવો મોહ રાખવો કેમ પાલવે ? આમ કાન ઊચા કરવા કેમ શોભે ? તેઓ તો ત્યાગી બન્યા, તેમને વળી મલમલની સુલાયમતા કે રેશમની કુમાશતા ઉપર મોહ શો ? મુનિ રાજોથી તો આવી હિસાને ઉત્તેજન અપાય જ કેમ ? હિસાજન્ય વસ્તુઓનો સ્વીકાર એટલે હિસાને ઉત્તેજન, એ એક બાલક પણ સમજી શકે તેવી હકીકત છે. જે વસ્તુની જેટલી વપરાશ વધારે હોય તે વસ્તુની તેટલી પેદાશ-ઉપજ વધારે હોવી જ જોઇએ. અને ચીજને ઉત્પન્ન કરતા જે હિસાજન્ય દોષ લાગે, તેના ભાગી બધા યે થાય મનુજીએ જીવવધના કાર્યમા સાત જણને પાપકી બતાવ્યા છે. જેમા 'સાદકશ્ચ' કરીને ખાનારને પણ ગણાવ્યા છે તેવીજ રીતે રેશમી અને વિલાયતી વસ્ત્રોમા જે હિસા

થાય છે તેના ભાગીયા તે વસ્ત્રોને પહેરનાર કેમ નહિ ? જૈન દષ્ટિએ કરનાર, કરાવનાર અને અનુમોદનારને-ત્રણેને ભાગી બતાવ્યા છે. આ રીતે પણ તેવાં વસ્ત્રોને પહેરનાર એક પ્રકારે અનુમોદનાર-ઉત્તેજન આપનાર હોઇ પાપના ભાગી જ થાય, એ સ્પષ્ટ બાબત છે. આ બેવડી અપવિત્રતા વ્હોરીને પણ મુલાયમતાનો મોહ ન છોડાય, તો પછી શુદ્ધિ-પવિત્રતાની વાત જ કયાં રહી ? અત એવ જૈન સમાજનાં ચારે અંગોએ-સાધુ-સાધ્વી શ્રાવક-શ્રાવિકાઓએ જ્યાં જ્યાં આ અપવિત્રતા પેસી ગઇ હોય ત્યાં ત્યાંથી તેને દૂર કરી શુદ્ધ થવાની ખાસ આવશ્યકતા છે.

બીજી બાબત કેશર સંબંધી છે. કેશરનો ઉપયોગ મોટે ભાગે જૈન મંદિરોમાં થાય છે. એટલે કેશરને પ્રભુપૂજાનું એક ઉપકરણ માનવામાં આવ્યું છે. ઉપકરણ એટલે સાધન. કોઇપણ સાધ્યને માટે સાધનો એક નહિં અનેક હોય છે. અને એવો તો નિયમ કદાપિ હોઇજ ન શકે કે-અમુક ક્રિયામાં અમુક સાધન ન હોય તો તે ક્રિયા થઇ જ ન શકે. મોક્ષ જેવી અલક્ષ્ય વસ્તુની પ્રાપ્તિ-સાધ્ય માટે પણ અનેક સાધનો શાસ્ત્રકારોએ બતાવ્યાં છે; ત્યારે પ્રભુપુજા જેવી ક્રિયામાં અમુક વસ્તુ ન હોય તો તે ક્રિયા નજ થઇ શકે, એવી માન્યતા કેમ રાખી શકાય ? ગુલાબનું ફૂલ ન મળે તો શું કેવડો અથવા ચંબેલી આદિ ઉત્તમ સુગંધિત પુષ્પોથી કામ ન થઇ શકે ? અવશ્ય થઇ શકે. જો નજ હોય, તો એવાં ક્ષેત્રોના મનુષ્યો, કે જ્યાં તે પુષ્પો ન થતાં હોય, પ્રભુપૂજાથી વંચિતજ રહે. બલ્કે મારૂં તો ત્યાં સુધી માનવું છે કે, પ્રભુની આજ્ઞા એવી પણ ન હોવી જોઇએ અને છે પણ નહિં કે-અમુક ક્રિયામાં અમુક વસ્તુ ન હોય તો તે ક્રિયા થઇજ ન શકે. એક જાતના ફુલના બદલામાં બીજી જાતનું ફૂલ હોય તો

તે ક્રિયા થાય, પરન્તુ કદાચિત્ માની લ્યો કે કોઇ ક્ષેત્રમાં કોઇ પણ જાતનું સુગંધિત પુષ્પ ન મળે, તો શું ત્યાંના મનુષ્યોએ પૂજા મર્યાદા છોડી દેવી ? કદાપિ નહિં. જે કંઇ સાધનો પ્રાપ્ત થાય, તેનાથી કામ તો સાધવું જ જોઇએ. આવોજ પ્રશ્ન કેશરનો પણ છે. કેશર માટે ચાલેલી ચર્ચા ઉપરથી એટલું તો અવશ્ય જોવાયું છે કે કેશરમાં અપવિત્ર વસ્તુઓનાં પટ અવશ્ય દેવાય છે, પરંતુ કયા કેશરમાં તેવો પટ દેવાયલો છે અને કયા કેશરમાં નથી દેવાયેલો, એ જાણવું અશક્ય છે. જો કે કેટલાક લોકોએ તેની પરીક્ષા કરાવી છે અને તેમાં કાશ્મીરથી આવતું કેશર કહેવાય છે કે શુદ્ધ છે, પરન્તુ સાથે એમ પણ જાહેર થયું છે કે-તે કેશર એટલા પ્રમાણમાં નથી થતું કે જેથી બધે પહોંચી શકે અને તેથી વ્યાપારિઓને ભેળસેળ કરવુંજ પડે, એ સ્વાભાવિક છે. આવી અવસ્થામાં કેશરના વાપરનારાએ શું કરવું, એ એક વિચારણીય પ્રશ્ન છે. આ પ્રશ્ન ક્રિયાની શુદ્ધતા સાથે વધારે સંબંધ ધરાવે છે. કોઇ પણ ક્રિયામાં જોઇતાં ઉપકરણો શુદ્ધ હોય તોજ વાપરવાં, કે અશુદ્ધ-અપવિત્ર હોય અથવા તેવી શંકાવાળાં હોય તોપણ ચાલવા દેવાં ? એનો નિર્ણય થાય તો કેશરની ચર્ચાનો નિવેડો શીઘ્ર આવે તેમ છે. આમાં પણ મારૂં નમ્ર મન્તવ્ય તો એજ છે અને તે દરેકના સમજમાં આવી શકે તેમ છે કે, જો કેશર, કહેવાય છે તેમ અપવિત્ર વસ્તુના પટવાળું અથવા ખાતરી વિનાનું કે શંકાવાળું હોય તો તે ન વાપરતાં કેવળ ચંદનનોજ ઉપયોગ કરવો વધારે શ્રેષ્ઠ છે. કારણ કે જે કેશરથી પૂજા કરવામાં આવી હોય તે કેશર કદાચ અપવિત્ર નીકળે, તો તેનો દોષ મહાન્ લાગે. જ્યારે કેશર નહિં વાપરવાથી કંઇ નુકસાન તો થવાનું નથીજ. લાભને બદલે નુકસાન થવાનો ભય હોય, એવું કાર્ય કરી શંકામાં ઉતરવું, એના

કરતાં તે વસ્તુનો ઉપયોગ નજ કરવો. એ શું ખોટું છે ? કિચ્ચડમાં પગ નાખીને ધોવો, એના કરતાં કિચ્ચડમાં પગ નજ નાખવો શું ખોટો, અને એ તો પહેલાંજ કહેવાયું છે કે-કોઇ પણ ક્રિયાનાં સાધનોમાં કોઇ સાધનની ખામી હોય, તો તેથી કરીને કંઇ ક્રિયા છોડી દેવાય નહિં. ક્રિયાની ફલપ્રાપ્તિનો આધાર મુખ્યત્વે માનસિક પરિણામો ઉપર છે. શુદ્ધ પરિણામથી-અન્તઃકરણની શુદ્ધતાથી મનુષ્ય ગમે તેટલાં સાધનોથી પણ ક્રિયા કરે, તો તેને ફલની પ્રાપ્તિ તેટલી જ થાય, જેટલી કે થવી જોઇએ. ચંદન જેવી વસ્તુ, કે જેમા અપવિત્રતાની શકા પણ ન થાય, એવી શુદ્ધ વસ્તુ વાપરવાથી પુરીથી કામ ચાલી શકે છે, તો પછી શંકાવાળી વસ્તુ શા માટે વાપરવી જોઇએ ? વીરપ્રભુના શાસનમાં જેટલી ધાર્મિક ક્રિયાઓ છે, તેનો ઉંડાણથી વિચાર કરવામાં આવે તો તે બધી ક્રિયાઓ એવી છે કે, જેની સાધના ગરીબમાં ગરીબ પણ કરી શકે અને એક ઉચ્ચકોટીનો ધનાઢ્ય પણ કરી શકે. ધાર્મિક ક્રિયાઓ કરવાનો સૌને સમાન હક્ક છે. તેમાં કોઇ પણ જાતની જબરદસ્તી કે ટેકસ-કર જેવું કંઇ છે જ નહિં. વીતરાગના શાસનની આ એક ખુબી છે. આ ખુબીને સમજનાર કેશર કે અપવિત્ર વસ્ત્રો જેવી વસ્તુઓ માટે કદાપિ આગ્રહ ન કરી શકે કે આના વિના તો ચાલે જ નહિં. પરમાત્માના શાસનની દરેક ક્રિયાઓમાં રહેલી આ ખૂબીનો વધારે પરિસ્ફોટ કરવાનું હવે પછીના અંકો ઉપર મુલતવી રાખી હાલ તુર્તમાં તો

આત્મકલ્યાણાભિલાષી મુનિરાજો અને જૈન ગૃહસ્થો,
પોતામાં રહેલી વિલાયતી વસ્ત્રો અને રેશમની અપવિત્રતા
તથા કેશર સંબંધી અપવિત્રતા દૂર કરી બહુ જલદી

**—પોતાની શુદ્ધિ કરે—**

એટલુંજ ઇચ્છી વિરમું છું.

***

## ( ૩ )

# શીખો.

**શીખવાનાં** સ્થાનો કેટલાં? આખું વિશ્વ. ગમે ત્યાં જાઓ, ગમે તે સમાજની પ્રવૃત્તિનું અવલોકન કરો, ગમે તે વ્યક્તિનું જીવન તપાસો. સૌ પાસેથી કંઇને કંઇ જાણવાનું, વિચારવાનું અને અનુસરવાનું મળશેજ. સંસારનો વ્યવહાર પણ તેમજ ચાલી રહ્યો છે. એક જાતિ બીજી જાતિનું, એક સમાજ બીજા શમાજનું, અને એક વ્યક્તિ બીજી વ્યક્તિનું અનુકરણ કરેજ છે. અને તેટલા માટેજ સંસારને એક મહાન્ શિક્ષાલય કિંવા યુનિવર્સિટીની ઉપમા આપવામા આવે છે. પોતાની સ્થિતિમા પરિવર્તન કરવા માટે બીજાની સ્થિતિનું અવલોકન કરવું આવશ્યક છે. જૈનસમાજે આ નિયમ ઉપર પૂર્ણ ધ્યાન આપવાનું છે. જો કે એ વાત ખરી છે કે

વ્યાપારની દ્દષ્ટિએ કિંવા દ્રવ્યવ્યય કરવાની દ્દષ્ટિએ જૈન સમાજ બીજા સમાજો કરતાં પાછળ પડતો નથી; પરંતુ કાર્યની દ્દષ્ટિએ તો જૈન સમાજ હજુ વધારે નહિ તો પચાસ વર્ષ તો જરૂરજ પાછળ છે. આર્યસમાજ જેવો એક સમાજ, કે જે એક સોસાઇટીના રૂપમાં લગભગ અડધી સદી પહેલાં સ્થાપન થયો હતો, તેણે જે પ્રગતિ કરી છે, તેના પ્રતિહાસ ઉપરથી જૈન સમાજે ઘણુંજ શીખવાનું છે. એમ કહેવું લગારે ખોટું નથી.

આર્યસમાજમાં ચારથી વધારે ગુરૂકુલો, ૨ કૉલેજો અને કેટલીએ હાઇસ્કૂલો છે. આ સંસ્થાઓ સંસ્થાઓ માત્રજ નહિં, કિન્તુ જેમાં સેંકડો હજારો બાળકો શિક્ષા લઇ રહ્યા છે, એવી આદર્શ સંસ્થાઓ છે, ન્હાની ન્હાની સ્કુલો અને પાઠશાળાઓની તો વાતજ શી કરવી ? આ તો આર્યસમાજની વાત થઇ. **દેવસમાજ** કે જેના સ્થાપક અત્યારે વિદ્યમાન છે, અને જેની સ્થાપાના થયે થોડાંક વર્ષો થયાં છે, તેમાં પણ ત્રણ હાઇસ્કૂલો, એક કૉલેજ, કેટલીએ પ્રાથમિક સ્કૂલો અને ત્રણ અછૂત જાતની સ્કૂલો વિદ્યમાન છે. આવીજ રીતે **રાધાસ્વામી** આદિ મતોમાં પણ પોતાના સમાજમાં શિક્ષણનો પ્રચાર કરનારી અનેક કૉલેજો, અને હાઇસ્કૂલો હયાતી ભોગવે છે. જ્યારે ખેદનો વિષય છે-કે જૈન સમાજમાં અનેક કોટયાધીશો અને હજારો લક્ષાધિપતિઓ હોવા છતાં એક પણ કૉલેજ કે એક પણ આદર્શ હાઇસ્કૂલ નથી. ( મુંબઇની પી. પી. હાઇસ્કૂલ નામ માત્રની અવશ્ય છે, ) ' કૉલેજ અને હાઇસ્કૂલ 'થી મારી મતલબ સ્વતંત્ર સુંદર શિક્ષાલયો વિદ્યાલયો–વિદ્યાપીઠોની છે. આવું એક પણ સ્થાન હયાતી નથી ભોગવતું. બેશક આપણે ત્યાં બાળાશ્રમો, બોર્ડિંગો અને પાઠશાળાઓ અનેક છે, પરન્તુ એમાં આદર્શ સંસ્થાઓ કેટલી છે ? અથવા એમાં એવી કેટલી

સંસ્થાઓ છે કે જેનું ફળ જૈન સમાજ ચાખી શકે ? એ ઉપર જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે ખરેખર અત્યન્ત ખેદ થયા વિના નથી રહેતો. ખરી વાત તો એ જ છે કે જૈન સમાજમાં શિક્ષાનો જ મળમા અભાવ છે. ધનાઢ્યો અને ગર્ભ શ્રીમંતોને તો પોતાનાં બાળકોના જીવનો સુધારવાની દરકાર જ નથી. ૫ દરેક વર્ષની ઉમરનો પુત્ર દુકાન ઉપર બેસી ૨૫-૩૦ રૂપિયાના પગારદાર જેટલું કાર્ય કરી મદદગાર થાય, એમાંજ તેઓ પોતાના કર્ત્તવ્યની 'પ્રતિશ્રી' સમજે છે. પછી તે છોકરો સુશિક્ષા કે સુસંસ્કારોના અભાવે દુરાચારી જ કેમ ન થાય. જ્યારે બીજી તરફ ગરીબ કે સાધારણ વર્ગને તો પેટની જ પડી હોય, તો પછી ખર્ચ કરીને કે મફત પણ શિક્ષા લેવાનું સુઝે જ કેમ ? આવી સ્થિતિમાં શિક્ષાનું મહત્ત્વ ન સમજવાથી આખો સમાજ અશિક્ષિતાવસ્થા ભોગવે અને એક પણ આદર્શ સંસ્થા નજરે ન પડે, એમાં આશ્ચર્ય જેવું શું છે ? આર્ય સમાજની આવી સ્થિતિ નથી. આર્ય સમાજમાં પ્રાય કરીને સારા સારા સુખી ગૃહસ્થો પણ પોતાના ખરચે પોતાનાં બાળકોને ગુરૂકુળાદિ સંસ્થાઓમાં ન્હાની ઉમરથી દાખલ કરે છે. આર્ય સમાજનાં ગુરૂકુળોમાં કોઇ અત્યન્ત ગરીબ વિદ્યાર્થિને મફત દાખલ કરવામાં આવે, એને બાદ કરીએ તો મ્હોટા ભાગે વિદ્યાર્થિઓ પાસે ૧૫-૨૦-૨૨ રૂપિયા માસિક લેવામા આવે છે. આ પ્રમાણે દાખલ થનારાઓને માટે માસિક ફી રાખેલી ન્હોવા છતા સેંકડો વિદ્યાર્થિઓ એકએક ગુરૂકુળમાં નજરે પડે અને એવાં અનેક ગુરૂકુલો, વિદ્યાર્થીઓથી ઉભરાતાં દેખાય છે, એ પોતાનાં બાળકોને ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાવી શિક્ષા પ્રાપ્ત કરાવવાની તીવ્ર જિજ્ઞાસા સિવાય બીજું શું બતાવે છે ? જ્યારે બીજી તરફ જૈનોની સંસ્થાઓમાં ખાન, પાન, વસ્ત્ર, સ્થાન અને

તમામ પ્રકારની સગવડો પૂરી પાડવા છતાં વિદ્યાર્થિઓની જોઇએ તેવી સંખ્યા ન દેખાય, એ શું બતાવે છે ? ધનાઢ્યો અને ગર્ભશ્રીમંતોની બેદરકારી અને ગરીબોને પેટની ચિંતા કે બીજું કંઇ ? જૈન સમાજની આ સ્થિતિ ન સુધરે, ત્યાં સુધી જૈનોની સંસ્થાઓ જોઇએ તેવી પ્રગતિ ન કરી શકે, એ દેખીતી વાત છે. વૃંદાવન ગુરૂકુળના ઉત્સવમાં દસથી ૧૨ હજાર મનુષ્યો એકત્રિત થયા હતા. તેઓમાં મ્હોટો ભાગ-બલ્કે સેંકડે ૯૫ ટકા જેટલો ભાગ શિક્ષિતજ નજરે પડતો હતો. એટલું જ શા માટે ? સારા સારા વક્તાઓની પણ એક મ્હોટી ફોજ ત્યાં મૌજૂદ હતી. સ્હવારના ૮ થી રાત્રિના ૯ વાગ્યા સુધી પંડાલમાં વ્યાખ્યાનોની ધૂમ ચાલી રહેતી હતી, અને તેમાં એકએકથી ચઢીયાતા વક્તાઓ નજરે પડતા હતા. એટલું જ નહિ, પરન્તુ સ્ત્રિઓનો જે મ્હોટો સમુદાય એકત્ર થયો હતો, તેમાં પણ મ્હોટો ભાગ શિક્ષિતાઓનોજ હતો. કોઇ પણ વિચારક આર્યસમાજની આ સ્થિતિ તરફ નજર કરશે તો તેને જણાશે કે જૈન સમાજ શિક્ષાના વિષયમાં ખરેખર ઘણો જ પાછળ છે.

આ પ્રસંગે જૈનસમાજનું એક બીજી વાત તરફ પણ ધ્યાન ખેંચવું આવશ્યક સમજું છું. આર્યસમાજના જે ઉત્સવનો ઉપર ઉલ્લેખ કરવામાં આવેલો છે, તે એક **સંસ્થાનો વાર્ષિકોત્સવ હતો.** એક સંસ્થાના વાર્ષિકોત્સવમાં પોતાની સમાજના દસથી બાર હજાર મનુષ્યો એકત્રિત થાય, પાંચ પાંચ દિવસ સુધી આખો દિવસ વ્યાખ્યાનોની ધમાલ મચી રહે, અને એક વિશાળ જંગલમાં મહાન્ મેળો ભરાય-એ બધું શું બતાવી આપે છે? સામાજિક અભિમાન, મમત્વભાવ, અને લાગણી કે બીજું કંઇ ? આ ઉપરાન્ત છેલ્લા દિવસે સંસ્થા માટે દ્રવ્યની અપીલ પ્રસંગનું દશ્ય જેણે જોયું હતું, તેમને ખબર છે એક સમાજ પોતાની એક સંસ્થાના નિભાવ માટે

દ્રવ્યનો કેવો વરસાદ વરસાવી રહ્યો હતો ! કોઇ સમાજનો એક ધનાઢ્ય કોઇ સંસ્થામાં એક સાથ લાખ રૂપિયાનું દાન કરે તેમાં તે મહત્વ નથી, જે મહત્વ સમાજના હજારો મનુષ્યો-ગરીબ કે ધનાઢ્ય-પોત પોતાની શક્તિ પ્રમાણે આ ઉદારતા પૂર્વક-ઉત્સુકતાથી દાન કરે. આર્ય સમાજની આ સ્થિતિ હતી. એકજ વ્યાખ્યાનમાં એકજ વખતે તે વખતે લગભગ ચાલીસ હજાર રૂપિયા વાર્ષિક ખર્ચ માટે એકત્ર થયા હતા. જૈનોની એક પણ એવી સંસ્થા છે, કે જેના વાર્ષિકોત્સવમાં આટલી જનતા એકત્રિત થતી હોય, અને ઉદારતાથી બધાએ આમ ફાળો આપતા હોય !

વૃંદાવનમાં આ ગુરૂકુળ ઉપરાન્ત એક બીજી સંસ્થા છે, જેનુ નામ છે **પ્રેમ મહાવિદ્યાલય** ગુરૂકુળનો ઉદ્દેશ વિદ્વાનો વક્તાઓ અને સમાજને માટે આત્મભોગ આપનારા માણસો તૈયાર કરવાનો છે, ત્યારે પ્રેમમહાવિદ્યાલયનો ઉદ્દેશ હુન્નર-ઉદ્યોગદ્વારા મનુષ્ય પોતાનો નિર્વાહ ચલાવી શકે, તેને ગુલામી કે પરાધીનતામાં પડવાનો વખત ન આવે એવા માણસો તૈયાર કરવાનો છે. આ બન્ને સંસ્થાઓમાં એક વાત ખાસ જોઇ. અને તે એ કે-બન્ને સંસ્થાઓ તેને પોતાનું સર્વસ્વ અર્પણ કરેનાર સ્વાર્થત્યાગી વ્યક્તિઓના બળથીજ ચાલી રહી છે. અને એ વાત તો નક્કી છે કે જ્યાં સુધી પ્રત્યેક સંસ્થાને માટે તેનો આત્મા બનીને રહેનારી વ્યક્તિઓ ન મળે ત્યાં સુધી માત્ર ૫૦-૧૦૦ કે ૧૨૫ ના પગારદારો ઉપર સસ્થાઓની પ્રગતિનો આધાર રાખવો એ ખરેખર ભૂલ ભરેલુંજ છે. નિસ્વાર્થ વૃત્તિ અને આદર્શ જીવન બાળકોનાં હૃદયો ઉપર જે છાપ પાડી શકે છે, તે છાપ લોભવૃત્તિમાં આસક્ત બનેલા પગારદારો શું પાડી શકે ? આર્યસમાજની બધી સસ્થાઓમાં તપાસ કરો, ચોકસ વ્યક્તિઓ તો સંસ્થાઓના આત્મા બનીને રહેલી આપણને

નજરે પડશેજ. ગુરૂકુલકાંગડીમાં મહાત્મા મુનશીરામ ( સ્વામી શ્રદ્ધાનંદજી ) પોતાનું સર્વસ્વ તેમાં સમર્પીને ફકીરી લઇ તે સંસ્થા ન ચલાવતે, તો સેંકડો વાઘ અને વરૂના નિવાસવાળા તે ભયંકર જંગલમાં એવું આદર્શ ગુરૂકુળ કેમ થઇ શકતે ? જૈનોમાં છે કોઇ આવા સ્વાર્થત્યાગી ગૃહસ્થો ? સ્થિતિ અને શક્તિ હોવા છતાં જિંદગીનો ચોક્કસ ભાગ પણ ન અપાય, ત્યાં સુધી કેમ કહી શકાય કે આપણને સમાજ અને ધર્મ પ્રત્યે પ્રેમ છે ? વાતો સંસારમાં કોણ નથી કરતું ? વાતો કરનારા તો હજારો મળી શકે, ટીકાઓ કરતાં પણ સૌને આવડે, પરન્તુ કાર્ય કરી બતાવનારા કેટલા છે ? જૈનસમાજને જોઇએ છે કામ કરનારાઓ ! જૈનસમાજને જોઇએ છે સ્વાર્થત્યાગીઓ ! જ્યાં સુધી જૈનોની તમામ સંસ્થાઓને આવા સ્વાર્થત્યાગી શિક્ષિત પુરૂષો ન મળે ત્યાં સુધી સંસ્થાઓની સ્થિતિઓ અતિ શીઘ્ર સુધરવી તો કઠિનજ છે. એક વાત અવશ્ય વિચારવા જેવી છે. જૈનસમાજમાં એવા શિક્ષિત યુવકો મૌજૂદ છે કે જેઓ શાસન સેવાની ભાવના અને સમાજની દાઝ ધરાવે છે. આવા યુવકો સ્વાર્થત્યાગ કરી આપણી સંસ્થાઓનું સુંદર સંચાલન કરી શકે. પરન્તુ ' મારૂં શું થશે ? ' ' મારી પાછળનાઓનું શું થશે ' આવી ચિંતાઓ જ્યાં રાતદિવસ સતાવી રહી હોય ત્યાં સ્વાર્થ ત્યાગ કે શાસન સેવાની ભાવના કેમ ફળીભૂત થઇ શકે ? ખરી વાત તો એ છે આવા સુભટોને માટે સમાજ તરફથી અથવા તે સંસ્થાઓ તરફથી જ એવી સગવડો હોવી જોઇએ કે જેથી નિશ્ચિંત પણે તેઓ કાર્ય કરી શકે. વળી આપણે ત્યાં એ પણ વાત છે કે આપણી સંસ્થાઓની સમસ્ત પ્રકારની લગામ બિન કેળવાયલા ધનાઢ્યોના હાથમાં રાખવામાં આવે છે, અને તેથી તેઓ કોઇપણ પ્રગતિના કાર્યમાં માથું મારી અડચણરૂપ થાય છે. આ બે બાબતો

ન સુધરે ત્યાં સુધી સંસ્થાઓનું ક્ષેત્ર સુંદર ફળ આપનારું નો નજ થઇ શકે.

ત્રીજી એક બાબત ખાસ વિચારવાની છે અને તે એ કે-જૈનસમાજ એક વેપારી સમાજ હોવાથી દરેક કાર્યમાં જલદી ફળની આશા રાખે છે. સમાજની આ ઉતાવળ એટલી બધી નુકસાન કર્તા નીવડે છે કે-જે સંસ્થાથી જે કંઇ થોડું ઘણું ફળ મળવાની આશા હોય છે, તેનાથી પણ વંચિત રહે છે. જરા ગુરૂકુળોનું નિરીક્ષણ કરો. ગુરૂકુળમાં ઓછામાં ઓછાં ચૌદ વર્ષ તો વિદ્યાર્થીને રહેવું જ પડે છે અને તે પછી ત્રણ વર્ષ મહાવિદ્યાલયમાં અભ્યાસ કરે છે, ત્યારે એક વિદ્યાર્થિ સ્નાતક થઇને નીકળી શકે છે. આટલું ધૈર્ય જે સમાજ ધારણ કરે તે ઉત્તમ ફળો ચાખે એમાં નવાઇ શી છે ? આપણે ત્યાં તો સંસ્થા સ્થાપન થઇ કે તત્કાળ એ ચિલ્લાહટ શરૂ થાય છે કે-' હજુ લગી કંઇ ફળ તો મળ્યું નહિ ? ' ' કોણ જાણે સંસ્થામાં શું ચાલે છે ! ' ' વિદ્યાર્થિઓ શું ભણે છે ? ' દુકાન પર બેસીને કાપડ વેતરનારા કે આટો દાળ વેચનારા-ઓમાં આવી વાતો શરૂ થાય છે. એકે બીજાને કરી, બીજાએ ત્રીજાને ! ચાલ્યા ગામ ગપાટા. આનું પરિણામ એ આવે છે કે સંસ્થા ઉપરથી સમાજની શ્રદ્ધા ઉઠી જાય છે. અને તેથી સંસ્થા કાં તો થોડામાંજ પોતાના શ્વાસ પૂરા કરે છે અને કદાચ થોડો વખત જીવે છે તો પણ તે મુડદાલ અવસ્થામાંજ ! આર્યસમાજ પોતાની સંસ્થાઓને ચલાવવામાં વર્ષો સુધી લાખોનો વ્યય કરી નાખે છે, ત્યારે લાંબી મુદતે સુંદર ફળો ચાખી શકે છે અને તે ફળો એટલાં સુંદર ઉતરે છે કે તે સમાજ માટે આશીર્વાદરૂપ થઇ પડે છે.

ટુંકમાં કહેવાનું એટલુંજ છે કે ધૈર્ય, સાહસ, કાર્યદક્ષતા,

સામાજિક અભિમાન અને સ્વાર્થત્યાગ એ ગુણો જૈનસમાજે આર્યસમાજમાંથી શીખવાની જરૂર છે. આ ગુણો વિના કોઇ પણ ક્ષેત્રમાં જોઇએ તેવી સફળતા મેળવી શકાતી નથી. અતએવઃ—

જૈનસમાજમાં સ્વાર્થત્યાગી પુરુષો ઉત્પન્ન થાય, અને સમાજના ઉદ્ધાર માટે આદર્શ સંસ્થાઓ સ્થપાઇ તેમાંથી સુંદર ફળો જૈનસમાજ ચાખે, એટલું જ ઇચ્છી અત્યારે તો વિરમું છું.



( ૪ )

# શિક્ષા.

'શિક્ષા 'નું ક્ષેત્ર સંસારમા એટલું બધું વિશાળ અને મહત્વનું છે કે જેની બરાબરી ભાગ્યેજ બીજું કોઇ ક્ષેત્ર કરી શકે તેમ છે. શિક્ષા-જ્ઞાન-કેળવણી માટે તો નીતિકારોને ત્યાં સુધી કહેવું પડયું કે-**ज्ञानेन हीनाः पशुभिः समानाः** । કિંવા **विद्याविहीनः पशुः** શિક્ષાનુ-વિદ્યાનું માહાત્મ્ય આથી વિશેષ શું વર્ણવી શકાય ? અને એ વાત સાચી જ છે કે-કોઇ પણ જમાનામા મનુષ્ય જીવનની યાત્રા પૂર્ણ કરવામાં શિક્ષા-વિદ્યા જેટલી ઉપકારી નીવડી શકે છે, તેટલું બીજું સાધન ઓછું જ નીવડે છે. જે સમાજ કે જ્ઞાતિમાં શિક્ષાનો પ્રચાર નથી-શિક્ષિત પુરૂષોની બહુલતા નથી, તે સમાજ કે જ્ઞાતિ સંસારની અન્યાન્ય શિક્ષિત સમાજોની સાથે ઉભા રહી

શક્તી જ નથી, અને ઉભી રહેવાને લાયક પણ નથી. પછી તે સમાજ કે જ્ઞાતિ સૌથી વધારે પ્રાચીન અને પવિત્ર જ કેમ ન હોય ! દેશની, સમાજની, ધર્મની ઉન્નતિનો આધાર **શિક્ષા** જ છે. લાખો અશિક્ષિતોના ટોળામાં ગણ્યા ગાંઠ્યા શિક્ષિતો વધારે કામ કાઢી શકે છે. જો કે ઇતિહાસનાં પૃષ્ઠોમાં–ચરિત્રસાગરમાં એવાં રત્નો નજરે જરૂર પડે છે કે જેમણે અક્ષરજ્ઞાન નહીં પ્રાપ્ત કરેલ હોવા છતાં તેઓ વિદ્વાન્ કહેવાયા છે. સમાજ અને દેશના સારથી બનેલા છે. પરન્તુ તે ઉપરથી આમ રીતા એવું બંધારણ ન બાંધી શકાય કે અક્ષરજ્ઞાનની–શિક્ષાની કંઇ આવશ્યકતા નથી. કુદરત તરફની એવી બક્ષિસ તો લાખોમાં એકાદ જ એવી વ્યક્તિને મળે છે. એકાદ પાંચ વર્ષના બાળકને સંગીતમાં કમાલ કામ કરતો જોઇએ, પરન્તુ તેથી સંગીત શિક્ષાની અનાવશ્યકતા ન સ્વીકારાય. તેવી જ રીતે એકાદ માણસ વગર ભણે વિદ્વાન્ થયો હોય તો તેથી બધાએ વગર ભણે વિદ્વાન્ થાય, એમ તો નહિ જ. વિદ્વાન્ થવાનાં જે સાધનો છે–વાસ્તવિક શિક્ષાનાં જે સાધનો છે, તે સાધનો મેળવવાં જ જોઇએ. અર્થાત કોઇ પણ સમાજે પોતાના સમાજની ઉન્નતિ કરવા અર્થે **શિક્ષા વિભાગ**ની યોજના કરવી જ જોઇએ.

ગયા લેખમાં '**શીખો**' શીર્ષક લેખમાં આ સંબંધી કંઇક ઇશારો કરી ગયો છું. તે ઉપરથી વાચકો જોઇ શક્યા હશે કે આર્યસમાજ જેવા નાનકડા અને નવા ઉત્પન્ન થયેલા સમાજ કરતાં પણ **જૈનસમાજ** શિક્ષાના વિષયમાં ઘણા જ દરજ્જે પછાત છે. જૈનસમાજની ભાવી પ્રજાને માટે જૈનસમાજ પાસે શિક્ષાનું એક પણ સુંદર સાધન નથી. જો કે એ વાત સાચી છે કે જૈન ધનાઢ્યો પ્રતિવર્ષ બીજાં કાર્યોની માફક શિક્ષાના ક્ષેત્રમાં પણ હજારો નહિ બલ્કે લાખો રૂપિયાનો વ્યય અવશ્ય કરે છે, 'પરન્તુ કોઇ એમ નથી

વિદ્યાન્તુ કે—તેટલા વ્યયના પ્રમાણમા સમાજના બાળકો અને યુવકો ઉપયોગી શિક્ષા કેવી પ્રાપ્ત કરે છે જૈન સમાજના બાળકો માટે શિક્ષાના સાધનો સરકારી સ્કૂલો સિવાય બીજા ક્યા છે? અને સરકારી સ્કૂલોનુ શિક્ષણ સમાજ ધર્મ દેશ કે જાતિને માટે કેટલુ ઉપયોગી થયુ છે, અથવા થાય છે તે અત્યાર સુધીના અનુભવ ઉપરથી સારી રીતે જોવાઇ ગયુ છે શિક્ષાનો ઉદ્દેશ સુંદર જીવન ઘડવાનો જ હોઇ શકે જે શિક્ષા પ્રાપ્ત કરતા મનુષ્ય સુંદર ચારિત્રશીલ ન બની શકે તે શિક્ષા શિક્ષા કેમ કહી શકાય? એક બંગાળી વિદ્વાન્ પોતાના ગ્રંથમા લખે છે કે " વર્તમાન શિક્ષાના પરિણામે ભારત-વર્ષના હજારો યુવક નાસ્તિક બને છે " આ કથન ક્યા સુધી સત્ય છે તે વાચકો સ્વાનુભવ ઉપરથી સ્વયં સમજી શકે તેમ છે પરંતુ એટલુ તો અવશ્ય છે કે દેશાભિમાની, ધર્માભિમાની સદાચારી નાગરિકો તૈયાર કરવા માટે સ્વતંત્ર શિક્ષાલયોની ખાસ આવશ્યકતા છે

જૈન કોમ એક ધનાઢ્ય અને ઉદાર કોમ છે પહેલા કહેવા પ્રમાણે જૈન સમાજના લાખો રૂપીયા શિક્ષા વિભાગમા વ્યય પણ થાય છે પરન્તુ સાર્થકતા થતી નથી તો પછી શા માટે જૈનધર્મમા સ્વતંત્ર શિક્ષાલયો ન સ્થાપન કરવા જોઇએ?

સાધારણ દૃષ્ટિથી જોતા આપણામા સંસ્થાઓની કમી નથી મુંબઇ અમદાવાદ પાટણ ભાવનગર, મહુવા લીંબડી, પાલીતાણા, જામનગર વઢવાણ રાજકોટ, મહેસાણા, જૂનાગઢ, સુરત ભરૂચ, નરસાપુર શિવપુરી વગેરે સ્થાનોમા બોર્ડિંગો મૌજુદ છે અને આ બોર્ડિંગમા ઠીક તો એવી છે કે જેમા સારી સંખ્યામા જૈન વિદ્યાર્થીઓ રહે છે અને આ બોર્ડિંગોમા ખર્ચ પણ કંઇ કમ નથી થતુ પરન્તુ આ બધા સ્થળોમા સ્વતંત્ર શિક્ષા આપનારી સંસ્થા ભ યેન એ દ બે છે દરેક સ્થળે વિદ્યાર્થીઓને સરકારી શાળાઓમા

જ ભણાવવામાં આવે છે. હા, જૈન વિદ્યાર્થીઓ, જૈન સંસ્થા અને મદદ કરનારા પણ જૈનજ હોવાથી એકાદ કલાક ધાર્મિક શિક્ષણ આપવામાં જૈન શિક્ષણની ' ઇતિશ્રી ' સમજવામાં આવે છે. મારા નમ્ર મન્તવ્ય પ્રમાણે હવે તે સમય આવી લાગ્યો છે કે જૈન સમાજે પોતાનાં બાળકો માટે સ્વતંત્ર શિક્ષાલયો, વિદ્યાલયો સ્થાપન કરવાં. રાષ્ટ્રી દૃષ્ટિએ સાચા દેશાભિમાની શહેરીઓ ઉત્પન્ન કરવા જેમ રાષ્ટ્રીય શાળાઓ અને વિદ્યાપીઠો સ્થાપન કરવા તરફ દેશના નાયકોનું ચિત્ત પ્રેરાયું છે; તેવીજ રીતે સામાજિક, ધાર્મિક અને જાતીય દૃષ્ટિએ જૈન સમાજે સ્વતંત્ર વિદ્યાપીઠો સ્થાપવાંજ જોઇએ. એ સ્પષ્ટ જોવાયું છે અને કેટલાક ખુસો પણ પાડે છે ( જો કે તેમની ખુસો કેવળ તિરસ્કાર બુદ્ધિથીજ નીકળે છે ) કે જૈન બાળકો અને યુવકોમાં ધર્મની વાસનાઓ-દેવ-ગુરૂ-ધર્મ, ઉપરની શ્રદ્ધાઓ કમ થતી જાય છે આને માટે માત્ર એજ ઉપાય વધુ સારો છે અને તે એ કે સ્વતંત્ર વિદ્યાલયો સ્થાપન કરવાં અને તેમાં એવુંજ શિક્ષણ-એવાંજ પાઠ્યપુસ્તકોદ્વારા આપવું જોઇએ કે જેથી ધર્મની વાસનાઓ સતેજ રહેવા સાથે જૈન બાળકો જૈન સંસ્કૃતિવાળું જ્ઞાન પ્રાપ્ત કરે. પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રભાવે ઉત્તમ કુળવાન ગણાતા મનુષ્યોનાં ઘરોમાં દારૂ અને માસનો પ્રવેશ થયેલો કોણ નથી જાણતું ? આવા ધનાઢ્યો-ગર્ભ શ્રીમંતોનાં બાળકો સ્વાભાવિક રીતે કુસંસ્કારના ભોગ થઇ પડેલ હોય છે અને તેમાં વર્તમાન શિક્ષાથી પાશ્ચાત્ય સંસ્કૃતિનું પોષણ મળે છે પરન્તુ આ સ્થિતિ વધારે આગળ વધતી અટકાવવા અને સર્વ સાધારણ વર્ગમાં સુશિક્ષાનો વિચાર કરવા સૌથી પહેલી તકે સ્વતંત્ર વિદ્યાલયો સ્થાપના અને સ્થપાવવા તરફ શ્રીમંતો અને આચાર્યાદિ ધર્મના ધોરિઓએ લક્ષ્ય વાળવાની જરૂર છે દિનપ્રતિદિન વધતી જતી બોર્ડિંગો, આશ્રમો અને ભુવનોથી જો કોઇ વિદ્યાક્ષેત્રની

સાર્થકતા સમજતા હોય તો તે ખરેખર ભૂલ ખાય છે. શિક્ષાની જે સાર્થકતા હોવી જોઇએ, તે તેનાથી નથીજ પ્રાપ્ત થતી. શિક્ષણ તેજ હોવું જોઇએ કે જેનો સંબંધ દેશ, જાતિ, સમાજ, ધર્મ અને પોતાના ચરિત્ર સાથે હોય.

પ્રાન્તે–શિક્ષાનો ક્રમ કેવો રાખવો જોઇએ ? શિક્ષાનાં પાઠ્ય પુસ્તકો માટે શું કરવું જોઇએ ? તે સંબંધી હવે પછીના લેખો ઉપર મુલતવી રાખી હાલ તુર્ત તો આચાર્યાદિ પદવીધરો અને કહેવાતા કેળવાયલાઓ જૈન સમાજના આ અગત્યના વિષય તરફ પોતાનું ધ્યાન લઇ જાય અને તેને માટે તાકીદે યોગ્ય પ્રબંધ કરવા પ્રેરાય, એવી બુદ્ધિ આપવાની શાસનદેવને પ્રાર્થના કરતો વિરમું છું.



( ૫ )

# જૈન.

એક બાલક પણ જેના નામથી અનભિજ્ઞ ન હોય, તેના ઉપર કંઇ લખવું—વ્યાખ્યા કરવી, એ વાંચનારને આશ્ચર્ય ઉત્પન્ન કરશે. પરન્તુ કહેવું અનુચિત નહિં લેખાય કે જેનાથી એક બાળક પણ અભિન્ન છે એવો શબ્દ—' જૈન ' શબ્દ—એટલો બધો સામાન્ય થઇ પડયો છે કે તેમાં રહેલું રહસ્ય સારા સારા તેને માનવાળા પણ જાણી કે સમજી શક્યા નથી. અને તેનુંજ એ કારણ છે કે ' જૈન ' નામ ધરાવવા છતાં જૈનત્વથી જનતાનો મ્હોટો ભાગ હજુ દૂર જ છે. અને તેટલા માટે ' જૈન ' શબ્દમાં રહેલું રહસ્ય યત્કિંચિત્ અંશમાં બતાવવું, એજ આ લેખનો ઉદ્દેશ છે.

' જૈન ' શબ્દનો પ્રયોગ ધર્મ, જાતિ, સંઘ, શાસન, અને

નાત્ર એટલાની માથે ઘણે ભાગે કરવામા આવે છે એટલે કે જૈન-ધર્મ, જૈનજાતિ, જૈનસંઘ, જૈનશાસન અને જૈનશાસ્ત્ર ( કિંવા જૈન પ્રવચન ) એ ' જૈન ' બગીચાના જુદા જુદા ક્યારાઓ છે આપણે જૈન બગીચાના જુદા જુદા ક્યારાઓનુ નિરીક્ષણ કરીએ, તે પહેલા જૈન બગીચાનુ સરસરી દૃષ્ટિથી અવલોકન કરી લઇએ

' જૈન ' શબ્દનો વ્યુત્પત્યર્થ આમ બને —**जयति रागादि-शत्रून् इति जिनः, जिनस्य इमे जैना.** । રાગાદિ શત્રુઓને જીતે તે જિન અને જિનના આ ' ( પછી તે ગમે તે હોય ) તે જૈન 'જૈન' શબ્દની આ વ્યાખ્યાજ તેમા રહેલા ગાભીર્યને–રહસ્યને પ્રગટ કરે છે રાગદ્વેષને છતનાર–પછી તે ગમે તે હોય–**જિન** કહી શકાય અહીં પક્ષપાતને સર્વથા તિલાજલી અપાઇ છે, તે ભૂલવી ન જોઇએ અને તેજ **જિનનો** ધર્મ–જિનનો ભક્ત–જિનનો માર્ગ તે જૈનધર્મ–જૈનભક્ત ( શ્રાવક ) કે જૈનમાર્ગ કહેવાય જ્યા રાગ-દ્વેષના ક્ષય નથી ત્યા જિનત્વ નથી અને જ્યા એવા જિનનો સ્વીકાર નથી, ત્યા ' જૈનત્વ ' નથી જૈનત્વનુ ખરૂં લક્ષણ એ છે કે રાગદ્વેષને કમ કરવાનો પ્રયત્ન કરવો રાગદ્વેષ કમ થાય એવા સાધનો મેળવવા, પણ જ્યા રાગદ્વેષને વધારવાજ રાતદિવસ પ્રયત્નો થતા હોય, જ્યાં ભેદ વૃત્તિનાજ બી વવાતા હોય અને જ્યાં નિરર્થક ઝઘડા ખડાતા હોય ત્યા કેમ કહી શકાય કે **જૈનત્વ** છે ? ખરો **જૈન** નાગદ્વેષ વધાર્વાનો પ્રયત્ન કરે કે ? ખરો જૈન પાશવિકતાને સ્વીકારે કે ? ખરા જૈન અપવિત્રતાને–ધર્મભ્રષ્ટતાને અનુમોદન આપી શકે કે ? ખરા જૈન રૂઢીનો પૂજારી હોઇ શકે કે ? ખરો જૈન તાત્ત્વિકતાને વિસારે કે ? નહીં, કદાપિ નહીં. તે તો રાગ–દ્વેષના કારણોમા પણ ભાવનાજ ચિંતવે, તે તો ક્લેશના પ્રસંગોમા પણ ક્ષમાનુંજ બખતર ધારણ કરે, તે તો શુદ્ધતાનોજ આદર કરે, તે તો કોઇ પણ

ક્રિયાના હેતુઓને તપાસે અને મૂલતત્ત્વની ગવેષણા જ કરે. જ્યાં આવું વર્તન છે ત્યાંજ જૈનત્વ છે. જ્યાં આવું વર્તન છે ત્યાંજ વીરત્વ છે. પુરૂષાર્થ છે. અસ્તુ.

હવે આપણે જૈન શબ્દનો જેની જેની સાથે પ્રયોગ થાય છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો ' જૈન 'નો જેની સાથે સંબંધ છે, તે પ્રત્યેકની સંક્ષેપમાં વ્યાખ્યા તપાસીએ.

## જૈનધર્મ.

જિનપ્રકાશિત ધર્મ તે **જૈનધર્મ**. સામાન્ય બુદ્ધિથી વિચારતાં એ તો કોઇ પણ માણસ સમજી શકે તેવી હકીકત છે કે **ધર્મજ** એક એવી વસ્તુ છે કે જે ઐહિક અને પારલૌકિક સુખ આપે છે. છતાં જૈનધર્મને માનનારા-પાળનારા સુખ અનુભવતા નથી એનું કારણ એ છે કે-જે સ્વરૂપમાં **જૈનધર્મ** છે, તે સ્વરૂપમાં જૈનધર્મને ઓળખ્યો નથી, અને કદાચ ઓળખ્યો છે, તો તે પ્રમાણેનું આચરણ નથી. **જૈનધર્મ**ની વ્યાખ્યા કરતાં એક પ્રભાવિક આચાર્ય મહારાજ કહે છેઃ—

> स्याद्वादो वर्त्तते यस्मिन् पक्षपातो न विद्यते ।
> नास्त्यन्यपीडनं किञ्चित् जैनधर्मः स उच्यते ॥

જૈનધર્મની આ વ્યાખ્યામાં ત્રણ બાબતો પ્રત્યક્ષ તરે છેઃ—૧ તાત્ત્વિકતા, ૨ ઉદારતા અને ૩ સદાચારતા-સદ્વર્ત્તન. જૈનધર્મની આ ખામ ખૂબીઓ છે. જૈનધર્મ તેજ જેમાં સમસ્ત પદાર્થો **સ્યાદ્વાદ** દૃષ્ટિથી તપાસ્યા હોય, જૈનધર્મ તેજ, જેમાં પક્ષપાતની ગંધ ન હોય અને જૈનધર્મ તેજ, જેમાં અન્યને પીડવાની-દુઃખી કરવાની ભાવના પણ ન હોય. જ્યારે **જૈનધર્મ**નું આ સ્વરૂપ છે, ત્યારે એ અગત્યા સ્વીકારવુંજ જોઇએ કે-જૈનધર્મી-જૈની તેજ કહી શકાય કે જે-સંસારના તમામ પદાર્થોને સ્યાદ્વાદ દૃષ્ટિથી-નિત્યાનિત્યાદિ ધર્મોયુક્ત નિહાળતો હોય, પક્ષપાત રહિત હોય અને અહિંસક હોય.

દરેક પદાર્થમાં નિત્ય–અનિત્ય–બન્ને ધર્મો જોનારને કોઇની પણ સાથે કલેશ કરવાનો ક્યાં રહ્યો ? કોઇ પણ પદાર્થને નિત્ય માનનાર કોઇ અપેક્ષાએ સત્ય છે, જ્યારે અનિત્ય માનનાર પણ કોઇ અપેક્ષાએ સત્ય છે. બીજાને સર્વથા અસત્ય કહી ઉતારી પાડવાની કે તિરસ્કારવાની વૃત્તિયો તો આપણી કસજ થવી જોઇએ. સાથે સાથે એ પણ વિચારવાનું છે કે વ્યવહારમાં **જૈનધર્મી** ન કહેવડાવવા છતાં સ્યાદ્વાદ સિદ્ધાન્તને જો કોઇ માનનાર છે, તો તે પણ જૈનધર્મી–જૈનજ છે. કારણ કે તાત્વિક દૃષ્ટિએ જૈનધર્મના આ લક્ષણને તેણે સ્વીકાર્યું છે.

જૈનધર્મનું બીજું લક્ષણ છે–પક્ષપાતરહિત. ધર્મ જેવી વસ્તુમાં પણ જો પક્ષપાત હોય તો પછી તે ધર્મજ કેમ કહેવાય ? ધર્મમંદિરમાં સમસ્ત જીવોનો સમાવેશ થઇ શકે. જૈનધર્મ ઓશવાળો કે પોરવાલો માટેજ ન હોય અને જૈનધર્મ શ્રીમાલ કે પલ્લીવાલ માટે જ ન હોય, અને જૈનધર્મ મનુષ્ય માટેજ ન હોય, જૈનધર્મ જગતનો ધર્મ. જૈનધર્મ પ્રાણિમાત્રનો ધર્મ. અત્યારે તો જૈનધર્મ ખરીદી લીધો છે વાણીયાઓએ, એટલે તે ક્ષેત્રમાં કોઇને પેસવાનો હકજ નહિં. કેટલી બધી સંકુચિતતા ? પણ આ સંકુચિતતા કોની છે ? વાણિયાઓની, નહિ કે ધર્મની. ધર્મનું ક્ષેત્ર તો ગંભીર છે, વિશાળ છે, ઉદાર છે. તેમાં દરેક જીવ પ્રવેશ કરી શકે છે. ભગવાન મહાવીરની દેશના વાણિયાઓ માટે ન્હોતી. એમાં દેવ, મનુષ્ય અને તિર્યંચ બધાએ લાભ લઇ શકતા. એજ મહાવીરના ધર્મની–જૈનધર્મની ઉદારતા જાહેર કરે છે, ગમે તે જાતિ કે ગમે તે કુળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય કેમ ન હોય, જો તે જૈનધર્મી છે, જૈન છે–જૈન સિદ્ધાન્ત અને જૈન આચારને સ્વીકાર્યા છે, તો પછી તેને **ધર્મબંધુ** તરીકે ન અપનાવવો, એ અનાનતા નહિં તો બીજું શું કહી શકાય ? જૈનધર્મ નથી વધી શકતો, કિંવા જૈનધર્મીઓની

સંખ્યા દિન પ્રતિદિન ઘટતી જોવાય છે, એનું કારણ આ અનુદારતા નહિં તો બીજું શું ? એક પારસી જૈન થાય, છતાં તેનાથી પ્રભુ પૂજા નજ થઇ શકે ? એક ક્ષત્રિય જૈન ધર્મના તમામ આચારોને પાળતો હોય—જૈન થયો હોય છતાં તેની સાથે કોઇ જાતનો વ્યવહાર નજ રાખી શકીએ, આ અનુદારતા તે કેવી ? અનુદારતા—સંકુચિતતા રાખનાર જૈન, જૈનધર્મી કેમ કહી શકાય ? કારણ કે જૈનધર્મનું બીજું લક્ષણ પક્ષપાતરહિત્ય છે. જેનામાં આટલો બધો પક્ષપાત ભર્યો હોય, તે **જૈનધર્મી કેમ** કહેવાય ?

જૈન ધર્મનું ત્રીજું લક્ષણ છે અન્ય પીડનનો અભાવ. મન વચન કાયાથી કોઇના પણ અંતઃકરણને દુભાવવાથી દૂર રહેવું, એજ સાચા જૈનનું કર્ત્તવ્ય રહ્યું. જૈનધર્મના આ સિદ્ધાન્તનો મુકાબલો કોણ કરી શકે તેમ છે ? જૈનધર્મના આ સર્વ માન્ય સિદ્ધાન્તને જેઓ નથી સમજી શકયા, તેઓ જૈનધર્મના સિદ્ધાન્તની નિંદા કરે છે. નિરપરાધી કોઇ પણ પ્રાણિને તકલીફ આપવાનો-સતાવવાનો કોઇનો હક શો છે ? આપણને સતાવવાનો જેમ બીજાનો હક નથી, તેમ બીજાને સતાવવાનો આપણો શો હક ? બસ. આ જૈન ધર્મનું કથન છે. જૈન રાજાઓએ રાજ્ય કર્યાં, લડાઇઓ કરી, અને તેમાં હજારો જીવોનો સંહાર કર્યો, છતાં તેઓ **જૈનધર્મી** બન્યા રહ્યા. કારણ એજ છે કે જૈનધર્મ બે પ્રકારના ધર્મોનું પ્રતિપાદન કરે છેઃ **સાધુધર્મ** અને **ગૃહસ્થધર્મ**, સાધુધર્મમાં સર્વથા મન, વચન, કાયાથી કોઇને તકલીફ આપવી નહિ, અપાવવી નહિ, અને આપનારને અનુમોદવી નહિં, આવી ઉત્કૃષ્ટ અહિંસા પળાય, જ્યારે ગૃહસ્થોને વ્યવહારનાં અનેક કાર્યો કરવાનાં હોઇ સર્વથા આવી અહિંસાધર્મ પાળવો અશક્ય છે અને તેથીજ કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમ-

ચંદ્રાચાર્ય પોતાના યોગશાસ્ત્રમાં ગૃહસ્થોને હિંસાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપતાં,

**निरागस्त्रसजन्तूनां हिंसां संकल्पतस्त्यजेत् ।**

કથન કરે છે અર્થાત્ ગૃહસ્થ કોઈ પણ **નિરપરાધી ત્રસ જીવને મારવાની બુદ્ધિથી મારે નહિ**,–આ એકજ વાક્યમાં આપેલા ત્રણ વિશેષણોનું રહસ્ય સમજનાર કદિ જૈનધર્મની અહિંસાનો નિંદક બની જૈનધર્મ ઉપર આક્ષેપ કરે નહિં એ તો સ્પષ્ટ વાત છે કે કોઇ પણ નિરપરાધી પ્રાણીને સતાવવાનું–તકલીફ આપવાનું જે કોઇ શાસ્ત્ર ફરમાન કરતું હોય તો તે શાસ્ત્ર નહિ કિન્તુ શસ્ત્રજ કહી શકાય ધર્મ નહિં કિન્તુ અધર્મ જ કહેવાય ! માનવધર્મના આ કુદરતી–સ્વાભાવિક ધર્મનું ઉલ્લંઘન કોઇ કરી શકે ?

યદ્યપિ જૈનધર્મ ગૃહસ્થ માટે ઉપર્યુક્ત ધર્મનું પ્રતિપાદન કરે છે, છતાં પણ જો કોઈ ગૃહસ્થ ગૃહસ્થધર્મના ઉપર્યુક્ત નિયમથી વધારે ઉચ્ચકોટિની અહિંસાનું પાલન કરે તો તેને આપણે ઉત્તમો-ત્તમજ ગણવો જોઇએ. પોતાના સામાન્ય ધર્મનું પાલન કરે તે ઉત્તમ, પરન્તુ વિશેષ ધર્મનું પાલન કરનાર–વધારે સ્વચ્છ ધર્મનું આચરણ કરનાર ઉત્તમોત્તમ કેમ નહિં ?

જેઓ જૈન છે–જૈનધર્મી છે, તેમણે જૈનધર્મના આ ત્રીજા લક્ષણનું–અન્યપીડનના અભાવનું–અવશ્ય પાલન કરવુંજ જોઇએ વાર્તમાનિક જૈનોમા એવા કેટલા હશે કે જેઓ આ ધર્મનું સમ્યક્ રીત્યા પાલન કરતા હોય ! પોતાના સ્વાર્થની ખાતર જ્યાં અનીતિ કરાતી હોય, નિરર્થક અશુદ્ધ વચન વર્ગણાઓ કાઢી બીજાનાં દિલ દુભાવાતાં હોય, કોઇ પણ ક્રિયા કરતાં ઉપયોગ ન રખાતો હોય, મત્તાના મદમાં કે મિથ્યાભિમાનના ઘેનમાં યદ્વાતદ્વા વર્તન કરાતું

હોય. શાસ્ત્રીય રીતિએ સાચું કહેનારાને પણ દબાવી દેવાને માટે નાના પ્રકારના પ્રપંચો રચાતા હોય અને જૂઠો અભિનિવેશ રાખી 'સાચું તે મારૂં' નહિ, કિંતુ 'મારૂં તે સાચું' આમ ઠસાવવા પ્રયત્નો થતા હોય, આવા જૈનોને, જૈનધર્મી કહેવા કે કેમ ? આનો વિચાર વાંચનારાઓએ પોતેજ કરી લેવો ઘટે છે. **આવા**-વર્ત્તન વિનાના નામધારી જૈનો તરીકે કહેવડાવવા કરતાં તે મહાનુભાવોએ એવા જૈનધર્મી બનવું જોઇએ કે-જેઓ નામ અને આચરણ બંનેથી બીજાને અનુકરણીય થઇ પડે. આપણને જરૂર છે સાચા જૈનધર્મિઓની ! શાસનદેવ આવા જૈનધર્મિઓની સંખ્યા વધારે, એટલું ઇચ્છી વિરમું છું.'

## ( ૬ )

'જૈન' શબ્દનો વ્યવહાર જૈનધર્મ, જૈનજાતિ, જૈનશાસન અને જૈનપ્રવચન આદિની સાથે કરવામાં આવે છે, તેમાં 'જૈનધર્મ' સંબંધી ગયા લેખમાં કહેવામાં આવ્યું હવે 'જૈનજાતિ' સંબંધી વિચાર કરીએ.

### જૈનજાતિ.

'જૈનધર્મ'ને પાળનાર જાતિ તે 'જૈનજાતિ' કહેવાય. તેમાં ઓસવાળ, પોરવાળ, શ્રીમાલ, શ્રીશ્રીમાલ, પલ્લીવાલ, અગ્રવાલ આદિ તમામનો સમાવેશ થાય છે. સમય સમય ઉપર આ જાતિયોનાં બંધારણો જુદી જુદી રીતે ઘડાયલાં રહે છે. અને તેમાં એક સમયનું બંધારણ બીજા સમયમાં નિંદાસ્પદ દેખાવા છતાં તે સમયને માટે તે યોગ્ય સમજાય છે. સમયનો પ્રભાવ જેમ સંસારની તમામ વસ્તુઓ ઉપર પડે છે, તેમ જાતિઓ ઉપર પણ પડે છે અને તે સમયના પ્રભાવને આધીન થઇ જાતીય બંધારણોમાં સમય સમય ઉપર ફેરફારો થયા કરે છે. એક રિવાજથી એક સમયમાં ફાયદો તો તેજ રિવાજથી બીજા સમયમાં નુકસાન, એમ સંસારનું ચક્ર ચાલ્યા કરે છે. ઇતિહાસ આ વાતની સાક્ષી પુરે છે.

'જૈનજાતિ'નું અત્યારનું બંધારણ જૈનધર્મને-જનસમાજને હાનિકારક છે કે ફાયદાકારક, એનો વિચાર જૈનસમાજની પ્રત્યેક વ્યક્તિએ-ખાસ કરીને જૈન આગેવાનોએ કરવો ઘટે છે. જૈનોની-જૈનધર્મિઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જાય છે, એ વાત કોઇથી અજાણી નથી. પ્રતિ દસ વર્ષે લાખ-બે લાખ કે તેથી પણ વધુ સંખ્યાનો ઘટાડો થતો રહ્યો છે; એ વાત વસ્તીપત્રકના આંકડા સારી

રીતે પુરવાર કરે છે. આ સંખ્યા ઘટવાનાં કારણો તપાસવા તરફ ઓછાઓનું લક્ષ્ય ગયું છે. હા, જૈનો આર્યસમાજ, બ્રહ્મસમાજ આદિ સમાજોમાં ભળી જાય છે, એમ ઘણાઓ કહે છે, પરન્તુ તેમ શાથી કરે છે, એનું કારણ ઘણા ઓછા જાણે છે. ઘણાઓ પેટનું કારણ બતાવે છે; પરન્તુ તે કરતાંયે એક પ્રબળ કારણ છે, પંજાબના ઘણા જૈનો-જૈન યુવકો કન્યાઓની અછતના કારણે આર્યસમાજી, બ્રહ્મ સમાજી, અને ઇસાઇ વિગેરે થઇ જાય છે. કન્યાઓની અછત કેમ ? એનો ઉત્તર પણ સ્પષ્ટ છે. અવ્વલ તો સ્ત્રી સંખ્યા ત્યાં કમ છે; વળી જે કન્યાઓ છે, તે સારા ધનાઢ્યોના ઘરમાં પ્રથમ જાય, એટલે સામાન્ય સ્થિતિના યુવકોને **ગૃહસ્થાશ્રમી** બનવાથી વંચિતજ રહેવું પડે ! ( गृहे तिष्ठतीति गृहस्थः । गृहिणी गृहमुच्यते-ગૃહસ્થની આ વ્યાખ્યા છે ) આવી સ્થિતિમાં મારા જેવા જૈન સાધુ તો એમ ચાહે કે જો તેઓ ગૃહસ્થાશ્રમી નથી બની શકતા, તો પછી સાધ્વાશ્રમી કાં ન બને ! પરન્તુ તેમ બનવું ન બનવું, એ તો એમના ભાગ્ય અને વિચારનો વિષય રહ્યો. પરન્તુ એટલું તો અવશ્ય છે કે આ નાજુક પ્રશ્ન સાધુ કે ગૃહસ્થ તમામે વિચાર કરવાનો છે. યદ્યપિ જૈનસાધુઓ એમ નથી ચાહતા કે ગૃહસ્થો ગૃહસ્થાશ્રમી બને-વિવાહિત થાય, પરંતુ જૈનજાતિની દૃષ્ટિથી -જૈનધર્મિઓ ચોક્કસ કારણોને લીધે ધર્મને છોડી વિધર્મમાં પ્રવેશ કરે છે-દિન પ્રતિદિન જૈન સંખ્યા ઘટતી જાય છે, એ દૃષ્ટિએ તો તેનો અવશ્ય વિચાર કરી શકે. ધર્મની વૃદ્ધિનો આધાર ધર્મિઓ ઉપર રહેલો છે. ધર્મને પાળનારાઓની સંખ્યા જેટલી વધારે, તેટલી જ ધર્મની ઉન્નતિ વધારે. એક સમય એ હતો કે જૈનાચાર્યોએ લાખો વિધર્મિઓને જૈની બનાવ્યા હતા, ત્યાં સુધી કે હજારો

શ્રીજાતિના લોકોને પણ જૈન બનાવ્યા હતા, ત્યારે અત્યારે દુઃખનો વિષય છે કે—નવા જૈનો ઉત્પન્ન કરવાની વાત તો દૂર રહી, પરન્તુ જૈન સમાજ પોતાની સંકુચિતતાથી પૂર્વ સંસ્કારિત જૈન ધર્મિઓને પણ સંભાળી શકતી નથી એટલુ જ નહિ પરન્તુ જૈન સાધુઓ પણ એવી સંકુચિતતાને દૂર કરવા જોઇતા પ્રયત્નો ન કરે, એ શુ દિલગીર થવા જેવું નથી ?

જૈન સંખ્યાને ઘટવાનુ આ પ્રબળ કારણ છે કે જૈનોનો રોટી-બેટી વ્યવહાર બહુજ સંકુચિત સ્થિતિ ભોગવી રહ્યો છે.

કોઇ પણ માણસ જૈનધર્મની શીતળ છાયામાં આવ્યો, એટલે તે સ્વામીભાઇ થઇ ચૂકયો. પોતાની હદ જેટલો-એક આસને બેસવાનો અધિકારી થઇ ચૂકયો જૈન ધર્મની આ ઉત્કૃષ્ટ ઉદારતા છે. આ ઉદારતા ઉપર દીર્ઘદૃષ્ટિથી વિચાર કરનારને સહજ સમજાશે કે આ ઉદારતા જૈન ધર્મનો વિકાસ કરવાને માટે કેટલુ સુંદર સાધન છે ! કોઈ પણ કોમના બસો પાંચસો કે હજાર માણસોએ માનો કે જૈનધર્મ સ્વીકાર્યો—ઉત્કૃષ્ટતાથી જૈનધર્મનું આચરણ સ્વીકાર્યું, પરન્તુ તેમની સાથે એક જૈનબન્ધુ તરીકે—સ્વામિભાઇ તરીકે કોઇ પણ વ્યવહાર ન રાખવામા આવે, તો તેઓની શી સ્થિતિ થાય ? ધાર્મિક સંકુચિતતાઓ લગભગ બધી કોમો-જાતિયોમા પ્રવેશ કરી ગઇ છે એક જાતિના માણસે પોતાના ચાલ્યા આવતા ધાર્મિક સિદ્ધાંતને મૂકી બીજા કોઇ સિદ્ધાંતને સ્વીકાર્યો-ધર્મનું આચરણ સ્વીકાર્યું, એટલે તે પોતાની પૂર્વીય જાતિથી વિખૂટો પડયો હવે જે ધર્મમા તે દાખલ થયો છે, તે ધર્મના જાતિવાળા પણ તેને ન સ્વીકારે તો પછી તેને તો ત્રિશંકુનો અનુભવ કરવા સિવાય બીજો શો ઉપાય રહ્યો ? જૈનજાતિમા આ

ઉદારતાનો ઉદય ન થાય, ત્યાં સુધી નવીન જૈનો–ક્રિયાજૈનો–ઉત્પન્ન થવા દુર્ઘટજ છે. આવી ઉદારતા જૈન જાતિમાં આવવાને હજુ લાંબો સમય જોઈએ–અને તેટલા માટે હાલ તો જે જૈનો છે–જૈન ધર્મ પાળનારા છે–ખાસ ક્રિયાજૈનો છે, તેમને માટેજ વિચાર કરવો ઉચિત છે.

જૈન જાતિ અનેક વિભાગોમાં વિભક્ત છે. ઓશવાળ, પોરવાળ, શ્રીમાળ, શ્રીશ્રીમાલ, પલ્લીવાલ, અગ્રવાલ ઇત્યાદિ ઇત્યાદિ. આ બધા વિભાગોમાં જેઓ જૈનધર્મને માનનારા છે, તે પણ ત્રણ વિભાગમાં વિભક્ત છે. શ્વેતામ્બર, દિગમ્બર, સ્થાનકવાસી. સ્થાનકવાસીનો એક ભેદ બીજો–તેરાપંથી ગણીએ તો ચાર ભેદ. આ ચારે ભેદો મહાવીરને માનનારા છે. એટલે કે જૈનધર્મના નામે તો તેઓ બધા એકજ છે. આવી સ્થિતિમાં આ બધાએ વિભાગવાળાઓ એક બીજાની સાથે સંબંધ જોડે, તો પણ જાતીય ક્ષેત્ર ઘણું વિશાળ બની શકે તેમ છે અને તેથી માત્ર કન્યાઓના અભાવે ધર્મ છોડી વિધર્મમાં દાખલ થવાના પ્રસંગો તો જરૂર અટકીજ જાય. પ્રભુ હેમચંદ્રાચાર્યે માર્ગાનુસારીના પાંત્રીસ ગુણોનું વર્ણન કરતાં વિવાહની યોગ્યતામાં ત્રણ બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાનું સૂચવેલ છેઃ—

કુલશીલસમૈઃ સાર્ધં કૃતોદ્વાહોઽન્યગોત્રજૈઃ । જેનું કુલ અને શીલ સમાન હોય અને અન્ય ગોત્રીય હોય–એવાં સ્ત્રી પુરૂષનું લગ્ન થઇ શકે. આમાં ક્રિયા કે વિચાર ભિન્નતાની તો ગંધ પણ નથી. વિચારભિન્નતા કોનામાં નથી હોતી ? જ્યાં મસ્તક ભિન્નતા, ત્યાં વિચાર ભિન્નતા ખરીજ. હા, લગ્ન સંબંધમાં કુલ, શીલ ( આચાર ) અને અન્યગોત્રપણું અવશ્ય જોવું જોઇએ. આ ત્રણ બાબતો ઉપર ધ્યાન આપી જૈનજાતિ વિવાહના ક્ષેત્રનું સર્કલ બાંધે, તો કેટલી બધી જાતીય ઉન્નતિ થાય ? પરંતુ આશ્ચર્યનો

વિષય તો એ છે કે, જૈનજાતિએ આ ક્ષેત્રને એટલું બધું સંકુચિત બનાવી દીધું છે કે, જેના લીધે જાતીય વિકાશક્રમને સખ્ત આઘાત લાગ્યા સિવાય રહી શકેજ નહિ. ઓશવાળ શ્રીમાળ સાથે, શ્રીમાળ ઓશવાળ સાથે, પલ્લીવાલ અગ્રવાલ સાથે કે અગ્રવાલ પલ્લીવાલ સાથે–અર્થાત્ ધર્મ આચાર-વિચાર, અને બંધુએ એક હોવા છતાં માત્ર ગામના ભેદથી નામોમાં પડેલી ભિન્નતાને અગ્રસ્થાન આપીને એક બીજાની સાથે સંબંધ ન કરે, અને તે ક્ષેત્રને ન્હાના ન્હાના ટુકડાઓમાં વ્હેંચી–પરિણામે ધર્મને હાનિ પહોંચાડવા જેટલી મૂર્ખતા જે જાતિ વાપરે, એ જાતિનો ઉદ્ધાર કેમ થઇ શકે ? જૈનજાતિની આ સંકુચિતાએ જૈનધર્મને કેટલું નુકશાન પહોંચાડયું છે ? એનો કોઇ વિચાર કરે છે ? પ્રાચીન મૂર્ત્તિયો ઉપરના શિલાલેખો જ્યારે એ વાતની સાક્ષી આપી રહ્યા છે કે મોઢ, પલ્લીવાલ, નાગર આદિ જ્ઞાતિઓ દૃઢ જૈનધર્મને પાળનારી હતી, ત્યારે અત્યારે તે જ્ઞાતિની ગણી ગાંઠી વ્યક્તિઓ પણ જૈનધર્મ પાળનાર નથી જોવાતી, એનું કારણ શું ? એક બીજાનો તિરસ્કાર, જુદાઇ, આપ બડાઇ કે બીજું કંઇ ? લાડવા શ્રીમાળી, મણિયાર અને ભાવસાર જેવા શુદ્ધ જૈનો–કે જેમના બાપદાદાએ બંધાવેલાં મંદિરો અત્યારે પણ મૌજૂદ છે, જેમનો આચાર વિચાર જૈનશાસ્ત્રોમાં કહ્યા પ્રમાણેનો જ છે અને જેઓમાં એક પણ લક્ષણ જૈનધર્મ વિરૂદ્ધ દેખાતું નથી, એવા જૈનોને પણ જે જાતિ અપનાવી શકતી નથી, તે જૈનજાતિ આગળ વધીજ કેમ શકે ? આશ્ચર્યનો વિષય તો એ છે કે ઘણાખરા જૈનસાધુઓ પણ ગૃહસ્થોના દાક્ષિણ્યમાં આવી ગૃહસ્થોની સંકુચિતતા પોતામાં પણ લાવે છે. પરન્તુ ખરી રીતે સાધુઓનું એ કર્તવ્ય છે કે–શાસ્ત્રીય દૃષ્ટિએ જે કંઇ સત્ય પોતાને લાગતું હોય તે સત્ય જનતા સમક્ષ

તેમણે મૂકવું જોઇએ. જે વસ્તુમાં ધર્મની બાધકતા નડતી હોય, તે બાધકતા તેમણે બતાવવી જોઇએ.

સંક્ષેપમાં એજ કે જૈનસંખ્યાને ઘટવાનાં અનેક કારણોમા પ્રધાન કારણ એ છે કે જૈનજાતિએ પોતાનું વ્યવહાર ક્ષેત્ર ઘણુંજ સંકુચિત બનાવી રાખ્યું છે. આ ક્ષેત્રને વિશાળ નહિ બનાવવામાં આવે ત્યાં સુધી એ નિર્વિવાદ સિદ્ધ વાત છે કે જૈનોની સંખ્યા વધવાની તો નહિંજ, બલ્કે ઘટતીજ જવાની, એટલે જરૂરનું તો એ છે કે-પહેલી તકે મુનિરાજોએ આ વિષયમાં સાચે સાચો ઉપદેશ જૈન-સમાજને આપવો જોઇએ. અને જૈનજાતિએ પોતાના આ ક્ષેત્રને વિશાળ બનાવવા તરફ નવીન સંગઠન કરવું જોઇએ. શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપો એજ અંતિમ કામના.

---

## ( ૭ )

'જૈન' શબ્દોના પ્રયોગ જેની જેની સાથે કરવામા આવે છે, તે પૈકી 'જૈનધર્મ' અને 'જૈનજાતિ' એ બે સબધી ગયા બે લેખોમા કહેવામા આવ્યું છે. આજે 'જૈન સઘ' સંબધી કંઇક વિચાર કરીએ.

### જૈનસંઘ.

"સઘ" નું મહત્ત્વ જૈનશાસ્ત્રોમા જે બતાવવામા આવ્યું છે, તે પ્રસિદ્ધ જ છે. 'સંઘ' ને 'તીર્થ' તરીકે બતાવવામાં આવેલ છે. અને આ સંઘ-તીર્થ-ને તીર્થંકરો પણ 'नमो तित्थस्स' કહીને નમસ્કાર કરે છે. જેને તીર્થંકરો પણ નમસ્કાર કરે-બહુમાન આપે, એની મર્યાદા, એનું મહત્ત્વ, એનો મોભો કેટલો હોવો જોઇએ, એ સમજાવવાની આવશ્યકતા હોયજ નહિં. એક વ્યક્તિની શક્તિ કરતા સઘની શક્તિ અસખ્ય ઘણી વધારે હોવી જોઇએ. કારણ એ છે કે 'સંઘ' એ હજારો નહિ, લાખો મનુષ્યોના સમુદાયથી બનેલ 'સંગઠન' વિશેષનું નામ છે. બીજા શબ્દોમા કહીએ તો જૈનધર્મને પાળનાર, જૈનશાસનમા રહેનાર અથવા તીર્થંકરની આજ્ઞાનું પાલન કરનાર સમુદાય વિશેષનું નામજ 'જૈનસંઘ' છે. આ સંઘની સ્થાપના ખાસ તીર્થંકર જ કરે છે, એટલે તે તીર્થંકર પ્રત્યે જેટલું બહુમાન આપણે ધરાવીએ તેટલું જૈનસંઘ-તીર્થંકરની આજ્ઞા પ્રમાણે ચાલનાર સમુદાય પ્રત્યે આપણે ધરાવવુંજ જોઇએ તીર્થંકરની આજ્ઞાનું ઉલ્લઘન આપણે ન કરી શકીએ, તેમ સંઘની આજ્ઞાનુ ઉલ્લંઘન પણ નજ થાય.

આ સઘમા ચાર વિભાગોનો સમાવેશ કરવામા આવ્યો છે-સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા.

સાધુ, સાધ્વી એટલે પાંચ મહાવ્રતોને પાલન કરનાર પુરૂષો અને સ્ત્રીઓ. શ્રાવક અને શ્રાવિકા તેજ કે જે પ્રભુપ્રકાશિત ગૃહસ્થ-ધર્મનું પાલન કરતાં હોય. પછી તે ગમે તે જાતિમાં ઉત્પન્ન થયેલ કેમ ન હોય ! શ્રાવક શબ્દનો વ્યુત્પત્યર્થ પણ શાસ્ત્રકારોએ એજ કર્યો છે કે—**शृणोति हितानि वाक्यानीति श्रावकः ।** હિતકર વચનોને શ્રવણ કરે તે શ્રાવક. 'શ્રાવક' કહેવાથી કંઇ ઓશવાળ, શ્રીમાળ કે પોરવાળાદિનો જ સમાવેશ નથી થતો. જૈનધર્મની આજ્ઞાઓનું પાલન કરનાર-જૈનધર્મને પાળનાર કોઇ પણ હોય તે શ્રાવક કહી શકાય. ભગવાન્ મહાવીર દેવના મુખ્ય દશ શ્રાવકો કોણ હતા ? કુંભાર અને કણબી હોવા છતાં તેઓ મહાવીર દેવના પ્રધાન **શ્રાવકો** ગણાયા છે. એટલે 'શ્રાવક' શબ્દથી ચોકકસ જાતિના મનુષ્યોનેજ લેવાની સંકુચિતતા આપણાથી કેમ રાખી શકાય ? સુતરાં, **જૈનસંઘ** એટલે ભગવાનની આજ્ઞાનું પાલન કરનાર સાધુ અને ગૃહસ્થોનો સમુદાય, હા, આમાં પ્રધાનતા આજ્ઞાની જોવાની છે. સાધુ હોવા છતાં તીર્થંકરની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન કરનાર હોય તો તે સંઘમાં ગણવાને યોગ્ય ન કહી શકાય.

યદ્યપિ ઉપર કહેવામાં આવ્યું તેમ સંઘની અંદર સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા-એ ચારેનો સમાવેશ કરવામાં આવ્યો છે, પરન્તુ તેમાં મ્હોટી જવાબદારી ખાસ સાધુઓ ઉપરજ રહેલી છે. " સાધુ " એ ચાર ભાઇબહેનોમાં વડીલભાઇના સ્થાનમાં છે. એક પિતાના બે પુત્રો અને બે પુત્રિઓમાં જે વડીલ ભાઇ હોય, તેના ઉપર આખા ઘરની જિમ્મેવારી હોય છે, તેવીજ રીતે જૈનશાસનરૂપ ઘરની અંદર-અથવા પરમપિતા મહાવીર દેવના શાસનમાં સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા-એ ચાર હિસ્સેદાર હોવા છતાં મુખ્ય

જિમ્મેદારી ખાસ સાધુઓની છે, અને તેથી શાસનના હિતના કાર્યોમા ચારે વિભાગો જવાબદાર હોવા છતા સાધુઓ વધારે જવાબદાર છે, પરન્તુ ખેદનો વિષય એ છે કે–સઘની મર્યાદા જાળવવા માટે સાધુ સમુદાયમા જે યોગ્યતા હોવી જોઈએ, જે ગભીરતા અને સહિષ્ણુતાદિ ગુણો હોવા જોઈએ, તે બહુજ કમ સાધુઓમા જોવામા આવે છે શાસનનો ભાર વહન કરવામા સૌથી પહેલા પરસ્પરની મહાનુભૂતિનુ બળ–જેને બીજા શબ્દોમા **ઐક્યબળ** કહીએ, તે વધારે પ્રમાણમા હોવુ જોઈએ આ બળ સાધુ સમુદાયમાથી કેટલુ ક્ષીણ થઈ ગયુ છે, એ કોઈથી અજાણ્યુ નથી જો કે એ વાત ખરી છે કે, સાધુ સમુદાયમાથી આ બળ ક્ષીણ કરી નાખવામા **आधी अक्कलमें ओर सब, डेढ अक्कलमें हम** માનનારા ગૃહસ્થોએ વધારે ભાગ ભજવ્યો છે, તો પણ ઈર્ષ્યા અસહિષ્ણુતા આદિના કારણે આ બળ વધારે ક્ષીણ થવા પામ્યુ છે, એમ તો સૌએ સ્વીકારવુજ પડશે અને તેનુજ એ પરિણામ આવ્યુ છે કે સઘની મર્યાદા જે સાચવવી જોઈએ તે સાચવી રખાતી નથી. ભદ્રબાહુસ્વામી જેવા ધુરધર આચાર્યને પણ 'સઘ બહાર'ની શિક્ષા ફરમાવવાનુ તે વખતના સઘની કઈ શક્તિએ કામ કર્યું હતુ ? એ કોઈ વિચારે છે કે ? એ સામુદાયિક શક્તિ—એક બીજાની સહાનુભૂતિ–ઐક્ય શક્તિએજ તે વખતે એટલુ કાર્ય કર્યું હતુ આજ ધરધરના આચાર્યો, ધરધરના પન્યાસો અને ન્હાના કે મ્હોટા સૌ સાધુઓ પોતપોતાના મનમા પોતાને સવાસેર સમજે–બલ્કે એમ કહેવામા આવે કે–" શીયાળ તાણે સીમ ભણી ને કુતરૂં તાણે ગામ ભણી " કહેવત ચરિતાર્થ થઈ રહી હોય, ત્યાં શાસનનુ કોઈપણ કાર્ય સગઠિત રૂપે ન થઈ શકે, તો તેમા આશ્ચર્ય જેવું શું છે ?

અતએવ શાસનનુ હિત સમજનારા સાધુઓએ હવે પોતાની

સ્થિતિ સુધારવાની આવશ્યકતા છે. જે વખતે જૈન ધર્મ ઉપર અનેક પ્રકારના પ્રહારો પડી રહ્યા હોય, જે વખતે તીર્થો ઉપર આક્રમણો થઇ રહ્યાં હોય, જે વખતે જૈન સંખ્યા દિવસે દિવસે ઘટી રહી હોય અને જે વખતે કોઇ પણ ધર્મવાળાઓને પ્રગતિ કરવાની સુંદર તક મળી રહી હોય તે વખતે વિશાળ જવાબદારી માથે રાખનાર સાધુઓ સત્તાના મદમાં મસ્ત બની એક બીજાથી મળે નહિ, અસહિષ્ણુતા ધારણ કરી શાસનહિતના સુંદરમાં સુંદર કાર્યને પણ સહાનુભૂતિ આપે નહિ, શિષ્યો વધારવાની લોભવૃત્તિથી જૈનસંઘના નાયક બનવાની જિમ્મેવારી અર્પણ કરવામાં કોઇપણ જાતની યોગ્યતા તપાસ્યા વિના જે આવ્યો તેને મૂંડી નાખવામાં આવે અને પોતાના ધર્મથી વિરૂદ્ધ કાર્યો ઉપાડી શાસનની અધિકાધિક હિલણા થાય એવું કરવામાં આવે, એ આ સમયમાં કેમ પાલવે ? ધર્મ વધારવાના સમયમાં ધર્મ ઉપરથી આસ્થા ઉઠાવી દેવાનાં કૃત્યો કેમ થઇ શકે ? " સો માણસો ધર્મ ન પામે એની દરકાર નહિ, પરન્તુ એક માણસ અધર્મ ન પામવો જોઇએ. " આ વૃદ્ધાગમના વચનને કેવું ભૂલી જવાય છે ? શાસનની નિંદા નહિ થવા દેવાના કારણે સાધુએ વેષ બાળ્યાંના દૃષ્ટાન્તો પણ શું શાસ્ત્રોમાં નથી કે ? કોઇપણ કાર્ય કરવામાં દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ જોવાની પ્રભુની આજ્ઞા અત્યારે કેટલી વિસરી જવાઇ છે, એ લગાર ઉંડા ઉતરીને તપાસનાર સહજ જોઇ શકે તેમ છે. પરિણામ શું આવ્યું છે, તે કોઇથી અજાણ્યું નથી અને શું આવશે, તે પણ ઘણા ખરા કલ્પી શકે તેમ છે.

આવી સ્થિતિમાં સંઘની મર્યાદા ન જળવાય, સંઘના હુકમો અને આજ્ઞાઓનો લોકો તિરસ્કાર કરે, તો તેમાં નવાઇ જેવું શું

છે ? જો સાધુ સમુદાયમાં ઐકયબળ હોય, પરસ્પરની સહાનભૂતિ હોય, વધારે નહિ તો કમમાં કમ એક બીજાનાં કાર્યોને તોડી પાડવાનાજ પ્રયત્નો ન થતા હોય અને માત્ર એક ધારો ઉપદેશ થતો હોય તો હજુ પણ સમાજહિતના ઘણા કાર્યો થઇ શકે તેમ છે અને ધીરે.ધીરે આખા સમાજનું સંગઠન થઇ શકે તેમ છે.

આવીજ રીતે સાધ્વી વર્ગ અને ગૃહસ્થ ( શ્રાવક-શ્રાવિકા ) વર્ગની પણ જે સ્થિતિ થઇ રહી છે, તે સંબંધી વિચાર કરવાનું હવે પછી ઉપર મુલતવી રાખી હાલ તુર્ત તો અમારો સાધુવર્ગ પોતાની મર્યાદા-પોતાનો મોભો જાળવવા સૌથી પહેલાં ઐકયબળ ઊભુ કરે અને તે દ્વારા શાસનહિતનાં અનેકાનેક કાર્યો કરવા ભાગ્યશાળી નીવડે, એટલું ઇચ્છી વિરમું છું.



## ( ૮ )

# સરાકોદ્ધાર.

**સં**સારમાં એવી કોઇ જ્ઞાતિ, ધર્મ, સમાજ કે દેશ છે કે-જેના ઉપર **પરિવર્તનશીલતાએ** પોતાનો પ્રભાવ ન પાડયો હોય ? જૈનધર્મ કે જૈનજાતિ કુદરતના આ નિયમથી બચવા પામે, એ નજ બની શકે. જૈનધર્મ ઉપર પણ **સમયે** પોતાનો પ્રભાવ અવશ્ય નાખ્યો છે. ઇતિહાસનાં પૃષ્ટો એ વાતને પુરવાર કરી આપે છે કે માંડવગઢ એક લાખ જૈન ઘરોની વસ્તીવાળી એક મ્હોટી નગરી હતી, આજ ત્યાં એક પણ ઘર નથી. આવીજ રીતે રાજગૃહ, ગુણાયા, કૌશમ્બી અને એવી બીજી નગરીઓ જૈન વસ્તીથી ભરચક હતી. આજે ત્યાં જૈનતીર્થ તરીકેની પ્રસિદ્ધિ સિવાય જૈનોની વસ્તીનું નામ નિશાન પણ નથી. બિહાર એક જૈનનગરી હતી. આજ ગણ્યાં

ગાઇચા ૮–૧૦ ઘર જૈનોનાં રહ્યા છે. આવીજ રીતે જે દેશમા જૈનોની–જૈન ધર્મના પ્રતિપાલકોની લાખોની વસ્તી હતી, એવા દેશો ઉપર પણ સમયે પોતાનો પ્રભાવ નાખ્યો છે. બંગાલ અને મગધ જેવા દેશો કે જ્યા તીર્થંકરોના મ્હોટા ભાગે કલ્યાણકો થયા છે, બહુધા તીર્થંકરો વિચર્યા છે, જ્યા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તમામ જ્ઞાતિના લોકો મ્હોટે ભાગે જૈનધર્મ પાળતા હતા, તે દેશમાં આજે માંસાહારિઓની જ વસ્તી વિશેષતઃ જોવાય છે. અને જૈનધર્મ પાલકોની વસ્તી તો પ્રસિદ્ધિમા ખાસ મ્હોટા મ્હોટા શહેરોમા ક્વચિતજ જોવામાં આવે છે. આ બધો સમયનો પ્રભાવ નહિ તો બીજું શું ? પરન્તુ કુદરતનો એક એ પણ નિયમ છે કે જે દેશમા જેવા પ્રકારના સંસ્કારોનું બીજ પડ્યું હોય છે, તે દેશમાં તે સંસ્કારોની ઝાંખી હજારો વર્ષો પછી પણ અવશ્ય જોવાય છે. મગધ અને બંગાલ આજ માંસાહારી ભલે હોય, તે દેશોમા જૈનધર્મિઓની સંખ્યા ભલે ઓછી હોય અને તે દેશમાં સેંકડો વર્ષોથી સાધુવિહાર લગભગ બંધ જેવો ભલે થઇ ગયો હોય; પરન્તુ તીર્થંકરો અને ગણધરોએ તે દેશમાં પોતાના ઉપદેશામૃતનું જે સિંચન કર્યું છે, તેની અસર અત્યાર સુધી પણ સર્વથા ભૂંસાવા નથી પામી, એમ કહેવાને મારો જાતીય અનુભવ પ્રેરણા કરે છે. તે દેશના મનુષ્યોમાં ભક્તિ, સરળતા અને જિજ્ઞાસાવૃત્તિ જેવી જોવામાં આવે છે, તેવી ભાગ્યેજ બીજા કોઇ દેશમાં જોવાઇ છે. 'જાણે થોડું ને તાણે ઘણું ' એ ગુજરાતી કહેવતની ચરિતાર્થતા ત્યાં નથી થતી. યુક્તિમા પરાસ્ત થયા, એટલે ઝટ તે વાતને સ્વીકારવાની ત્યાના લોકોમાં સરળતા છે. પોતાનો કક્કો ખરો કરવા ખોટો દુરાગ્રહ ભાગ્યે જ ત્યાંના લોકો રાખે છે. મતલબ કે ત્યાંના મનુષ્યો સરળ અને જિજ્ઞાસુઓ છે. સત્ય તત્ત્વોના સ્વીકાર તરફ ઝટ પ્રેરાય છે. આ ત્યાના મૂળ સંસ્કા-

રતું પરિણામ છે. આ તો સામાન્ય રીતે આપણે અવલોકન કર્યું, પરન્તુ જરા ઉંડી તપાસ કરીએ છીએ તો તે દેશમા હજી એવી એક જ્ઞાતિ મૌજૂદ છે કે જેમા મ્હોટે ભાગે **જૈન સંસ્કારો** જોવાય છે આ જાતિ અત્યારે "**સરાક**" ( કે જે 'શ્રાવક' ના અપભ્રંશ રૂપમા છે ) જાતિના નામથી ઓળખાય છે. આ જ્ઞાતિની અધિક વસ્તી સમ્મેતશિખર, હજારીબાગ, અને રાંચી વિગેરેની આસપાસ છે આ જ્ઞાતિના લોકો જૈનજ છે, એમ માનવાના અનેક કારણો છે સાભળવા પ્રમાણે તે લોકો પ્રતિદિન જે મન્ત્રનો જાપ કરે છે, તે અશુદ્ધ નવકાર મંત્ર છે તેમ તેઓ પોતાના ઇષ્ટદેવ તરીકે પાર્શ્વનાથ ( પારસનાથ ) ને માને છે. કહેવાય છે કે સરકારી રીપોર્ટોમા પણ 'પહેલા આ લોકો જૈન હતા' એવો માર્ક કરવામા આવેલ છે વસ્તુત વિચાર કરતા આ જાતિ **જૈન જાતિ** છે, એ નિસંદેહ સિદ્ધ થાય છે. અનુમાન કરવામા આવે છે કે આ જ્ઞાતિની ઉપર પ્રમાણેના આચારવાળી લગભગ દોઢ લાખ મનુષ્યોની વસ્તી છે જ્ઞાની જાણે, આની કેટલીએ જ્ઞાતિઓ કાળના પ્રભાવે જૈનધર્મથી વિમુખ થઇ ગઇ હશે. આપણે આવી જ્ઞાતિઓને અપનાવી પુન જૈનધર્મમા સ્થિર કરવા કેટલો પ્રયત્ન કરીએ છીએ ? પ્રતિ વર્ષ લાખો રૂપિયા ઉત્સવો અને બીજા બીજા કાર્યોમા વ્યય કરનાર જૈનો થોડાક સમયથી વિછૂટા પડેલા પોતાના જાતિભાઇઓનો ઉદ્ધાર કરવામા પોતાની લક્ષ્મીનો કેટલો વ્યય કરે છે, તે કોઇ બતાવશે ? શ્વેતામ્બર જૈનોને માટે ખરેખર નીચુ જોવાનો વિષય છે કે ઉપર્યુક્ત જ્ઞાતિને અપનાવવા માટે દિગમ્બર ભાઇઓએ તે પ્રાન્તોમા લગભગ ૪૦ પાઠશાળાઓ ખોલી છે, જ્યારે શ્વેતામ્બર ભાઇઓએ તે દિશામા એક અંશમાત્ર પણ પ્રયત્ન કર્યો સભળાયો નથી, કેટલી અફસોસની વાત છે, કેટલી દુખની વાત છે ! !

' કરે તે ચરે ' આ કહેવતનુ રટણ કરનાર ગુજરાતી ભાઇઓ-ગુજરાતી ધનાઢયો કેવળ ઉત્સવો, ઉજમણા અને ઉપધાનોમા હજારો રૂપિયા વ્યય કરી પોતાનુ સમ્યકત્વ નિર્મળ કરે છે, પરન્તુ આવા દેશોમા અજ્ઞાનતાના કિચ્ચડમા પડેલ પોતાના બંધુઓનો ઉદ્ધાર કરવામા શુ સમ્યકત્વની નિર્મળતા કમ સમજે છે ? લાંબા લાંબા રાગો કાઢીને " સવી જીવ કરૂં શાસનરસી, એસી ભાવદયા મન ઉલ્લસી " આ કડીને ગાનાર પોતાની આ ભાવના માત્ર કડી ગાવામાં જ બતાવે છે કે ' અન્ય જીવોને શાસનના રસી ' બનાવવા પ્રયત્ન કરીને, કરે છે, એનો કોઇ વિચાર કરે છે ?

મહાનુભાવો, જરા વિચાર તો કરો. જે બૌદ્ધ ધર્મ હિંદુસ્થાન-માંથી નષ્ટપ્રાય થયો હતો, તે બૌદ્ધધર્મની કલકત્તા અને એવા સ્થાનોમા એવી મ્હોટી મ્હોટી સોસાઇટીઓ થવા ઉપરાન્ત બુદ્ધવિહારો અને છેવટે **સારનાથમા** બૌદ્ધ યુનિવર્સિટી થવાની પણ તૈયારી થઇ રહી છે. જ્યારે હજારો ઠોકરોને સહન કરી બચી રહેલા જૈન-ધર્મના અનુયાયીઓ સમકિતના ઘેનમા ઘોર્યા કરે, એ કેટલો બધો દુ:ખનો વિષય કહી શકાય ? બંગાળ જાગ્યો છે, બંગાળ જિજ્ઞાસુ છે. બંગાળના વિદ્વાનોમાં છેલ્લા ૧૦–૧૫ વર્ષમાં જે કંઇ જૈન સાહિ-ત્યનો પ્રચાર સ્વર્ગસ્થ ગુરૂદેવના પ્રયાસથી થવા પામ્યો છે, તેના પરિ-ણામે આજ, બંગાળના અનેક વિદ્વાનો બંગાળમાં જૈન ધર્મનો અને જૈન સાહિત્યનો પ્રચાર કરવાને તૈયાર છે. જોઇએ છે માત્ર મદદગારો, આ સંબધી બગાળના એક પ્રસિદ્ધ વકીલ, કે જેઓ જૈનન્યાયના ઉંડા અભ્યાસી છે, તેઓ પોતાના એક પત્રમાં જણાવે છે—

" ભારતવર્ષના જૈનો માટે બે કાર્યો આવશ્યક છે. જૈન સા-

હિસ્યનો પ્રચાર પાશ્ચાત્ય વિદ્વાનોમાં કરવો. અને ૨ ભારતીય વિદ્વાનોમાં પણ પ્રચાર કરવો. આ કાર્યો માટે સ્વ. આચાર્ય મહારાજે પ્રયત્ન કર્યો છે. વર્તમાનમાં બંગાલિયોની સ્હામે જૈનસાહિત્ય વિશેષ રૂપે લાવવું જોઇએ; કારણ કે બંગાલીઓ સામાજિક રૂપે ઉચ્ચ કોટીના વિદ્વાનો હોવા ઉપરાન્ત ઉત્સાહી પણ હોય છે. બંગાલમાં બૌદ્ધો થોડા છે...છતાં કલકત્તા કોલેજ સ્કવેરમાં એક મ્હોટું બુદ્ધ-વિહાર બનાવવામાં આવ્યું છે. હવે દરેક શિક્ષિત બંગાળી બૌદ્ધ સંબંધી થોડું ઘણું અવશ્ય જાણે છે.

પરન્તુ જૈનો શું કરી રહ્યા છે? જૈનધર્મના સંબંધી લોકોનું ધ્યાન આકર્ષિત કરવાનો મારો વિચાર છે. અને તેટલા માટે મેં જિનવાણીનું સંપાદન કાર્ય સ્વીકાર્યું હતું."

આગળ જતાં આ વિદ્વાન્ કલકત્તામાં એક જૈન કોલેજ ખોલવાની ભલામણ કરે છે. કહેવાની મતલબ એટલીજ છે કે સમય એટલો બધો અનુકૂળ છે કે આ વખતે જો જૈનધર્મના પ્રચાર માટે પ્રયત્ન કરવામાં આવે તો થોડા સમયમાં આશાતીત ફળ મળી શકે તેમ છે. ખાસ કરીને **બંગાળ** અને **મગધમાં** વધારે પ્રયત્ન કરવાની જરૂર છે. જે બંગાળી વિદ્વાનો જૈન સાહિત્યનો અભ્યાસ કરવાની જિજ્ઞાસા ધરાવતા હોય તેમને સાહિત્યના અભ્યાસમાં સ્કોલરશીપો આપી મદદ કરવી. જે વિદ્વાનો જૈન સાહિત્ય સંબંધી ગ્રંથો બનાવે કિંવા જૈન ગ્રંથોના અનુવાદો કરે, તેમના તે ગ્રંથો પ્રકાશિત કરી આપવા અને નવા નવા ગ્રંથો લખવા તથા અનુવાદો કરવાને ઉત્તેજન આપવું. અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સારા ઉપદેશકો ફેરવી તે **સરાક જાતિના** લોકો જ્યાં જ્યાં હોય તેની શોધ કરવી, તેમના જ્ઞાનને માટે પાઠશાળાઓ સ્થાપન કરવી. ચોક્કસ ગામોમાં તે

જ્ઞાતિના લોકોને એકત્ર કરીને તેમને તેમનો અસલી ધર્મ સમજાવવો. આ જ તે જ્ઞાતિના ઉદ્ધારનાં સાધનો છે. આશા છે કે જૈન વિદ્વાનો, જૈન ધનાઢ્યો આ દિશા તરફ પોતાનું ધ્યાન લઇ જશે, અને જૈન ધર્મના પ્રચારનો આ અસાધારણ ઉપાય હાથ ધરશે. શાસનદેવ જૈન સમાજને વસ્તુસ્થિતિ સમજવાની શક્તિ પ્રદાન કરો, એજ ઇચ્છી વિરમું છું.



## (૯)

# સાધુ–સંગઠન.

**ભા**રતવર્ષની હિંદુજાતિ પોતાનું સંગઠન કરવાને તૈયાર થઇ છે. એટલા માટે કે–હિન્દુ જાતિ ઉપર નાના પ્રકારનાં આક્રમણો, છિન્નભિન્નતા, નિર્નાયકતા, કર્ત્તવ્યવિમુખતા આદિ પ્રવેશી ગયાં છે. આવીજ રીતે જોવા જઇએ તો જેવી સમસ્યા હિંદુ જાતિને માટે ઉપસ્થિત થઇ છે, તેવીજ સ્થિતિ **જૈન જાતિની** પણ થઇ રહી છે, ન્હાની સરખી જાતિમાં અનેક ન્હાના ન્હાના ફિરકાઓ, આપસમાં તેઓનું વૈમનસ્ય, તીર્થો અને એવાં ધાર્મિકસ્થાનો માટે ક્લેશો, ફિરકાઓની વિભિન્નતાથી જૈનજનતાનો દિવસે દિવસે થતો ઘટાડો, જુદા જુદા ધર્મવાળાઓના જૈનધર્મ ઉપર થતા આક્ષેપો, કેલવણીની હીનતા, બાળ-

વિધવાઓની વૃદ્ધિ ઇત્યાદિ અનેક કારણો એવા ઉપસ્થિત થયા છે કે—જો જૈનજાતિ પોતાનું બંધારણ–પોતાનું સંગઠન ન કરે, તો ખરેખર તેના મૃત્યુના દિવસો બહુ નજીક આવ્યા છે, એમ જ કહી શકાય. કમમાં કમ એટલું તો ખરું જ કે—જો જૈનજાતિ અત્યારથી ચેતીને પોતાનું સંગઠન ન કરે, તો તેનો અસાધારણ અધઃપાત બહુ નજીકજ છે, એમ કહી શકાય. એટલા માટે જૈનસમાજે બહુ જલદી ચેતવાની જરૂર છે પરન્તુ સાથે સાથે જૈનસમાજની સ્થિતિનો જ્યારે વધારે ઉંડો ખ્યાલ કરવામાં આવે છે, ત્યારે એ અવશ્ય દેખાય છે કે—જૈનસમાજનું બંધારણ–સંગઠન ત્યાં સુધી ન જ થઇ શકે, કે જ્યાં સુધી **સાધુસમુદાય** પોતાનું સંગઠન ન કરે. બીજી સમાજમાં–જાતિયોમાં સાધુઓની સામાજિક કાર્યોમાં એટલી દખલગિરિ નથી દેખાતી, જેટલી કે—જૈનસમાજમાં જૈનસાધુઓની રહેલી છે, બલ્કે એમ કહેવું જોઇએ કે—જૈનસમાજમાં સાધુઓનું પ્રાધાન્ય સ્વીકારાએલું અત્યારે પણ મૌજૂદ છે કારણ એ છે કે—જૈનસંઘ (ચતુર્વિધ) મા સૌથી પ્રથમપદ સાધુઓનું છે. અને તેથી સમાજની આખી દોરી સાધુઓના હાથમાં છે. આવી સ્થિતિમાં સૌથી પ્રથમ **જૈનસાધુઓમાં** સંગઠન થવાની આવશ્યકતા છે, એવું મારૂં નમ્ર મન્તવ્ય છે.

કોઇપણ સમાજ કે જાતિમાં સંગઠનનો પ્રશ્ન ક્યારે ઉપસ્થિત થાય છે, તેના કારણો ઉપર બતાવવામાં આવ્યાં છે :૧ **છિન્નભિન્નતા, ૨ નિર્નાયકતા, ૩ આપસનું વૈમનસ્ય અને ૪ કર્ત્તવ્યવિમુખતા.** આ ચાર મુખ્ય **કારણો** છે. આ કારણો જે સમાજમાં ઉપસ્થિત થાય, તેણે બહુ જલદી ચેતવું જ રહ્યું અમારા સાધુ સમુદાયમાં પણ આ ચારે કારણોએ પગપેસારો–પગ પેસારો જ નહિ કિન્તુ સંપૂર્ણ રીતે સ્થાન પ્રાપ્ત કર્યું છે, એ

હરકોઇ વ્યક્તિ આસાનીથી જોઇ શકે છે. આપણે તે ચારે બાબતોનું ક્રમશઃ નિરીક્ષણ કરીએ.

## છિન્નભિન્નતા

એક સમય હતો કે-એક આચાર્ય હજાર હજાર બબ્બે હજાર સાધુઓ ઉપર આધિપત્ય ભોગવતા હતા. એક આચાર્યના આજ્ઞાપત્રને હજારો સાધુઓ શિરોધાર્ય સમજતા હતા; એકજ આચાર્ય ધારે તે સાધુને તેના ગુન્હા બદલ ગમે તેવી શિક્ષા કરી શકતા હતા, એકજ આચાર્ય ગમે તે સાધુને ગમે ત્યાં ચતુર્માસ કરવા માટે આજ્ઞા કરી શકતા હતા. એક જ આચાર્યની આજ્ઞાવાળા સાધુને પોતાના સમુદાયથી છુટા થઇ બીજા સ્થાને જવામાં માત પાંચ થઇ જતી હતી. એક સમુદાયના સાધુને બીજા સમુદાયવાળા સાધુ ત્યાં સુધી તેને ન્હોતા સંગ્રહતા કે જ્યાં સુધી તે સમુદાયના નાયકની આજ્ઞા ન લાવે. હવે અત્યારની સ્થિતિ તપાસો. મૂળમા ગણ્યા ગાંઠ્યા સાડા ત્રણસો ચારસો સાધુ. તેમાં અનેક આચાર્યો, પંન્યાસોનો તો પાર નહિ. પંન્યાસો જાણે અમે મ્હોટા ને આચાર્યો જાણે અમે મ્હોટા. એક આચાર્યની પાસે ગણ્યા ગાંઠ્યા ૫-૧૦ સાધુ યે ન હોય, તેમાંયે વળી એક બે આચાર્યો તો ખરા જ. એ આચાર્ય કે પંન્યાસ બીજા આચાર્ય કે પંન્યાસને મળવામાં પણ પોતાની માનહાનિ સમજે. આજ્ઞા સંબંધી તો કહેવુંજ શું? જેટલા સાધુ તેટલી આજ્ઞાઓ. એક ગુરૂને પાંચ શિષ્યો હોય તે પાંચ પણ તેની આજ્ઞામાં ન મળે. બલ્કે એમ કહેવું જોઇએ કે-પાંચ શિષ્યોને રાજી રાખવા તે પાંચેની આજ્ઞા પ્રમાણે ગુરૂએ રહેવું જોઇએ. સાધુઓ ચતુર્માસ ત્યાંજ કરે કે જ્યાં પોતાની ઇચ્છા હોય. એમાં ગુરૂની આજ્ઞાની જરૂર નહિ. કદાચ બાહ્ય દેખાવથી ગૃહસ્થોને

બતાવવાની ખાતર આજ્ઞા લેવી દેવી પડે તો પહેલેથી સંકેત કર્યા પ્રમાણેજ લેવાય. શિષ્યની ઇચ્છા વિરૂદ્ધ ગુરૂથી આજ્ઞા થાયજ નહિં. ત્યાં સુધી કે-શિષ્ય સાધુધર્મથી વિરૂદ્ધ આચરણ કરી રહ્યો હોય, તો પણ ગુરૂથી તેને કઇ ન કહેવાય ? કારણ કે ગુરૂને પણ એ જ ભય રહ્યા કરે કે-રખેને ચાલ્યો જશે તો ? અને શિષ્ય પણ નિર્ભય રહે, કારણ કે એ એમ સમજે કે-" અહિંથી કાઢી મૂકશે તો બીજા ઘણાએ મને રાખવાને તૈયાર છે, છેવટે કોઇ નહિં રાખે તો એકલો-સ્વતંત્રતાથી વિચરીશ. શું કેટલાક મ્હોટા કહેવાતા સાધુઓ એકલા નથી વિચરતા ? તેમને એકલા વિચરવાની છૂટ અને અમને નહિં ? " બીજી તરફથી એક બીજાના શિષ્યોની લુટાલૂંટ તો ચાલુજ છે. ફલાણાના શિષ્યને ફોસલાવીને મારા સમુદાયમાં શી રીતે લઇ લઉં ? એ બદ્ધ્યાનથી અનેક કોશીશો થતી રહે છે. એક બીજાનાં પુસ્તકો માટે મારામારી, સાધ્વીયો માટે મારામારી, ક્ષેત્રો માટે મારામારી, ઉપાશ્રયો માટે મારામારી, સંસ્થાઓ માટે મારામારી એમ સાધુસમુદાયમાં બહુધા જ્યાં જૂઓ ત્યાં મારામારી સિવાય બીજું શું થઇ રહ્યું છે ?

## નિર્નાયકતા.

જ્યાં ઉપર પ્રમાણેની છિન્નભિન્નતા થઇ રહી હોય ત્યાં કોઇના પણ આધિપત્યનું-નાયકતાનું તો નામો નિશાને શાનું હોય ? છે કોઇ સાધુ સમુદાયમાં એક પણ નાયક ! નાયક થાય પણ કોના ? પોતાના અઢી શિષ્યો પોતાની આજ્ઞા ન પાળતા હોય, એવા સાધુઓ પોતાને સમાજનાયક-સમાજના સમ્રાટ્-કે શાસનના રાજા કહેવડાવવાની કે કાગળીયાં ઉપર લખવાની કોશીશો કરે, એ નરી અજ્ઞાનતા નહિં તો બીજું શું છે ? આવી છિન્નભિન્ન અવસ્થામાં પણ હજુ

કેટલાક સાધુઓ પોતાને સત્તાના મદમાં બીજાઓ ઉપર આક્રમણ કરવામાં, બીજાઓને હલકા પાડવામાં, બીજાઓના પુસ્તક-ભંડારો છીનવી લેવામાં, બીજાઓ માટે સમાજમાં ગેરસમજુતિયો ઉભી કરાવવામાં અને આડંબરથી પોતાને શાસનના ધોરી બતાવવામાં પોતાનું પાંડિત્ય બતાવી રહ્યા છે, પરન્તુ ખરેખર આ બધી કાર-વાઇઓ સાધુ સમુદાયની નિર્નાયકતા બતાવી રહી છે. જેઓ નાયક-છે-નાયકને યોગ્ય છે, સમાજે જો તેમની નાયકતા સ્વીકારી છે, તો પછી બીજા પ્રયત્નો કરવાની આવશ્યકતા હોય જ નહિ. અત્યાર તો આ છિન્નભિન્ન અવસ્થામાં એવા પણ સાધુઓ પોતાને શાસનના નાયક સમજી રહ્યા છે કે જેમનામાં મહાવ્રતનું નામોનિશાન નથી, આવી સ્થિતિમાં સમાજમાં છિન્નભિન્નતા થાય, સંખેડા વધે, શિષ્યાદિની લુટાલુટ થાય, એમાં નવાઇ જેવું શું છે ?

### વૈમનસ્ય.

સાધુ સમુદાયમાં વૈમનસ્ય કેટલું વધ્યું છે એ બતાવવાની આવશ્યકતા જ નથી. આખા જગતની સાથે **મૈત્રિભાવની** ભાવના રાખનારા મુનિવરો આપસમાં મૈત્રીભાવ ન રાખી શકે, એ કેટલો બધો ખેદનો વિષય ? એક સાધુના કાર્યને બીજા સાધુ ન અનુમોદે, એક સાધુનો ઉત્કર્ષ બીજો સાધુ ન જોઇ શકે, એક આચાર્ય - પન્યાસ બીજા આચાર્ય કે પન્યાસને ન મળી શકે, એક સમુદા-યવાળા બીજા સમુદાયની નિંદા કરે, બીજા સમુદાયવાળા પહેલા સમુદાયની હલકાઇ કરે, આ બધા વૈમનસ્યના પરિણામ નહિ તો બીજું શું છે ? બ કે ઉપરની નિર્નાયકતા કે છિન્ન ભિન્નતા એ બધાએ ખરી રીતે જોઇએ તો વૈમનસ્યના જ પરિણામ છે. આશ્ચર્યનો વિષય તો એ છે કે જે સાધુત્વ કેવળ આત્મકલ્યાણ

માટે જગતના ઉપકાર માટે, રાગદ્વેષથી મુક્ત થવા માટે, કષાયોની નિવૃત્તિ માટે, શાસનની સેવા માટે, બીજાઓ ઉપર પોતાના ચરિત્રની છાપ પાડવા માટે સ્વીકાર્યું છે, તે જ સાધુત્વના-સાધુના વેષમાં ગૃહસ્થો કરતા પણ વધારે કલેશ, ગૃહસ્થો કરતા પણ વધારે ઝઘડાઓ, ગૃહસ્થો કરતા પણ વધારે મોહ-મમત્વ કરવામા આવે, એના જેવો બીજો વિષય બીજો કયો હોઇ શકે ? કયા ગચ્છપાટને માટે ? કઇ સિદ્ધિયોને માટે ? કઇ વિભૂતિયોને માટે ? કઇ સમ્પત્તિયોને માટે આ બધું કરવુ જોઇએ ? કોઇ બતાવશે કે ? મતલબ કે આ દૈત્યરૂપે પણ સાધુ સમુદાય ઉપર પૂરેપૂરું પોતાનુ આધિપત્ય જમાવ્યુ છે

## કર્તવ્ય વિમુખતા

ત્રીજુ કારણ **કર્તવ્યવિમુખતા** છે ઉપરના બે છિન્નભિન્નતા અને નિર્નાયકતાના કારણે સાધુઓમા કેટલેક અંશે કર્તવ્યવિમુખતા વધારે પ્રવેશ કરી ગઇ છે અને તે બિલકુલ બનવા જોગજ છે કે જ્યા કોઇ જાતનો અંકુશ નથી, જ્યા કોઇનો દાબ નથી, જ્યા ભાવનાઓની પણ ખામી છે, જ્યા પૌદ્ગલિક ભાવોનુ પ્રાબલ્ય છે, જ્યા કોઇ કહેવાવાળુ નથી, ત્યા કર્તવ્ય વિમુખતા પ્રવેશ કરી જ જાય છે. એકલ વિહારી સાધુઓની સખ્યા વધી છે, કેટલાક મારવાડ અને એવા દેશોમા, કે જ્યા સાધુધર્મને સમજનારા બહુ ઓછા ગૃહસ્થો હોય છે, કિંવા કેવળ વેષને જ માન આપનારા હોય છે, ત્યા વિચરી અકથનીય અધર્મ ફેલાવે છે. પૂર્વ દેશની યાત્રાના નિમિત્તે કેટલાક સાધુસાધ્વીઓ બહાર નીકળી પડે છે, અને ગામે ગામ રૂપિયા ઉઘરાવતા ફરે છે, એટલુંજ નહિ, પરન્તુ દ્રવ્યસંગ્રહ કરે છે અને કેટલાક તો ચાકે પાકે ગાડીમા બેસી જવાના દાખલા

પણ બન્યા છે આ ઉપરાંત દિવસે દિવસે રેલ વિહાર કરવામા સાધુઓની સખ્યા પણ વધતી જાય છે. વળી કેટલાક સારા–મ્હોટા અને પ્રતિષ્ઠિત ગણાતા સાધુઓમા લોચ નહિ કરવા, મોજા પહેરવા, પોટલા ઉંચકવા માણસો રાખવા અને એવી બીજી બીજી શિથિલતાઓ પ્રવેશ કરતી જાય છે. વળી સાધુઓની ઉપદેશ પદ્ધતિ પણ બધુ ધા કર્ત્તવ્યવિમુખ થઇ ગઇ છે, એ પણ વિચારવા જેવુ છે મહાવીરના શાસનની ઉદારતા કેટલા સાધુઓ પ્રકાશે છે ? ગૃહસ્થોને પોતાના રાગી બનાવવા તરફ જેટલુ ધ્યાન આપવામા આવે છે, તેટલુ પરમાત્માના શાસનના રાગી જેટલા વધારે બને, એ ધ્યાન આપનારા કેટલા છે ? જૈનધર્મને પાળનારી અનેક જાતિયો અત્યારે જૈનધર્મથી વિમુખ થઇ બેઠેલી છે, તે જાતિઓને જૈનધર્મમા પુનઃ સ્થિર કરવા તરફ કોણ લક્ષ આપે છે ? જૈન ધર્મ સંકુચિતધર્મ છે, ' ' જૈનધર્મ નાસ્તિક ધર્મ છે, ' ' જૈનધર્મ સ્વેચ્છાધર્મ છે, ' ' જૈનધર્મ અનીશ્વરવાદી ધર્મ છે, ' ' જૈનધર્મ આધુનિક ધર્મ છે, ' જૈનધર્મ જીવવાને લાયક ધર્મ નથી ' અને જૈનધર્મની દયા દુનિયાને બાયલા બનાવનારી દયા છે, " આવા આવા નિર્મૂળ આક્ષેપોનો પરિહાર કરવા માટે કયા પ્રયત્નો થાય છે ? કેટલા સાધુઓ પ્રયત્ન કરે છે ? આ બધી કર્ત્તવ્યવિમુખતા નથી તો બીજુ શું છે ?

ઉપરના ચારે કારણો અસાધારણ કારણો છે. જૈનસમાજના અવપાતના અસાધારણ ચિહ્નો છે. જો જૈનસમાજને જીવતી રાખવી હોય અને જો જૈન સાધુઓમાથી ઉપરનો સડો દૂર કરવો હોય તો સૌથી પહેલી તકે સાધુ–સંગઠન કરવાની આવશ્યકતા છે. ધ્યાનમા રાખવુ જોઇએ કે–ઉપર જે જે બાબતો કહેવામા આવી છે, તેના ભોગ કઇ બધા સાધુઓ–આખો સાધુ સમુદાય થયો છે,

એમ નથી. હજુ પણ " બહુરત્ના વસુંધરા "ની કહેવત ચરિતાર્થ થાય છે. હજુ પણ સાધુ સમુદાયમાં અનેક મુનિરત્નો હશે-છે કે જેઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રમાણે પોતાનું ચારિત્ર પાળવામાં મશગુલ રહી બીજી કોઇ પણ જાતની ખટપટમાં કે મોહમમત્વમાં ન પડતા પોતાનું કાર્ય બજાવતા રહે છે. પરન્તુ એવી સંખ્યા અતિ અલ્પ અને તેથી જ સાધુ સમુદાયે બહુ જલદી સંગઠન કરવું જોઇએ છે. મારું એ દૃઢ મન્તવ્ય છે કે-જ્યારે ત્યારે પણ સાધુઓ દ્વારા જ શાસનની ઉન્નતિ થશે. જૈન જાતિનો પાછલો ઇતિહાસ તપાસવામાં આવે. જૈનસાધુઓએજ-જૈન આચાર્યોએજ શાસનને માટે પ્રાણ પાથર્યા છે સાધુઓએ જ મહાન કષ્ટો વેઠી ધર્મને દીપાવ્યો છે, સાધુઓએ પોતાના ચરિત્રની છાપ રાજા-મહારાજાઓ ઉપર પાડી છે, સાધુઓએજ રાજ્યદરબારોમાં પ્રવેશ કરી અહિંસાનો વિજય વાવટો ફરકાવ્યો છે, જ્યારે જ્યારે તીર્થાદિના સંબંધમાં વિકટ પ્રશ્નો ઉપસ્થિત થયા છે, ત્યારે ત્યારે તેનો ફડચો સાધુઓએજ આણ્યો છે, સાધુઓએજ જ્યારે ને ત્યારે જૈનધર્મને દીપાવ્યો છે. ભદ્રબાહુ સ્વામી, ઉમાસ્વાતિવાચક, હરિભદ્રસૂરિ, રત્નપ્રભસૂરિ, કાલિકાચાર્ય બપ્પભટ્ટી, ઉદ્યોતનસૂરિ, સિદ્ધર્ષિમહારાજ, યશોભદ્રસૂરિ, મલધારી હેમચંદ્ર, વાદિ દેવસૂરિ, હેમચંદ્રાચાર્ય અને હીરવિજયસૂરિ આદિ પ્રભાવક આચાર્યોનાં ચરિત્રો મારી આ વાતને દૃઢ કરે છે. ગૃહસ્થોએ દ્રવ્યવ્યય દ્વારા શાસન શોભા જરૂર વધારી છે, પરંતુ ખરી રીતે તેના પ્રેરક તો ગુરૂવર્યોજ-સાધુઓજ છે. એટલે મારો તો સંપૂર્ણ વિશ્વાસ છે કે જ્યારે ને ત્યારે જૈન શાસનની શોભા-જૈનશાસનનો ઉદ્યોત સાધુઓ દ્વારાજ થવાનો અને એટલા માટેજ સાધુસમુદાયે સમયને ઓળખી પોતાનું બંધારણ સંગઠિત કરવાની જરૂર છે.

આ પ્રસંગે એટલું કહેવું આવશ્યક સમજું છું કે અત્યારે

એકાએક બહુ વિશાળ અને દૃઢ પ્રમાણમાં સાધુ–સંગઠન થવું અત્યારના સંયોગો જોતાં તો અશક્ય લાગે છે; પરંતુ તેનો સૂત્રપાત અને ક્રમે ક્રમે તેમાં વધારો અવશ્ય થઇ શકે છે. સંગઠનને માટે સૌથી પહેલાં તો નાના મોટા સમુદાયના આગેવાનોએ પોત પોતાની આજ્ઞામાં જેટલા સાધુઓ રહેતા હોય, તેમને માટે ચોક્કસ બંધારણ મુકરર કરવું જોઇએ. એટલે તે નિયમો પ્રમાણે વર્ત્તવાને ગુરૂ અને શિષ્ય બધાએ તૈયાર રહેવું જોઇએ. નહિં કે તે નિયમો માત્ર બતાવવાની ખાતર કે આડંબરને માટે બનાવવા. સ્વપર કલ્યાણની ભાવના જાગ્રત કરીને જ તે કાર્ય કરવું જોઇએ. આમ પોતાના સમુદાય માટે તેવા નિયમો નક્કી કરી, પછી જેની જેની સાથે પોતાનો પત્ર વ્યવહાર હોય તેની તેની સાથે તે નિયમોની આપ લે કરી બની શકે તેટલા સાધુઓ સાથે એકતા કરી લેવી. અને એમ પરંપરાથી ધીરે ધીરે આવી રીતના પત્ર વ્યવહારની સાધુઓએ પરસ્પર છૂટ કરી નાખવી જોઇએ. જે જે સાધુઓના જે જે ભક્ત શ્રાવકો હોય તેમણે આ પ્રમાણેનો વ્યવહાર વધારવામાં તે તે સાધુઓને પ્રેરણા અને મદદ કરવી જોઇએ. મને લાગે છે કે આમ થવાથી ઘણે ખરે અંશે વૈમનસ્યનો ભાવ ઓછો થઇ જશે, પરિણામે એક બીજાનો વ્યવહાર ખુલ્લો થઇ જશે. અને શાસનદેવ એવો સમય બહુ જલદી લાવશે કે બધાએ સાધુઓ કોઇ સમુચિત સ્થાનમાં જૈનશાસનના અભ્યુદયના વિચારો કરવા એકત્ર બેસશે અને મહાવીર દેવની જયધ્વનિ સાથે આખા સંઘનું સંગઠન પોતાની મેળેજ કરી લેશે કે જે સંગઠનનો અમલ કરવા ચતુર્વિધ સંઘને અવશ્ય બાધ્ય થવું પડશે. શાસનદેવ સર્વને સદ્‌બુદ્ધિ આપો અને આવો સમય બહુ જલદી લાવો એવું અંતઃકરણથી ઇચ્છી વિરમું છું.

卐

પણ ચસકવા પામે નહિં. આજકાલના જીવોને કોઇ પણ વિષયમાં એક જરા પણ છૂટ આપવામાં આવે, તો તે છુટનો પણ એટલો દુરૂપયોગ કરે છે કે પરિણામે તે સર્વથા છૂટા થઇ જાય છે. અત્યારના કેટલાક કહેવાતા કેળવાયલાઓ જૈનસાધુઓને પણ કારણે છૂટ આપવાની જે માંગણીઓ કરે છે, તેઓને હિંદુસ્થાનનો અજૈનસાધુ સંસાર, પોતાના વર્તનથીજ જવાબ આપી રહ્યો છે કે થોડી થોડી છૂટોનું કેવું ભયંકર પરિણામ આવ્યું છે. અસ્તુ.

જૈનસાધુઓના આચારોમાં જેમ બીજા અનેક વિષયો છે. તેમ 'વિહાર'નો વિષય પણ ખાસ કરીને પ્રધાનતા ભોગવે છે. પ્રતિવર્ષ કલ્પસૂત્રનું શ્રવણ કરનારાઓને ખબર હશે કે-સાધુઓને માટે જેમ ભિક્ષા-ગોચરી વ્રત-નિયમ, આદિ બાબતોના બહુ સખ્ત નિયમો બતાવવામાં આવ્યા છે, તેવીજ રીતે સાધુઓએ ગામ, નગર આદિમાં કેટલી કેટલી સ્થિરતા કરવી, તે સંબંધી પણ ખાસ નિયમો છે. આ નિયમોનું વિસ્તારથી વર્ણન કરવાની અહિં આવશ્યકતા નથી; પરંતુ એટલું તો કહેવુંજ પડશે કે-નિયમોનું બંધારણ એટલાજ માટે કરવામાં આવે છે કે વગર નિયમે રહેવામાં કંઇ અશુભ પરિણામ જોવાતું હોય. એક ગામમાં અધિક મુદત ન રહેવું, સાધુઓએ ગામાનુગામ વિચરતા રહેવું, એનાં કારણો સ્પષ્ટ છે. अतिपरिचयादवज्ञा એ સામાન્ય લોકોક્તિ છે. અતિ પરિચયમાં મર્યાદા રહેતી નથી, તેમ અતિ પરિચયથી મોહ-મમત્વ પણ બંધાય છે. જ્યારે સાધુ, એટલે ત્યાગની મૂર્તિ, સાધુઓ એટલે મમતાના ત્યાગી. સાધુથી તો એક ન્હાનામાં ન્હાની ચીજ ઉપર પણ મમતા-મૂર્છા રખાયજ નહિં. સાધુ એટલે પરિગ્રહના ત્યાગી અને જ્યાં મમતા-મૂર્છા છે, ત્યાં તો પરિગ્રહજ છે. मूर्च्छा परिग्रहः મૂર્છા એ જ પરિગ્રહ. પછી તે મૂર્છા કપડાં ઉપર હોય કે પાત્ર ઉપર; શરીર

હોય કે ઉપકરણ ઉપર. ઘર ઉપર હોય કે ગામ ઉપર; ઉપાશ્રય ઉપર હોય કે મઠ ઉપર. ગમે તેના ઉપર મમતા-મૂર્ચ્છા કરો, તે પરિગ્રહજ છે. સાધુથી મૂર્ચ્છા રખાયજ નહિ. અને એકજ સ્થાનમાં રહેવાથી તે ગામ ઉપર, તે ઉપાશ્રય ઉપર અને તે પરિચિત ગૃહસ્થો અને તેઓનાં બાલબચ્ચાં ઉપર મૂર્ચ્છા અવશ્ય બંધાઇ જાય છે. એટલાજ કારણે જ્ઞાનીઓએ સાધુઓને નિરંતર-ચાતુર્માસને છોડી-ભ્રમણજ કરતા રહેવાની આજ્ઞા ફરમાવી છે.

બીજું કારણ એ પણ છે કે સાધુ એટલે સ્વપરહિતની સાધના કરનાર મહાત્મા. साध्नोति स्वपरहितकार्याणीति साधुः પોતાનું અને પરનું કલ્યાણ કરે તે સાધુ. એકજ સ્થાને ચોક્કસ ક્ષેત્રોમાંજ રહેનાર સાધુ પરનું કલ્યાણ કેટલું કરશે ? પરકલ્યાણમાં તે મર્યાદિતજ રહી જશે. એટલે જગતના જીવોનું કલ્યાણ કરવાની ભાવનાવાળાને તો એક સ્થાનમાં ચોક્કસ મર્યાદાવાળા ક્ષેત્રોમાં રહેવું પાલવેજ નહિં.

ઉપરની હકીકત ઉપરથી એ સહજ સમજાયું હશે કે જૈનસાધુઓને માટે ' **વિહાર** ' એ એમનો અગત્યનો અવશ્ય પાલનીય ધર્મ છે. એકજ સ્થાનમાં કે અમુક ક્ષેત્રોમાં રૂંધાઇ ન રહેતાં દેશ-વિદેશ અને ગામ ગામ તેમણે વિચરવુંજ જોઇએ. પરંતુ જૈનસાધુઓમાં આ અવશ્ય પાલનીય ધર્મમાં ધીરે ધીરે કેટલી શિથિલતા આવી ગઇ છે, એનું બારિકાઇથી અવલોકન કરવામાં આવે તો ખરેખર જૈનસાધુઓ માટેનું ભવિષ્ય એટલુંજ ભયંકર દેખાય છે કે જેટલું ભારતવર્ષના અજૈનસાધુઓમાં મ્હોટે ભાગે દેખાય છે.

મારવાડ, મેવાડ, મગધ, બંગાળ, [illegible] દક્ષિણ અને એવા

બીજા અનેક પ્રાન્તો છે કે-જ્યાં જૈન સાધુઓનો વિહાર નહિં થવાથી હજારો નહિ-બલ્કે લાખોની સંખ્યામાં જૈનો પોતાનો ધર્મ છોડી ચૂક્યા છે. અને છોડતાજ જાય છે. આશ્ચર્યનો વિષય તો એ છે કે-જે વખતે જગત્ જૈન ધર્મનો સત્ય સંદેશ-મહાવીરના સત્ય-ધર્મનો સંદેશ સાંભળવા ઉત્સુક થઇ રહ્યું છે-જિજ્ઞાસાવૃત્તિવાળું બની રહ્યું છે, તે જ સમયમાં કેવળ જૈન સાધુઓના વિહારના અભાવથી લાખો જૈનો સ્વધર્મ છોડી રહ્યા છે. ન્હાની સરખી કોમમા ચારસો પાંચસો સાધુઓ અને બે હજાર સાધ્વિયો હોવા છતાં નિત્યપ્રતિ અનેક મનુષ્યો ધર્મથી વિમુખ થતા જાય, એના જેવો દુઃખનો વિષય બીજો કયો હોઇ શકે ! આ હકીકત જ બતાવી રહી છે કે સાધુઓ પોતાના આ ધર્મમાં ધીરે ધીરે અત્યન્ત શિથિલ બનતા જાય છે અને તેનું જ એ પરિણામ છે કે ગુજ-રાત અને કાઠિયાવાડના ક્ષેત્રોને છોડી આપણા સાધુ સાધ્વિયો બહાર નીકળતાજ નથી, વર્ષોથી પોકારો થવા છતા, અનેક પ્રકારના આક્ષેપો વિક્ષેપો થવા છતા, ગૃહસ્થોને યોગ્ય ( આગરા અને પીંજ-રની ) ઉપમાઓ મળવા છતાં પોતાના માનેલા ક્ષેત્રો છોડી શકાતાં નથી, એ શું બતાવી આપે છે ? શિથિલતા કે બીજું કંઇ ? તે ક્ષેત્રો ઉપરનું મમત્વ કે બીજું કાંઇ ?

જ્યારે કોઇ માણસને કંઇ કાર્ય કરવું હોય છે, ત્યારે તે તેના માટે ઉચિત કે અનુચિત દલીલો જરૂર આગળ કરે છે. અમારો મુનિવર્ગ કે જે ગુજરાત-કાઠિયાવાડમાજ રૂંધાઇ રહ્યો છે, તે પણ આ નિયમથી દૂર નથી રહી શકતો. કેટલાક તીર્થરક્ષાનું બ્હાનું બતાવે છે, તો કેટલાક ગુજરાત-કાઠીયાવાડની ઉત્તમતાના ગીત ગાય છે, કેટલાક ત્યાં ધર્મના પ્રચાર વધુ કરવાની આવશ્યકતા બતાવે છે, તો કેટલાક શાસન પ્રભાવનાનું નિમિત્ત આગળ કરે છે, પરંતુ

હોય કે ઉપકરણ ઉપર. ઘર ઉપર હોય કે ગામ ઉપર, ઉપાશ્રય ઉપર હોય કે મઠ ઉપર ગમે તેના ઉપર મમતા-મૂર્છા કરો, તે પરિગ્રહજ છે સાધુથી મૂર્છા રખાયજ નહિ. અને એકજ સ્થાનમા રહેવાથી તે ગામ ઉપર, તે ઉપાશ્રય ઉપર અને તે પરિચિત ગૃહસ્થો અને તેઓના બાલબચ્ચા ઉપર મૂર્છા અવશ્ય બધાઇ જાય છે. એટલાજ કારણે જ્ઞાનીઓએ સાધુઓને નિરતર-ચાતુર્માસને છોડી-ભ્રમણજ કરતા રહેવાની આજ્ઞા ફરમાવી છે.

બીજું કારણ એ પણ છે કે સાધુ એટલે સ્વપરહિતની સાધના કરનાર મહાત્મા. साध्नोति स्वपरहितकार्याणीति साधुः પોતાનુ અને પરનું કલ્યાણ કરે તે સાધુ એકજ સ્થાને ચોક્કસ ક્ષેત્રોમાજ રહેનાર સાધુ પરનું કલ્યાણ કેટલુ કરશે ? પરકલ્યાણમા તે મર્યાદિતજ રહી જશે એટલે જગતના જીવોનું કલ્યાણ કરવાની ભાવના-વાળાને તો એક સ્થાનમા ચોક્કસ મર્યાદાવાળા ક્ષેત્રોમા રહેવું પાલવેજ નહિં.

ઉપરની હકીકત ઉપરથી એ સહજ સમજાયું હશે કે જૈન-સાધુઓને માટે 'વિહાર' એ એમનો અગત્યનો અવશ્ય પાલનીય ધર્મ છે. એકજ સ્થાનમાં કે અમુક ક્ષેત્રોમાં રૂંધાઇ ન રહેતા દેશ-વિદેશ અને ગામ ગામ તેમણે વિચરવુંજ જોઇએ. પરંતુ જૈનસાધુઓમા આ અવશ્ય પાલનીય ધર્મમા ધીરે ધીરે કેટલી શિથિલતા આવી ગઇ છે, એનુ બારિકાઇથી અવલોકન કરવામા આવે તો ખરેખર જૈનસાધુઓ માટેનું ભવિષ્ય એટલુંજ ભયંકર દેખાય છે કે જેટલું ભારતવર્ષના અજૈનસાધુઓમા મ્હોટે ભાગે દેખાય છે.

મારવાડ, મેવાડ, મગધ, બંગાળ, પંજાબ, દક્ષિણ અને એવા

બીજા અનેક પ્રાન્તો છે કે-જ્યાં જૈન સાધુઓનો વિહાર નહિં થવાથી હજારો નહિ-બલ્કે લાખોની સંખ્યામાં જૈનો પોતાનો ધર્મ છોડી ચૂકયા છે. અને છોડતાજ જાય છે. આશ્ચર્યનો વિષય તો એ છે કે-જે વખતે જગત્ જૈન ધર્મનો સત્ય સંદેશ-મહાવીરના સત્ય-ધર્મનો સંદેશ સાંભળવા ઉત્સુક થઇ રહ્યું છે-જિજ્ઞાસાવૃત્તિવાળું બની રહ્યું છે, તે જ સમયમાં કેવળ જૈન સાધુઓના વિહારના અભાવથી લાખો જૈનો સ્વધર્મ છોડી રહ્યા છે. ન્હાની સરખી કોમમાં આરસો પાંચસો સાધુઓ અને બે હજાર સાધ્વિયો હોવા છતાં નિત્યપ્રતિ અનેક મનુષ્યો ધર્મથી વિમુખ થતા જાય, એના જેવો દુઃખનો વિષય બીજો કયો હોઇ શકે ! આ હકીકત જ બતાવી રહી છે કે સાધુઓ પોતાના આ ધર્મમાં ધીરે ધીરે અત્યન્ત શિથિલ બનતા જાય છે અને તેનું જ એ પરિણામ છે કે ગુજ-રાત અને કાઠિયાવાડનાં ક્ષેત્રોને છોડી આપણા સાધુ સાધ્વિયો બ્હાર નીકળતાજ નથી, વર્ષોથી પોકારો થવા છતાં, અનેક પ્રકારના આક્ષેપો વિક્ષેપો થવા છતાં, ગૃહસ્થોને યોગ્ય ( સાસરા અને પીય-રની ) ઉપમાઓ મળવા છતાં પોતાના માનેલાં ક્ષેત્રો છોડી શકતાં નથી, એ શું બતાવી આપે છે ? શિથિલતા કે બીજું કંઇ ? તે ક્ષેત્રો ઉપરનું મમત્વ કે બીજું કાંઇ ?

જ્યારે કોઇ માણસને કંઇ કાર્ય કરવું હોય છે, ત્યારે તે તેના માટે ઉચિત કે અનુચિત દલીલો જરૂર આગળ કરે છે. અમારો મુનિવર્ગ કે જે ગુજરાત-કાઠિયાવાડમાંજ રૂંધાઇ રહ્યો છે, તે પણ આ નિયમથી દૂર નથી રહી શકતો. કેટલાક તીર્થરક્ષાનું બ્હાનું બતાવે છે, તો કેટલાક ગુજરાત-કાઠીયાવાડની ઉત્તમતાનાં ગીત ગાય છે; કેટલાક ત્યાં ધર્મના પ્રચાર વધુ કરવાની આવશ્યકતા બતાવે છે, તો કેટલાક શાસન પ્રભાવનાનું નિમિત્ત આગળ કરે છે; પરંતુ

ગયેલા બાવીસ પરિસહોને યાદ કરવાના, ત્યાં તો મકાઇ અને જુવારના રોટલા મળવાના, ત્યાં સામૈયાંની આશા નિષ્ફળ થવાની, ત્યાં ગોખરૂં અને કાંટાઓમાં ચાલવું પડવાનું, ત્યાં ચા–પાણીનું નામ પણ ભૂલવાનું. ત્યાં શિષ્યવૃદ્ધિ નહિજ થવાની; ત્યાં ભારે ભારે કાંબળો વહોરાવવાવાળા નહિજ મળવાના. હા, રબારીઓ ઓઢે છે એવા ધાબળા જરૂર મળવાના; ત્યાં આખો દિવસ પંચાત કરનારા શ્રાવકો નહિ મળવાના. હા, ત્યાં તર્કવિતર્કો કરનારા અને તમારા જ્ઞાનને સાચી કસોટી ઉપર ચઢાવનારા વાદીઓ ( કદાચ વિતંડાવાદીઓ પણ ) જરૂર મળવાના. ત્યાં ગપ્પગોળા સાંભળનારા નહિ મળવાના, હા, ત્યાં યુક્તિઓ અને પ્રમાણોનો ખજાનો તપાસનારા જરૂર મળવાના; ત્યાં ષટ્રસભોજન નહિ મળવાનાં; અમદાવાદનું ઓસામણ કે સૂરતના ફૂલકા નહિ મળવાના, હા, સાધુને યોગ્ય શુષ્ક આહાર મળવાનો. ત્યાં મહંતજીની માફક એક સ્થાને બેસી રહેવું નહિ પાલવવાનું. હા, જુદી જુદી સભાઓ અને જુદાં જુદાં સ્થાનોમાં જઇ જાહેર વ્યાખ્યાનો જરૂર આપવાં પડવાનાં, ' જેને ગરજ હોય તે આવે અમારી પાસે, ' એવો ફાંકો ત્યાં રાખ્યો નહિ પાલવવાનો, ત્યાં તો ધર્મનો પ્રચાર કરવાની આપણેજ ગરજ રાખવી પડવાની.

ગુજરાત અને કાઠીયાવાડને છોડી ઇતર દેશોમાં ઉપર પ્રમાણેનો અનુભવ અનુભવવો પડશે, પરન્તુ ધર્મનો પ્રચાર અપૂર્વ થશે; શાસનની પ્રભાવના અતુલિત થશે. ઘણાં મંદિરોને કાંટા લાગ્યા છે, તે દૂર થશે. ઘણા ભગવાનો ઉપર મેલ ચઢ્યો હશે તે ઉતરશે. ઘણાં મંદિરોનાં બારણાં બંધ હશે તે ઉઘડશે. ધર્મથી વિમુખ થયેલા જૈનો પાછા ઠેકાણે આવશે, શિથિલ થતા જૈનો દૃઢ થશે, અજૈન પ્રજામાં જૈનધર્મ માટે સદ્ભાવના જાગ્રત થશે;

ત્યારેજ જણાય અત્યારે તો ગુજરાત કાઠીયાવાડ નહિ છોડવામાં જનતાને એમ કહેવાનું કારણ મળે છે કે અમારા સાધુ સાધ્વીયોથી ગુજરાતના ચા દૂધ છોડી શકાતા નથી, અમદાવાદ સૂરતના ફૂલકા મૂકાતા નથી તેઓ ભક્તોની ભક્તાઇમાં મુગ્ધ બન્યા છે, તેઓ વાજા વગડાવવામાં મસ્ત બન્યા છે, તેઓ ચોક્કસ ગામોના જાગીરદાર બન્યા છે, તેઓ દિલના એટલા કમજોર બની ગયા છે કે–પોતાના રાગી ગામનું એક કૂતરું પણ આવીને વિનતિ કરે છે તો ઝટ દઇ કમડલ હાથમાં લઇને તે તરફ વિહાર કરે છે, તેમને સુમધુર ગહૂળીયોના ગીત ગમે છે, તેમને મો મો રૂપિઆના દુશાના અને કાંબળોની હૂંફ ગમે છે તેમનાથી પોતાના રાગી શ્રાવકોના બાલ બચ્ચાઓનો પ્રેમ મૂકી શકતો નથી તેમના પગ જકડાઇ ગયા છે ગાઉ–બે ગાઉના વિહાર પછી ઢમઢમ કરતું ઢોલ સામૈયાના ન આવે તો તેમને રહેવાતું નથી તેમને આખો દિવસ ગૃહસ્થોની પંચાયત કરવા સિવાય આહાર પચતો નથી તેમને પોતાના રાગી ગામોનો મોહ મૂકાતો નથી, આમ તેમ જઇ આવીને પણ આખરે તેમને **ઘટકુન્યાં પ્રભાતમ્** જ કરવું ગમે છે તેમને સાધ્વીયોનો પરિચય મૂકાતો નથી સાધ્વીયો વિના કપડા કોણ ધોઇ આપે, ઓઘા દોરા કોણ બનાવી આપે? કાંબળીયોને ગોમૂત્ર કોણ ભરી આપે? તેમનાથી શિષ્યવૃદ્ધિનો લોભ મૂકાતો નથી, પદવિયો આપનારા રાગી શ્રાવકોની દાક્ષિણ્યતા તેમણે જાળવવી જ જોઇએ છે શિષ્યોની લૂંટાલૂંટ ગુજરાત–કાઠિયાવાડમાં જ થઇ શકે, આ લાભ પણ જતો કરાતો નથી જનતાના ઉપર્યુક્ત આક્ષેપો કોને માટે કયાં સુધી લાગુ પડે છે, એના વિવેચનમાં ઉતરવાની કંઇ જરૂર નથી અતએવ સમુચ્ચયરૂપે એટલું જ કહેવું બસ થશે કે ગુજરાત કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં ઉપરનું કંઇજ નથી. ત્યાં તો ભૂલી

ગયેલા બાવીસ પરિસહોને યાદ કરવાના, ત્યાં તો મકાઇ અને જુવારના રોટલા મળવાના, ત્યાં સામૈયાંની આશા નિષ્ફળ થવાની, ત્યાં ગોખરૂં અને કાંટાઓમાં ચાલવું પડવાનું, ત્યાં ચા-પાણીનું નામ પણ ભૂલવાનું. ત્યાં શિષ્યવૃદ્ધિ નહિજ થવાની; ત્યાં ભારે ભારે કાંબળો વહોરાવવાવાળા નહિજ મળવાના. હા, રબારીઓ ઓઢે છે એવા ધાબળા જરૂર મળવાના; ત્યાં આખો દિવસ પંચાત કરનારા શ્રાવકો નહિ મળવાના. હા, ત્યાં તર્કવિતર્કો કરનારા અને તમારા જાતને સાચી કસોટી ઉપર ચઢાવનારા વાદીઓ ( કદાચ વિતંડાવાદીઓ પણ ) જરૂર મળવાના. ત્યાં ગપ્પગોળા સાંભળનારા નહિ મળવાના, હા, ત્યાં યુક્તિઓ અને પ્રમાણોનો ખજાનો તપાસનારા જરૂર મળવાના; ત્યાં ષટ્રસભોજન નહિ મળવાનાં; અમદાવાદનું ઓસામણ કે સૂરતના ફૂલકા નહિ મળવાના, હા, સાધુને યોગ્ય શુષ્ક આહાર મળવાનો. ત્યાં મંહતજીની માફક એક સ્થાને બેસી રહેવું નહિ પાલવવાનું. હા, જુદી જુદી સભાઓ અને જુદાં જુદાં સ્થાનોમાં જઇ જાહેર વ્યાખ્યાનો જરૂર આપવાં પડવાનાં, ' જેને ગરજ હોય તે આવે અમારી પાસે, ' એવો ફાંકો ત્યાં રાખ્યો નહિ પાલવવાનો, ત્યાં તો ધર્મનો પ્રચાર કરવાની આપણેજ ગરજ રાખવી પડવાની.

ગુજરાત અને કાઠીયાવાડને છોડી ઇતર દેશોમાં ઉપર પ્રમાણેનો અનુભવ અનુભવવો પડશે, પરન્તુ ધર્મનો પ્રચાર અપૂર્વ થશે; શાસનની પ્રભાવના અતુલિત થશે. ઘણાં મંદિરોને કાંટા લાગ્યા છે, તે દૂર થશે. ઘણા ભગવાનો ઉપર મેલ ચઢ્યો હશે તે ઉતરશે. ઘણાં મંદિરોનાં બારણાં બંધ હશે તે ઉઘડશે. ધર્મથી વિમુખ થયેલા જૈનો પાછા ઠેકાણે આવશે, શિથિલ થતા જૈનો દૃઢ થશે, અજૈન પ્રજામાં જૈનધર્મ માટે સદ્ભાવના જાગ્રત થશે;

નવા થનારા જૈનોજ ઠેકઠેકાણે જૈન સોસાઇટીયો સ્થાપન કરશે, અને તે દ્વારા જૈન ધર્મના ન્હાના ન્હાના ટ્રેકટો જુદી જુદી ભાષાઓમા છપાવી તેનો પ્રચાર કરશે ઘણા અજૈનો ભદ્રિક પરિણામી બનશે અરે ઘણા અજૈનો જૈન બનશે તેઓ પોતપોતાના દેશોમા જૈન સાહિત્ય અને જૈનધર્મનો પ્રચાર કરશે અને આવી રીતે આપના ઉપદેશ દ્વારા–આપના વિહાર દ્વારા જૈન શાસનની સાચી પ્રભાવના થશે ગુજરાત અને કાઠીયાવાડને છોડતા આપને ઉઠાવવી પડતી તકલીફોની અપેક્ષાએ ઉપરના લાભની આપ વધુ કિંમત આંકતા હો–નુકસાન કરતા કઇ ગુણો લાભ આપને જોવાતો હોય તો તે કષ્ટોને વ્હોરવાનું બીડુ ઝડપી લ્યો નીકળી પડો ગુજરાત કાઠિયાવાડને છોડી બીજા દેશોમા પણ સત્વર, બીજા દેશોમા કેવા સાધુઓએ કેવી સ્થિતિમા કેવા સયોગોમા, કેવા ઢગલાથી વહાર નીકળવુ, એ સબધી મારો આવતો લેખ વાચવાની જરા તકલીફ ઉઠાવો

---

( ૧૧ )

જૈન સાધુઓની વર્તમાન પરિસ્થિતિનો ખ્યાલ આપી, ગયા અંકમા એ બતાવવામા આવ્યું છે કે વર્તમાનમા જૈન સાધુઓ, કે જેઓ મ્હોટે ભાગે ગુજરાત-કાઠિયાવાડમાંજ અને તે પણ ચોક્કસ ક્ષેત્રોમાંજ વિચર્યા કરે છે; તેમણે મારવાડ, મેવાડ, માળવા, પંજાબ, મગધ, બંગાળ અને દક્ષિણ આદિ દેશોમાં વિચરવાની ખાસ જરૂર છે. સાથે સાથે એ પણ બતાવવામા આવ્યું છે કે ગુજરાત-કાઠિયાવાડમાં ધર્મની પ્રભાવના-શાસનની પ્રભાવના જે થાય છે, તેના કરતા ઉપર્યુક્ત દેશોમા વધારે થવાની. ગુજરાત-કાઠિયાવાડમાં સાધુઓ ઉપદેશ દ્વારા જે લાભ ઉઠાવે છે, તેના કરતા ઇતર દેશોમા વધુ લાભ ઉઠાવવાના. એટલે શાસન પ્રભાવનાની કે ધર્મવૃદ્ધિની ઇચ્છા રાખનારા સાધુઓએ તો ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમા વિહાર કરવો જ જોઇએ

હવે જ્યારે એ નિશ્ચિત થઇ ચૂક્યું કે-ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમા વિહાર કરવાની આવશ્યકતા છે, ત્યારે આપણે હવે તેજ જોવાનુ રહે છે કે ઉપર્યુક્ત દેશોમા કેવા સાધુઓએ વિચરવું જોઇએ ?

આ બહુ વિચારણીય પ્રશ્ન છે વ્યવહારમા આપણે જોતા આવ્યા છીએ કે-કોઇ પણ કાર્ય ઉપર તેજ માણસની નિયુક્તિ કરવામા આવે છે કે જે તે કાર્યને માટે યોગ્ય હોય યોગ્યતા વિના કાર્ય સોંપવુ કિંવા કાર્ય ઉપાડવું, એ તે કાર્યને બગાડવા કિંવા નુકસાન પહોંચાડવા જેવું થાય છે. ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમા વિહાર કરવો, એ કઠિનમા કઠિન કામ છે ઇતર દેશોનો આહાર ગુજરાત-કાઠિયાવાડના આહારથી જુદાજ પ્રકારનો,

નવા થનારા જૈનોજ ઠેકઠેકાણે જૈન સોસાઇટીયો સ્થાપન કરશે, અને તે દ્વારા જૈન ધર્મના ન્હાના ન્હાના ટ્રેકટો જુદી જુદી ભાષાઓમાં છપાવી તેનો પ્રચાર કરશે. ઘણા અજૈનો ભદ્રિક પરિણામી બનશે. અરે ઘણા અજૈનો જૈન બનશે; તેઓ પોતપોતાના દેશોમાં જૈન સાહિત્ય અને જૈનધર્મનો પ્રચાર કરશે અને આવી રીતે આપના ઉપદેશ દ્વારા–આપના વિહાર દ્વારા જૈન શાસનની સાચી પ્રભાવના થશે. ગુજરાત અને કાઠીયાવાડને છોડતાં આપને ઉઠાવવી પડતી તકલીફોની અપેક્ષાએ ઉપરના લાભની આપ વધુ કિંમત આંકતા હો–નુકશાન કરતાં કઇ ગુણો લાભ આપને જોવાતો હોય તો તે કષ્ટોને વ્હોરવાનું બીડું ઝડપી લ્યો. નીકળી પડો ગુજરાત કાઠિયાવાડને છોડી બીજા દેશોમાં. પણ સબુર; બીજા દેશોમાં કેવા સાધુઓએ કેવી સ્થિતિમાં કેવા સંયોગોમાં, કેવા ઇરાદાથી બહાર નીકળવું, એ સંબંધી મારો આવતો લેખ વાંચવાની જરા તકલીફ ઉઠાવો.

---

( ૧૧ )

જૈન સાધુઓની વર્ત્તમાન પરિસ્થિતિનો ખ્યાન આપી, ગત અંકમાં એ બતાવવામાં આવ્યું છે કે વર્ત્તમાનમાં જૈન સાધુઓ, કે જેઓ મ્હોટે ભાગે ગુજરાત-કાઠિયાવાડમાંજ અને તે પણ ચોક્કસ ક્ષેત્રોમાંજ વિચર્યા કરે છે, તેમણે મારવાડ, મેવાડ, માળવા, પંજાબ, મગધ, બંગાળ અને દક્ષિણ આદિ દેશોમાં વિચરવાની ખાસ જરૂર છે. સાથે સાથે એ પણ બતાવવામાં આવ્યું છે કે ગુજરાત-કાઠિયાવાડમાં ધર્મની પ્રભાવના-શાસનની પ્રભાવના જે થાય છે, તેના કરતાં ઉપર્યુક્ત દેશોમાં વધારે થવાની ગુજરાત-કાઠિયાવાડમાં સાધુઓ ઉપદેશ દ્વારા જે લાભ ઉઠાવે છે, તેના કરતાં ઇતર દેશોમાં વધુ લાભ ઉઠાવવાના એટલે શાસન પ્રભાવનાની કે ધર્મવૃદ્ધિની ઇચ્છા રાખનારા સાધુઓએ તો ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવો જ જોઇએ

હવે જ્યારે એ નિશ્ચિત થઇ ચૂક્યું કે-ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવાની આવશ્યકતા છે, ત્યારે આપણે હવે તેજ જોવાનું રહે છે કે ઉપર્યુક્ત દેશોમાં કેવા સાધુઓએ વિચરવું જોઇએ ?

આ બહુ વિચારણીય પ્રશ્ન છે વ્યવહારમાં આપણે જોતા આવ્યા છીએ કે-કોઇ પણ કાર્ય ઉપર તેજ માણસની નિયુક્તિ કરવામાં આવે છે કે જે તે કાર્યને માટે યોગ્ય હોય યોગ્યતા વિના કાર્ય સોંપવું કિંવા કાર્ય ઉપાડવું, એ તે કાર્યને બગાડવા કિંવા નુકસાન પહોંચાડવા જેવું થાય છે ગુજરાત-કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવો, એ કઠિનમાં કઠિન કામ છે ઇતર દેશોનો આહાર ગુજરાત-કાઠિયાવાડના આહારથી જુદાજ પ્રકારનો,

નવા થનારા જૈનોજ ઠેકઠેકાણે જૈન સોસાઇટીયો સ્થાપન કરશે, અને તે દ્વારા જૈન ધર્મના ન્હાના ન્હાના ટ્રેક્ટો જુદી જુદી ભાષાઓમાં છપાવી તેનો પ્રચાર કરશે. ઘણા અજૈનો ભદ્રિક પરિણામી બનશે. અને ઘણા અજૈનો જૈન બનશે; તેઓ પોતપોતાના દેશોમાં જૈન સાહિત્ય અને જૈનધર્મનો પ્રચાર કરશે અને આવી રીતે આપના ઉપદેશ દ્વારા—આપના વિહાર દ્વારા જૈન શાસનની સાચી પ્રભાવના થશે. ગુજરાત અને કાઠીયાવાડને છોડતાં આપને ઉઠાવવી પડતી તકલીફોની અપેક્ષાએ ઉપરના લાભની આપ વધુ કિંમત આંકતા હો—નુકસાન કરતાં કઇ ગુણો લાભ આપને જોવાતો હોય તો તે કષ્ટોને વ્હોરવાનું બીડું ઝડપી લ્યો. નીકળી પડો ગુજરાત કાઠિયાવાડને છોડી બીજા દેશોમાં, પણ સબુર, બીજા દેશોમાં કેવા સાધુઓએ કેવી સ્થિતિમાં કેવા સંયોગોમાં, કેવા ઇરાદાથી બહાર નીકળવું, એ સંબંધી મારો આવતો લેખ વાંચવાની જરા તકલીફ ઉઠાવો.

---

## ( ૧૧ )

જૈન સાધુઓની વર્ત્તમાન પરિસ્થિતિનો ખ્યાલ આપી, ગયા અંકમાં એ બતાવવામાં આવ્યું છે કે વર્ત્તમાનમાં જૈન સાધુઓ, કે જેઓ મ્હોટે ભાગે ગુજરાત–કાઠિયાવાડમાંજ અને તે પણ ચોક્કસ ક્ષેત્રોમાંજ વિચર્યા કરે છે; તેમણે મારવાડ, મેવાડ, માળવા, પંજાબ, મગધ, બંગાળ અને દક્ષિણ આદિ દેશોમાં વિચરવાની ખાસ જરૂર છે. સાથે સાથે એ પણ બતાવવામાં આવ્યું છે કે ગુજરાત–કાઠિયાવાડમાં ધર્મની પ્રભાવના–શાસનની પ્રભાવના જે થાય છે, તેના કરતાં ઉપર્યુક્ત દેશોમાં વધારે થવાની. ગુજરાત–કાઠિયાવાડમાં સાધુઓ ઉપદેશ દ્વારા જે લાભ ઉઠાવે છે, તેના કરતાં ઇતર દેશોમાં વધુ લાભ ઉઠાવવાના. એટલે શાસન પ્રભાવનાની કે ધર્મવૃદ્ધિની ઇચ્છા રાખનારા સાધુઓએ તો ગુજરાત–કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવો જ જોઇએ.

હવે જ્યારે એ નિશ્ચિત થઇ ચૂક્યું કે–ગુજરાત–કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવાની આવશ્યકતા છે, ત્યારે આપણે હવે તેજ જોવાનું રહે છે કે ઉપર્યુક્ત દેશોમાં કેવા સાધુઓએ વિચરવું જોઇએ ?

આ બહુ વિચારણીય પ્રશ્ન છે. વ્યવહારમાં આપણે જોતા આવ્યા છીએ કે–કોઇ પણ કાર્ય ઉપર તેજ માણસની નિયુક્તિ કરવામાં આવે છે કે-જે તે કાર્યને માટે યોગ્ય હોય. યોગ્યતા વિના કાર્ય સોંપવું કિંવા કાર્ય ઉપાડવું, એ તે કાર્યને બગાડવા કિંવા નુકસાન પહોંચાડવા જેવું થાય છે. ગુજરાત–કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવો, એ કઠિનમાં કઠિન કામ છે. ઇતર દેશોનો આહાર ગુજરાત–કાઠિયાવાડના આહારથી જુદાજ પ્રકારનો,

એટલુજ નહિ પરન્તુ માઇલોના માઇલો સુધી શ્રાવકોની વસ્તીનો અભાવ-એટલે કોઇ વખત આહારની જોગવાઇ મળે યે ખરી, અને ન પણ મળે. આવી અવસ્થામા સૌથી પહેલા તો જિહ્વેન્દ્રિયના ઉપર કાબૂ મેળવનાર સાધુ જ તે દેશોમા વિચરી શકે. મતલબ કે સહનશીલતાનો ગુણ સારી રીતે ધારણ કરનાર સાધુજ ઉપર્યુકત દેશોમા વિચરવાને યોગ્ય છે-તે દેશોમા ઘણું સહન કરવુ પડવાનું. કેવળ આહાર સબધી કષ્ટજ નહિ, ત્યા વાદિઓ મળવાના, તેમની સાથેની ચર્ચામા તેઓ ગમે તેટલા તર્ક વિતર્કો કરે, પરન્તુ સાધુએ તો શાન્તિ પૂર્વકજ તેને સમજાવવાનુ રહ્યુ. કોઇ ઇતર કોમવાળાને ત્યા ભિક્ષાએ જતા કિંવા ગમે તે કારણે તેના ઘરે જતા તે તિરસ્કાર પણ કરે, પરન્તુ ત્યા તેના તિરસ્કારથી નહિ ગભરાતા શાન્તિપૂર્વક તેને વશ જ કરવો રહ્યો. આમ સહનશીલતાના ગુણની ત્યા ઘણીજ જરૂર પડવાની ગુજરાત કાઠીયાવાડના પોતાના ભક્ત શ્રાવકો ઉપર રોફ જમાવવાનોજ જેનો સ્વભાવ પડી ગયો હોય, તેમણે ધીરે ધીરે આવા દેશોમા પોતાનો સ્વભાવ સુધારવોજ રહ્યો વળી દૂર દૂર વસ્તીના કારણે કિંવા ઉચિત સ્થાનને અભાવે કોઇ કોઇ વખત ૧૦-૧૫-૨૦ કે ૨૫ માઇલનો પણ વિહાર કરવો પડે. આવી સ્થિતિમા પણ સહનશીલતા જરૂર જોઇએ ત્યા આકુળ વ્યાકુળ થવું નજ પાલવે ટૂંકામા કહીએ તો ઇતર દેશોમા વિહાર કરવામા સૌથી પહેલી જરૂર **સહનશીલતા**ના ગુણની છે. દરેક પ્રસગે આ ગુણ ઉપયોગી થવાનો. તમામ કાર્ય સિદ્ધિ આ ગુણને અવલબીને રહી છે એટલે ઇતર દેશોમા વિચરવાની ભાવના રાખનાર સાધુઓએ આ સંબધી ખાસ વિચાર કરવાનો છે.

આ સિવાય ગુજરાત-કાઠિયાવાડને છોડી અન્યાન્ય દેશોમા તે જ સાધુઓએ વિચરવું જોઇએ કે જેઓ **વિદ્વાન્** હોય. સર્વથા

અજ્ઞાન કિંવા અર્ધ વિદગ્ધ સાધુઓ તે દેશોમાં નિરુપયોગી છે, એટલુંજ નહિ પરંતુ લાભના બદલે તેમની દ્વારા નુકસાન જ થાય છે. સ્વસિદ્ધાંતમાં સુયોગ્ય હોવા સાથે બીજાં બીજાં દર્શનશાસ્ત્રોમાં પણ તેની સારી યોગ્યતા હોવી જ જોઇએ અને આવી રીતે સ્વપરશાસ્ત્રનો જ્ઞાતા સાધુ જેટલું કામ કરી શકે, તેટલું બીજો નહિંજ કરી શકવાનો. આ વિદ્વત્તાની યોગ્યતા એટલાજ માટે જણાવવામાં આવે છે કે ગુજરાત કાઠિયાવાડને છોડી ઇતર દેશોમાં વિહાર કરવાનો હેતુ કેવલ શાસનપ્રભાવનાનો રાખવામાં આવ્યો છે. જેણે શાસનપ્રભાવનાના નિમિત્તે નીકળવું છે, તેને તો સહનશીલતા પૂર્વક વિદ્વત્તા રાખવી જ જોઇએ. હા, જેને કેવળ સમેતશિખરની કે જુદા જુદા દેશોનાં બીજાં બીજાં તીર્થોની યાત્રા કરવા જ નીકળવું છે, અને જેને કેવળ એપીઆઓની માફક જમીન જ માપવી છે, તેને માટે તો કાંઇ સવાલજ નથી; પરંતુ મારા નમ્ર મત પ્રમાણે તો એવી એપો કરીને કેવળ તીર્થયાત્રા કરવાનાજ નિમિત્તે, તેમાં ખાસ કરીને પૂર્વદેશની સમ્મેતશિખર આદિની યાત્રાઓ માટે જ નીકળવું, એ મને તો લાખના બાર હજાર કરવા જેવું દેખાય છે. કેવળ તીર્થયાત્રા માટે જ પૂર્વદેશમાં આવનાર સાધુ સાધ્વિયોની પરિસ્થિતિનો ખ્યાલ કરવામાં આવે છે, ત્યારે મને તો એમજ થાય છે કે–આવાઓએ તો ગુજરાત–કાઠિયાવાડમાં જ વિચર્યાં કરવું સારું છે. આવાઓને માટે તો **સંયમયાત્રા** એ જ ઉત્તમ યાત્રા છે. સહન કરવાની શક્તિના અભાવે 'નાના પ્રકારના આરંભ સમારંભોનો ભાર ઉપાડીને આવા દેશોમાં વિચરવું, આદેશ ઉપદેશનો ખ્યાલ ન રાખવો અને કેવળ જમીન માપતા સમેતશિખર પહોંચવું, ત્યાંથી કલકત્તા કે મુર્શિદાબાદને સર કરવા જવું, ત્યાં જઇ કપડા–કાંબળીઓના ટ્રંકો પાર્સલો કરી પોતાના

હેડકવાર્ટરે પહોંચાડવા, જુદા જુદા બહાના નીચે રૂપિયા એકઠા કરાવવા અને સાધુઓથી ન સ્વીકારી શકાય એવી વસ્તુઓ લાવવા વિહારનુ કારણ બતાવી સ્વીકારવી આ બધુ લાખના બાર હજાર કરવા જેવુ નહિ તો બીજુ શુ કહી શકાય ? માર્ગમા ન આપવો કોઇ ગામમા ઉપદેશ કે ન નીકળવુ કોઇ જૈનેતરના ઘરમા ગોચરી. માત્ર એક ગામથી બીજા ગામ અને બીજા ગામથી ત્રીજા ગામ એમ જમીન માપ્યા કરવી અને તીર્થસ્થાને પહોંચવુ. એનો અર્થ શો ? એ તીર્થયાત્રા કેવી જાતની ? મગમનો મત્યાનાશ વાળી અથવા ઠેકાણે ઠેકાણે જૈન સાધુઓ કે જૈન ધર્મ ઉપર લોકોને અનેક પ્રકારની શકાઓનુ કારણ આપી તીર્થયાત્રાએ ફરવાનુ મહાવીર દેવ ફરમાવે ખરા ? કેટલાક એવા પણ દાખલા બને છે કે ગુજરાત–કાઠીયાવાડની માફક પોતાનું મહત્ત્વ બતાવવાની ખાતર અથવા ગમે તે કારણે સાધ્વીયોનુ લગર પણ સાથે રાખી પૂર્વ દેશના યાત્રાએ નીકળે છે આનુ પરિણામ શુ આવે છે, એ કલ્પવું કઇ કઠિન નથી અજૈન પ્રજા, કે જેને જૈન-સાધુઓનો પરિચય કદિ થયો નથી, અથવા જેઓ જૈનસાધુઓના આચાર-વિચારથી બિલકુલ અનભિજ્ઞ હોય છે, તેવાઓને, આ સાધુ–સાધ્વિયોના એક સાથે વિચરવાથી અને બિલકુલ નજીક નજીક મુકામો કરવાથી કેવી કેવી કલ્પનાઓ કરવાનુ કારણ મળે, એ સહજ સમજી શકાય તેવી હકીકત છે આવી અવસ્થામા ભાગ જોગે સાધુઓ અને સાધ્વીઓની સખ્યા લગભગ સરખીજ હોય, તો તો પછી કહેવુજ શું ? આનુ નામ લાખના બાર હજાર નહિ તો બીજું શુ ? આનુ નામ ધર્મના નામે અધર્મ પમાડવા જેવુ નહિ તો બીજુ શુ ? અને તેટલાજ માટે એ ધ્યાનમા રાખવુ જોઇએ કે ગમે તેટલો વિદ્વાન અને કાવ્ય મહનશીલતાવાળો હોય, તો પણ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ

ભાવ ઓળખનાર જરૂર જોઇએ. વ્યવહાર અનભિજ્ઞતા એ પણ એક પ્રકારનું એકેન્દ્રિયપણું છે. એવા એકેન્દ્રિય જીવો—સાધુઓ જૈનેતર પ્રજામાં જૈન ધર્મની શી છાપ પાડી શકે તેમ હતા ?

આ ઉપરાન્ત ઇતર દેશોમાં વિચરનાર સાધુઓ તેવાજ હોવા જોઇએ કે-જેઓ **કલેશ-પ્રિય** ન હોય. જો કે સામાન્યતઃ જોવા જઇએ તો કલેશપ્રિયતા મનુષ્યમાત્રને ન હોવી જોઇએ; પરન્તુ તેમા પણ સાધુ, કે જેણે પોતાના અને પરના કલ્યાણને માટેજ સાધુતા સ્વીકારી છે, તેણે તો કલેશથી—મતાગ્રહીપણાથી દૂરજ રહેવું જોઇએ અને આવા કલેશોથી માણસ ત્યારેજ દૂર રહી શકે કે જૈનશાસ્ત્રોમાં ફરમાવેલી **મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય** અને **માધ્યસ્થ્ય** ભાવનાથી જેનું અંતઃકરણ ભીંજાએલું રહેતું હોય, જુદા જુદા દેશોમાં વિચરનારા સાધુઓએ પોતાનાં અંતઃકરણોને આ ચાર ભાવનાથી ઓતપ્રોત કરી દેવાં જોઇએ. અને તોજ પરધર્મસહિષ્ણુતા આવી શકે છે. ઉદારભાવ સિવાય બીજા ઉપર અસર થઇ શકતી નથી. અને તે ઉદારભાવવાળો મનુષ્યજ ધર્મનો કે વિચારોનો પ્રચાર કરી શકે છે, બીજા ધર્મવાળાઓની વાત તો દૂર રહી, સ્વકીય ધર્મના જુદા જુદા મત-મતાન્તરો પ્રત્યે પણ તિરસ્કારની બુદ્ધિ ન રાખતાં તેના પ્રત્યે પણ ઉદારભાવથી વર્ત્તવામાં આવે તો જ તે મત મતાન્તરવાળાઓ ઉપર પણ સુંદર છાપ પાડી શકાય છે અને તેને અપનાવી શકાય છે. ગચ્છોના કદાગ્રહો પણ ધર્મપ્રચારના કાર્યમાં બાધક નીવડે છે, એ વાતને ભૂલવી જોઇતી નથી.

આ પ્રસંગે એક અન્ય ખાસ બાબત તરફ પણ અમારા સાધુવર્ગનું ધ્યાન ખેંચવું આવશ્યક સમજી છું.

ગુજરાત-કાઠિયાવાડના ભક્ત શ્રાવકો આગળ ગમે તેવી કેવળ શ્રદ્ધેય બાબતોનો ઉપદેશ આપો, પણ તે ચાલી શકે છે. બલ્કે અમે

તેવા કિસ્સા–કહાનિયો પણ સાંભળવાને તૈયાર છે, અને ગમે તેવા આક્ષેપ-વિક્ષેપ કે એક બીજાની નિંદાના પ્રકરણો કે અધ્યયનો પણ ત્યાં ગગડાવી શકો છો, પરન્તુ મુનિવરો ! ઇતર દેશોમાં તે બધું કંઇજ કામનું નથી ત્યાં તો ભિન્નભિન્ન પ્રકારના, ભિન્નભિન્ન વિચારના અને ભિન્નભિન્ન વિષયના મનુષ્યો આપની પાસેથી ભિન્ન ભિન્ન પ્રકારનો રસાસ્વાદ લેવાને આવવાના. તેમની ઇચ્છાની–તેમની પિપાસાને તૃપ્ત કરવી, એ તમારું કર્ત્તવ્ય રહેવાનું. શાન્તિથી, મધુરતાપૂર્વક આપે તે રસ તેમના કાંઠામાં ઉતારવાનો ત્યાં પોતાના કક્કો ખરો કરવાનો પ્રયત્ન નહિ ચાલવાનો ત્યાં બીજાના ઉપર આક્ષેપ-વિક્ષેપ કર્યો નહિજ પાલવવાનો, ત્યાં યુક્તિઓ અને દલીલો પેશ કરવી પડવાની થની શકાઓનું શાન્તિ અને ગંભીરતાપૂર્વક સમાધાન કરવું પડવાનું, આ ઉપરથી સમજી શકાય તેમ છે કે–ઇતર દેશોમાં જે સાધુઓ વિચરે તેમની ઉપદેશ પદ્ધતિ પણ વર્ત્તમાન જમાનાને અનુકૂળજ હોવી જોઇએ ' વર્ત્તમાન જમાનાને અનુકૂળ 'થી મારી મતલબ એ નથી કે ઉપદેશકે પૃચ્છકની હા મા હા મેળવવી નહિ, ' વર્ત્તમાન જમાનાને અનુકૂળ 'થી મારી મતલબ એ છે કે, ઉપદેશ પદ્ધતિ પ્રતિપાદક શૈલીવાળી હોવી જોઇએ, નહિં કે નિષેધક શૈલીવાળી બીજાને બુરા કહેવા કરતાં સુંદરતાનું સ્વરૂપ પ્રકટ કરવું, એનું નામ પ્રતિપાદક શૈલી છે કોઇનું પણ ખંડન કરવા કરતાં સત્ય સ્વરૂપને પ્રકટ કરવું, એનું નામ પ્રતિપાદક શૈલી છે અસત્યનો તિરસ્કાર કરવા કરતાં સત્યનું સ્થાપન કરવું, એનું નામ પ્રતિપાદક શૈલી છે કુસાધુની નિંદા કરવા કરતાં સત્સાધુના લક્ષણો, ધર્મો બતાવી આપવા એનું નામ પ્રતિપાદકશૈલી છે આ પ્રતિપાદકશૈલીથી ઉપદેશ આપનાર, વ્યાખ્યાનો કરનાર ગમે ત્યાં પણ જનતા ઉપર પ્રભાવ પાડી શકે છે અને અતએવ સાધુ-

ઓએ આવા પ્રકારની ઉપદેશ પદ્ધતિ રાખવી જોઇએ ખાસ કરીને જેઓ ગુજરાત-કાઠિયાવાડમાંથી ઇતર દેશોમા જૈન ધર્મને લઇ જવા છે, અથવા ગુજરાત-કાઠિયાવાડ ઉપરાન્ત બીજા દેશોમાં ગામે ગામ બજારે બજાર અને ઘરે ઘરે જૈનધર્મની પ્રભાવના કરવી છે, તેમણે તો આ પદ્ધતિ ખાસ કરીને અખત્યાર કરવી જોઇએ છે. અર્થાત્ જુદા જુદા દેશોમાં વિચરનાર સાધુઓએ આ પદ્ધતિનું પ્રધાનતયા અવલંબન કરવું જોઇએ.

ઉપરના વિવેચન ઉપરથી એ સહજ સમજી શકાયું હશે કે—જૈન સાધુઓએ ગુજરાત કાઠિયાવાડને છોડી બીજા બીજા દેશોમાં વિચરવાની જરૂર છે, પરન્તુ તેમા પણ યોગ્યતાનો ખાસ વિચાર કરવાનો છે અને તે સબધી વિચાર કરતાં ઉપર જણાવવામા આવ્યું તેમ એ ચોક્કસ જણાય છે કે—ઇતર દેશોમા તેજ સાધુઓએ વિચરવું જોઇએ કે—જેઓ કોઇ પણ જાતના કષ્ટોને સહન કરી શકે તેમ હોય, જેઓ સ્વપરશાસ્ત્રમા વિદ્વાન્ હોય, વિદ્વાનની સાથે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને ઓળખનારા હોય, ઉપકરણ અને એવી વસ્તુઓના લોભથી રહિત હોય, જેમના વિચારો કેવળ બીજા દેશોમા જૈનધર્મનો પ્રચાર કરવાનાજ હોય અને જેઓની ઉપદેશ પદ્ધતિ વર્તમાન સમયને અનુકૂળ અર્થાત્ મ્હોટે ભાગે પ્રતિપાદક શૈલીવાળી હોય. તેમ જેઓ પરમતસહિષ્ણુતાનો ગુણ ધરાવતા હોય આવી યોગ્યતા સિવાય કેવળ તીર્થયાત્રાના નિમિત્તે જ લાંબી ખેપો કરવી અને અનેક પ્રકારના આરંભસમારંભનાં પાપોનો બોજો ઉપાડવો, એ મને તો બિલકુલ અયોગ્ય જ લાગે છે. ઉપર્યુક્ત યોગ્યતા સિવાયના સાધુઓએ તો ગુજરાત-કાઠિયાવાડના શ્રાવક શ્રાવિકાઓને વ્રત-નિયમો કરાવતા ફરવું, એ જ શ્રેયસ્કર છે, કે જેથી લાખના બાર હજાર કરવાનો તો પ્રસગ ન આવે. તેમનું સંયમ

એજ તીર્થ છે. અને તેની યાત્રા એજ તીર્થયાત્રા છે. તે સિવાયની તીર્થયાત્રાનો પ્રાસંગિક લાભ ત્યાં જે મળતો હોય તે તેમણે લઇ લેવો જોઇએ. પરન્તુ જે સાધુઓ વિદ્વાન્ છે, સમર્થ છે. ઉપયોગ પૂર્વક બીજા દેશોમા વિચરી શકે તેમ છે; દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવના જાણનારા છે, તેમણે તો જરૂર ગુજરાત-કાઠિયાવાડનો કે પોતાનાં માનેલાં ક્ષેત્રો ઉપરનો અને પોતાના રાગી શ્રાવક શ્રાવિકાઓ ઉપરનો મોહ દૂર કરી બીજા બીજા દેશોમાં વિચરવુંજ જોઇએ. પુનઃ પણ હું ભાર મૂકીને કહીશ કે-તેમણે વિચરવુંજ જોઇએ, અને તેમાં જ સાચી શાસનપ્રભાવના છે. ગુજરાત-કાઠિયાવાડમાં હજારો કે લાખો રૂપિયા ભક્ત શ્રાવકોની પાસે ખર્ચાવવામાં જે શાસનપ્રભાવના નથી. તે ઇતર દેશોમાં વિચરી લોકોને જૈનધર્મનાં તત્ત્વો સમજાવવામાં રહેલી છે.

શાસનદેવ સર્વને સદ્‌બુદ્ધિ આપે, અને અમારો સુયોગ્ય મુનિવર્ગ જુદી જુદી ટુકડીઓમાં જુદા જુદા દેશોમાં વિચરતો થઇ જાય, અને તે તે દેશોમાં જૈનધર્મની વિજય પતાકા ફરકાવે એવી અંતઃકરણની ઇચ્છાપૂર્વક વિરમું છું.



( ૧૨ )

## કંઇ શીખશો કે ?

**સ**મય બદલાયો છે. જગત્ જાગ્રત થયું છે. નિંદ્રા ઉડી ગઇ છે. ધર્મનો પ્રચાર, એ જગતના તમામ સમાજોએ 'કર્ત્તવ્ય ધર્મ' સમજી લીધો છે. અને તેમ સમજીને તેનાં સમુચિત સાધનો તરફ સૌએ વલણ કર્યું છે. ધર્મના પ્રચારનું સૌથી પ્રધાન સાધન હવે '**સંગઠન**' સ્વીકારાયું છે. જ્યાં સંગઠન નથી, જ્યાં વ્યવસ્થા નથી, જ્યાં બંધારણ નથી, જ્યાં એક બીજાની સહાનુભૂતિ નથી, જ્યાં પ્રેમ નથી, જ્યાં બંધુભાવ નથી ત્યાં ધર્મના પ્રચારની આશા રાખવી નિરર્થક છે. આપસની ઇર્ષ્યા, વૈમનસ્ય, દુરાગ્રહ એ ધર્મના પ્રચાર કાર્યમાં બાધક નિવડે છે. જૈન સમાજની વર્ત્તમાનમાં આજ દશા છે. શ્વેતામ્બર દિગમ્બરમાં લડાઇ,

બહાર નીકળો, બીજાઓમાં જૈનધર્મનાં બી વાવવા માટે બહાર નીકળો. બહાર નીકળો અને શીખો. જગતમાં શીખવાનાં સાધનો ઘણાં છે. દુનિયાની પ્રવૃત્તિ ઉપર જરા ધ્યાન દો, ઘણું શીખી શકો છો. ઘણું જાણી શકો છો. જોયા અને જાણ્યા સિવાય સંકુચિતતાનો પડદો દૂર થઇ શકતો નથી. જરા જૂઓ, દુનિયા કેટલી આગળ વધી રહી છે. પોતાના પૂજ્ય પુરુષો માટે કેટલું કરી રહી છે ? પોતાના ધર્મનો પ્રચાર કરવા માટે, દેશનું ભલું કરવા માટે આપસઆપસનું સંગઠન કરવા માટે અને પોતાના સિદ્ધાન્તો જનતાના કર્ણગોચર કરાવવા માટે કેટલું કરી રહી છે ? જરા જોશો કે ? આંખ ઉઘાડશો કે ? ઉદાર હૃદયથી નિરીક્ષણ કરશો કે ? હજુ પણ કંઇ પાઠ શીખશો કે ? કંઇ આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરશો કે ? જૂઓ, જરા તાજેતર દાખલો, આપની સ્હામે ઉપસ્થિત છે.

**આર્યસમાજ**ના સંસ્થાપક સ્વામી **દયાનંદ** સરસ્વતીની શતાબ્દિમાં શું થયું ? સ્વામી દયાનંદ સરસ્વતી એટલે એક આધુનિક સમાજના સંસ્થાપક, સ્વામી દયાનંદ સરસ્વતી એટલે આર્ય-સમાજના સિદ્ધાન્તો પ્રમાણેના સુધારક. સ્વામી દયાનંદ સરસ્વતી એટલે કોઇ સર્વજ્ઞ કે તીર્થંકર નહિં, અને હિંદુઓની માન્યતા પ્રમાણેના કોઇ અવતાર કે પ્રભુ પણ નહિં. છતાં તેમણે પોતાના જીવનમાં જે કંઇ કર્યું, ભારતવર્ષમાં જે કંઇ જાગ્રતિ આણી, જે સંદેશ પહોંચાડયો, જે કંઇ ઉપદેશ આપ્યો, એના બદલામાં એમના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખનારાઓએ શું શું કર્યું ?

વર્તમાનપત્રો ઉપરથી અને ખાસ કરીને અહિંથી (શિવપુરીથી) ગયેલ મારા એક સ્નેહી **શ્રીમાન્ પંડિત રામનાથજી શર્મા** દ્વારા જે કંઇ ત્યાંનું દૃશ્ય જાણવામાં આવ્યું છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-સ્વામી દયાનંદ સરસ્વતીની શતાબ્દિ, એ સ્વામીજીની શતાબ્દિ

ગચ્છો ગચ્છોમાં લડાઇ, મંદિરો મંદિરોવાળાઓમાં લડાઇ, ઉપાશ્રયો ઉપાશ્રયોવાળાઓમાં લડાઇ, અને ક્રિયાપ્રિય લોકોમાં ક્રિયાકાંડોની ભિન્નતા માટે લડાઇ. એમ જ્યાં જૂઓ ત્યાં લડાઇ સિવાય શું દેખાય છે ? આ લડાઇની ભવાઇ તો ગૃહસ્થોની, પણ પરમાત્મા મહાવીરના વેષ ઉપર તાગડ ધિન્ના કરનારા અમારા મુનિવરો કે જેઓ ત્યાગ વૈરાગ્યની મૂર્તિયો કહેવાય છે, અને જેઓ રાગ–દ્વેશને સંસારમાંથી હાંકી કાઢવા ધર્મદંડ લઇને ચારે તરફ દોડ દોડા કરે છે, એમનામાં યે ક્યાં ઠેકાણું છે. શાસનના રાગની–મહાવીરના નામની બાંગ પોકારવાવાળા અમારા મુનિવરો પણ જ્યાં એક બીજાથી વધારે આડંબરવાળા સામૈયાં કરાવવામાંજ મહાવીરના ધર્મનો પ્રચાર સમજે, ઉજમણા–ઉપધાન કે સંઘ કઢાવવામાંજ પોતાની સત્તાનું પ્રાબલ્ય સમજે, એક બીજાનાં કાર્યોને, પછી તે શાસનની ઉન્નતિનાંજ કેમ ન હોય, તોડી પાડવામાંજ શાસનની શુભેચ્છકતા સમજે અને એક બીજાની નિંદા કરવામાંજ ચારિત્ર-ધર્મની આરાધના સમજે, ત્યાં કેમ કહી શકાય કે મુનિરાજો પણ જૈનધર્મના પ્રચારને ચાહે છે ? અમારા મુનિવરોને ગુજરાત છોડી બહાર વિચરવું નથી, ગુજરાતના આડંબરનો મોહ મૂકવો નથી, દુનિયા જોવી નથી, અને જેઓ કદાચ બહાર નીકળે પણ છે, તેઓ કાંતો સાધ્વીયોનું લંગર પણ સાથમાં લઇ જમીન માપવા સાથે જૈનેતરોમાં જુદીજ ભાવના ફેલાવે છે, અને કાંતો બીજા દેશોમાં જઇને પણ ગચ્છાદિના ઝઘડાઓમાં પડી ઔર ઝઘડા વધારે છે. એટલે પરિણામે તો મીંડુજ.

પૂજ્ય મુનિવરો ! જરા બહાર નીકળો, ધર્મના પ્રચારના નિમિત્ત બહાર નીકળો, દુનિયાની પ્રવૃત્તિ જોવાની અભિલાષાથી બહાર નીકળો; ઉદાર વૃત્તિથી બહાર નીકળો, શીખવાની બુદ્ધિથી

બહાર નીકળો, બીજાઓમાં જૈનધર્મનાં બી વાવવા માટે બહાર નીકળો. બહાર નીકળો અને શીખો. જગતમાં શીખવાનાં સાધનો ઘણાં છે. દુનિયાની પ્રવૃત્તિ ઉપર જરા ધ્યાન દો, ઘણું શીખી શકો છો. ઘણું જાણી શકો છો. જોયા અને જાણ્યા સિવાય સંકુચિતતાનો પડદો દૂર થઇ શકતો નથી. જરા જૂઓ, દુનિયા કેટલી આગળ વધી રહી છે. પોતાના પૂજ્ય પુરૂષો માટે કેટલું કરી રહી છે ? પોતાના ધર્મનો પ્રચાર કરવા માટે, દેશનું ભલું કરવા માટે આપસઆપસનું સંગઠન કરવા માટે અને પોતાના સિદ્ધાન્તો જનતાના કર્ણગોચર કરાવવા માટે કેટલું કરી રહી છે ? જરા જોશો કે ? આંખ ઉઘાડશો કે ? ઉદાર હૃદયથી નિરીક્ષણ કરશો કે ? હજુ પણ કંઇ પાઠ શીખશો કે ? કંઇ આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરશો કે ? જૂઓ, જરા તાજોજ દાખલો, આપની સ્હામે ઉપસ્થિત છે.

**આર્યસમાજ**ના સંસ્થાપક સ્વામી **દયાનંદ** સરસ્વતીની શતાબ્દિમાં શું થયું ? સ્વામી દયાનંદ સરસ્વતી એટલે એક આધુનિક સમાજના સંસ્થાપક, સ્વામી દયાનંદ સરસ્વતી એટલે આર્ય-સમાજના સિદ્ધાન્તો પ્રમાણેના સુધારક. સ્વામી દયાનંદ સરસ્વતી એટલે કોઇ સર્વજ્ઞ કે તીર્થંકર નહિં, અને હિંદુઓની માન્યતા પ્રમાણેના કોઇ અવતાર કે પ્રભુ પણ નહિં. છતાં તેમણે પોતાના જીવનમાં જે કંઇ કર્યું, ભારતવર્ષમાં જે કંઇ જાગ્રતિ આણી, જે સંદેશ પહોંચાડયો, જે કંઇ ઉપદેશ આપ્યો, એના બદલામાં એમના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખનારાઓએ શું શું કર્યું ?

વર્તમાનપત્રો ઉપરથી અને ખાસ કરીને અહિંથી (શિવપુરીથી) ગયેલ મારા એક સ્નેહી **શ્રીમાન્ પંડિત રામનાથજી શર્મા** દ્વારા જે કંઇ ત્યાંનું દૃશ્ય જાણવામાં આવ્યું છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-સ્વામી દયાનંદ સરસ્વતીની શતાબ્દિ, એ સ્વામીજીની શતાબ્દિ

ગચ્છો ગચ્છોમા લડાઇ, મંદિરો મંદિરોવાળાઓમા લડાઇ, ઉપાશ્રયો ઉપાશ્રયોવાળાઓમા લડાઇ, અને ક્રિયાપ્રિય લોકોમા ક્રિયાકાંડોની ભિન્નતા માટે લડાઇ એમ જ્યા જૂઓ ત્યા લડાઇ સિવાય શુ દેખાય છે ? આ લડાઇની ભવાઇ તો ગૃહસ્થોની, પણ પરમાત્મા મહાવીરના વેષ ઉપર તાગડ ધિન્ના કરનારા અમારા મુનિવરો કે જેઓ ત્યાગ વૈરાગ્યની મૂર્તિયો કહેવાય છે, અને જેઓ રાગ–દ્વેશને સંસારમાથી હાંકી કાઢવા ધર્મદંડ લઇને ચારે તરફ દોડ દોડા કરે છે, એમનામા યે ક્યા ઠેકાણું છે શાસનના રાગની– મહાવીરના નામની બાગ પોકારવાવાળા અમારા મુનિવરો પણ જ્યા એક બીજાથી વધારે આડંબરવાળા મામૈયા કરાવવામાજ મહાવીરના ધર્મનો પ્રચાર સમજે, ઉજમણા–ઉપધાન કે સંઘ કઢાવવામાજ પોતાની સત્તાનુ પ્રાબલ્ય સમજે, એક બીજાના કાર્યોને, પછી તે શાસનની ઉન્નતિનાજ કેમ ન હોય, તોડી પાડવામાજ શાસનની શુભેચ્છકતા સમજે અને એક બીજાની નિંદા કરવામાજ ચારિત્ર ધર્મની આરાધના સમજે, ત્યા કેમ કહી શકાય કે મુનિરાજો પણ જૈનધર્મના પ્રચારને ચાહે છે ? અમારા મુનિવરોને ગુજરાત છોડી બહાર વિચરવું નથી, ગુજરાતના આડંબરનો મોહ મૂકવો નથી, દુનિયા જોવી નથી, અને જેઓ કદાચ બહાર નીકળે પણ છે, તેઓ કાતો સાધ્વીયોનુ લંગર પણ સાથમા લઇ જમીન માપવા સાથે જૈનેતરોમા જુદીજ ભાવના ફેલાવે છે, અને કાતો બીજા દેશોમા જઇને પણ ગચ્છાદિના ઝઘડાઓમા પડી ઔર ઝઘડા વધારે છે એટલે પરિણામે તો મીંડુજ.

પૂજ્ય મુનિવરો ! જરા બહાર નીકળો, ધર્મના પ્રચારના નિમિત્ત બહાર નીકળો, દુનિયાની પ્રવૃત્તિ જોવાની અભિલાષાથી બહાર નીકળો ઉદાર વૃત્તિથી બહાર નીકળો, શીખવાની બુદ્ધિથી

બહાર નીકળો, બીજાઓમાં જૈનધર્મનાં બી વાવવા માટે બહાર નીકળો. બહાર નીકળો અને શીખો. જગતમાં શીખવાનાં સાધનો ઘણાં છે. દુનિયાની પ્રવૃત્તિ ઉપર જરા ધ્યાન દો, ઘણું શીખી શકો છો. ઘણું જાણી શકો છો. જોયા અને જાણ્યા સિવાય સંકુચિતતાનો પડદો દૂર થઇ શકતો નથી. જરા જૂઓ, દુનિયા કેટલી આગળ વધી રહી છે. પોતાના પૂજ્ય પુરૂષો માટે કેટલું કરી રહી છે ? પોતાના ધર્મનો પ્રચાર કરવા માટે, દેશનું ભલું કરવા માટે આપસઆપસનું સંગઠન કરવા માટે અને પોતાના સિદ્ધાન્તો જનતાના કર્ણગોચર. કરાવવા માટે કેટલું કરી રહી છે ? જરા જોશો કે ? આંખ ઉઘાડશો કે ? ઉદાર હૃદયથી નિરીક્ષણ કરશો કે ? હજુ પણ કંઇ પાઠ શીખશો કે ? કંઇ આચરણમાં મૂકવાનો પ્રયત્ન કરશો કે ? જૂઓ, જરા તાજોજ દાખલો, આપની સ્હામે ઉપસ્થિત છે.

**આર્યસમાજ**ના સંસ્થાપક સ્વામી **દયાનંદ** સરસ્વતીની શતાબ્દિમાં શું થયું ? સ્વામી **દયાનંદ** સરસ્વતી એટલે એક આધુનિક સમાજના સંસ્થાપક, સ્વામી દયાનંદ સરસ્વતી એટલે આર્ય-સમાજના સિદ્ધાન્તો પ્રમાણેના સુધારક. સ્વામી દયાનંદ સરસ્વતી એટલે કોઇ સર્વજ્ઞ કે તીર્થંકર નહિં, અને હિંદુઓની માન્યતા પ્રમાણેના કોઇ અવતાર કે પ્રભુ પણ નહિં. છતાં તેમણે પોતાના. જીવનમાં જે કંઇ કર્યું, ભારતવર્ષમાં જે કંઇ જાગ્રતિ આણી, જે સંદેશ પહોંચાડયો, જે કંઇ ઉપદેશ આપ્યો, એના બદલામાં એમના પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખનારાઓએ શું શું કર્યું ?

વર્તમાનપત્રો ઉપરથી અને ખાસ કરીને અહિંથી (શિવપુરીથી) ગયેલ મારા એક સ્નેહી **શ્રીમાન્ પંડિત રામનાથજી શર્મા** દ્વારા જે કંઇ ત્યાંનું દૃશ્ય જાણવામાં આવ્યું છે, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે-સ્વામી દયાનંદ સરસ્વતીની શતાબ્દિ, એ સ્વામીજીની શતાબ્દિ

નહિં હતી, પરન્તુ ભારતવર્ષના રાષ્ટ્રીય સંગઠનની સાક્ષાત્ મૂર્તિ ખડી થઇ હતી અને તે એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે–તે શતાબ્દિના ઉત્સવ ઉપર, કેવળ આર્યસમાજીજ નહિં, પરન્તુ તે ઉપરાન્ત બીજા પણ જુદા જુદા ધર્માનુયાયિઓ મળી લગભગ ત્રણ લાખ મનુષ્યોની મેદની એકત્રિત થઇ હતી. જેમાં સાઠ હજાર તો ભારતની દેવીઓ–સ્ત્રીઓ હતી. ત્રણ લાખ મનુષ્યો એટલે શું ? આટલી આટલી કાંગ્રેસો થવા છતાં આવું દશ્ય કોઇએ કયાંય જોયું ! આ એકલો મેળોજ માત્ર નહિં હતો, ત્યાં ધાર્મિકશ્રદ્ધા–પૂજ્યભાવની ઉજ્જ્વળતા સ્પષ્ટ દેખાઇ આવતી હતી. એટલી સ્ત્રીઓનો સમુદાય હોવા છતાં 'બહેન' અને 'માતા'ના નામથી સંબોધાતો લોકવ્યવહાર જનતાનાં હૃદયોમાં અપૂર્વ આનંદ ઉત્પન્ન કરતો હતો. ત્રણ લાખ મનુષ્યોની મેદની મળવા છતાં વ્યવસ્થાપકો તમામની યોગ્ય વ્યવસ્થા જાળવવા તનતોડ મહેનત કરતા હતા. સેવાધર્મનું–આતિથ્ય સત્કારનું આથી જ્વલંત ઉદાહરણ બીજું શું મળી શકે તેમ હતું ? એટલું જ નહિં, ત્રણ લાખ મનુષ્યોનો મેળો હોવા છતાં એક પણ પોલીસનો પહેરો નહોતો. માત્ર સ્વયંસેવકોની સેવા ઉપર જ બધું નિર્ભર હતું અને તેમ છતાં તારીફ એ વાતની હતી કે, કોઇની પણ વસ્તુ ખોવાઇ કે લૂંટાઇ નહોતી. કદાચ કોઇની ચીજ કયાંય પડી જતી, તો તત્કાલ સ્વયંસેવકદ્વારા કાર્યાલયના તાબામાં પહોંચી જતી; અને માલધણી ત્યાં જતાં તુર્ત તેને મળી જતી વળી આ મેળામાં ખાસ એક એ પણ વાત ધ્યાન ખેંચનારી હતી કે—કોઇ પણ માણસ બીડી પીતો જોવાનો નહોતો. બીડીના નિષેધની સૂચનાને તમામે માન આપ્યું હતું.

આ ઉપરાન્ત જુદા જુદા પંડાલોમાં વ્યાખ્યાનોની ધૂમ સવારના ૭–૮ થી રાત્રિના દશ વાગ્યા સુધી ( વચમાં અમુક એકાદ

કલાકને છોડી ) ભચેલીજ જોવામાં આવતી. ક્યાંય ગોરક્ષિણી સભાનું અધિવેશન થઇ રહ્યું છે તો ક્યાંય શુદ્ધિસભામાં લેક્ચર બાજી ઉડી રહી છે. ક્યાંય દલિતોદ્ધારક સભા થઇ રહી છે, તો ક્યાંય જાતપાંતનાશક સભા ગાજી રહી છે, ક્યાંય કવિસમ્મેલન છે, તો ક્યાંય વિદ્વદ્પરિષદ્ છે ક્યાંય ધર્મપરિષદ્ છે, તો ક્યાંય રાજકીય પરિષદ્ છે અને ક્યાંય ભારતવર્ષીય યુવક પરિષદ્નું અધિવેશન છે, તો ક્યાંય સાધુ સમ્મેલન થઇ રહ્યું છે. એમ જુદા જુદા પંડાલોમાં જુદાં જુદાં સમ્મેલનો નજરે પડતાં.

એક દિવસ ખાસ એક નગરકીર્ત્તન પણ નીકળ્યું હતું. કહેવાય છે કે માઇલોમાં આ વરઘોડો ફેલાયલો હતો અને બધે ફરીને આ વરઘોડો તે કોટડી–તે મકાને ઉતર્યો હતો કે જ્યાં સ્વામી દયાનંદ સરસ્વતીએ વિદ્યાધ્યયન કર્યું હતું. આ કોટડીમાં **સ્વામી શ્રદ્ધાનંદજી અને લાલા હંસરાજજી** ધ્વજાઓ લઇને બેઠા હતા. આમાં પણ ખાસ એક મૌજ હતી. અને તે એ કે–આ બન્ને વ્યક્તિયો વર્ત્તમાન આર્યસમાજની બે મુખ્ય પાર્ટિયોના નાયક છે. લાલા હંસરાજજી કોલેજ પાર્ટીના છે, તો સ્વામી શ્રદ્ધાનંદજી ગુરુકુલ પાર્ટીના. દિગમ્બરભાઇઓની બાબૂ પાર્ટી ને પંડિત પાર્ટી અથવા શ્વેતામ્બરોની રૂઢી પૂજક પાર્ટી અને દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવ પ્રમાણેની સુધારકપાર્ટી જેટલોજ આ બન્નેમાં તફાવત છે. છતાં બાબૂ પાર્ટી કે પંડિત પાર્ટીની માફક મારા મારી કે રૂઢી પૂજકપાર્ટી અને સુધારકપાર્ટીની માફક નોટીસબાજી એમણે નથી કરી અને ન એક બીજા પ્રત્યે તિરસ્કાર ભાવ પણ રાખ્યો છે. મતભિન્નતા હોવા છતાં પોતાના ગુરુના છત્ર નીચે બંને નાયકો એક સાથે ધ્વજાદંડ લઇને બેઠા, એ એમની ઉદારતાનો પરિચય છે.

આ પ્રસંગે આર્યસમાજનાં અનેક ગુરુકુળો અને વિદ્યાલયોના

છાત્રો અને બાળાઓની ઉપસ્થિતિ પણ જંગી હતી. જેવાં કે-કાંગડી ગુરૂકુળ, વૃંદાવન ગુરૂકુળ, મવાના ગુરૂકુળ, ઇંદ્રપ્રસ્થ ગુરૂકુળ, જાલંધર કન્યા મહાવિદ્યાલય, ડી. એ. વી. કૉલેજ લાહોર, ડી. એ. વી. કૉલેજ કાનપુર, રામજશ કૉલેજ દેહલી, વડોદરા વ્યાયામશાળા અને અજમેર વ્યાયામશાળા વિગેરે વિગેરે.

જુદી જુદી સભાઓમાં જે જે ભાષણકર્ત્તાઓએ ભાષણો કર્યાં, તેઓમાં શ્રીયુત દીવાનચંદ્રજી પ્રીન્સીપલ ડી. એ. વી. કૉલેજ કાનપુર, ભાઇ પરમાનંદ, સ્વામી સત્યાનંદજી, નારાયણ સ્વામી, લાલા હંસરાજજી, સ્વામી શ્રદ્ધાનંદજી, શ્રીયુત કૃષ્ણજી એડિટર 'પ્રકાશ' અને શ્રીયુત રામપ્રસાદજી એડીટર 'વંદેમાતરમ' એ વિગેરેનાં વ્યાખ્યાનો અતિમહત્ત્વનાં રોચક અને આકર્ષક હતાં.

યદ્યપિ આ પ્રસંગે જુદાં જુદાં કાર્યો માટે જુદા જુદા પંડાલોમાં-સભાઓમાં છૂટક છૂટક અનેક ફંડો થયાં; પરન્તુ સર્વસાધારણ રીતે ખાસ એક ફંડ થયુ, તે વધારે ધ્યાન ખેંચનારૂં છે, અને તે એ કે-હિંદુસ્થાનથી બહાર જુદા જુદા દેશોમાં આર્યસમાજનો પ્રચાર કરવા એક ફંડ કરવામાં આવ્યું છે. જેમાં લગભગ દોઢથી બે લાખનું ફંડ થયાનું જણાય છે. કદાચ વધારે પણ થયું હોય.

સ્વામી દયાનંદ સરસ્વતી શતાબ્દિ સંબંધી ઉપર્યુક્ત હકીકત પૂરી પાડવા બદલ શ્રીમાન્ પંડિત રામનાથજી શર્મા પ્રત્યે કૃતજ્ઞતા પ્રકટ કરી હવે આ પ્રસંગે હુ જૈન સમાજનું પુનઃ ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

જૈનો અને ખાસ કરીને જૈન મુનિવરો,

દયાનંદ શતાબ્દિના ઉપર્યુક્ત હેવાલ ઉપરથી કંઇ શીખશો

કે ? જૈનધર્મનો પ્રચાર કરવા માટે આપણે શું શું કરવું જોઇએ, એનો ખ્યાલ ઉપરના વૃત્તાન્ત ઉપરથી આપના મગજમાં આવશે કે ? હજુ પણ ઉજમણાં અને ઉત્સવોમાંજ જૈનધર્મની તરક્કી છે, એ માન્યતામાં કંઇ ફરક નહિ પડે ? શું સંકુચિતતાના કૂવામાંથી બહાર નીકળવાનું હજુ પણ મન નહિં થાય ? શું ' ગૃહસ્થો દ્વારા આડંબરો રચાવી-મહત્ત્વ પોતાનું વધારવું અને નામ ભગવાન્ મહાવીરનું લેવું. ' એ કુટિલનીતિનો ત્યાગ હજુ પણ નહિં થાય ? શું આપસની ઇર્ષ્યાઓ અને વૈમનસ્યો હજુ પણ નહિં મટે કે ? અરે, જેનો વેષ ધારણ કરી જૈન ધર્મના બહાના હેઠળ પોતપોતાની દુકાનો ચલાવી રહ્યા છો, એ પૂજ્ય પિતા મહાવીર દેવ પ્રત્યે કંઇ પણ કૃતજ્ઞતા બતાવશો કે ?

મહાત્માઓ ! ભગવાન્ મહાવીરના નામ માટે તમે શું કર્યું ? એની વાસ્તવિક ઉદારતાવાળો સંદેશ તમે કેટલા દેશોમાં અને કેટલા ધરોમાં પહોંચાડ્યો ? એના નામની માળા ફેરવનારા લાખો મનુષ્યો તમારી સંકુચિતતાથી ધર્મને છોડી રહ્યા છે, પોતાનાં જીવનો બીજાને ત્યાં વેચી રહ્યા છે, એઓને બચાવવા તમે શું કર્યું ? જુદા જુદા દેશોમાં જૈનધર્મનું નામ પણ ભૂંસાઇ રહ્યું છે, એને કાયમ રાખવા તમે કેટલો પ્રયત્ન કર્યો ? જે જાતિઓ સમાજની સંકુચિતતાથી રીબાઇ રહી છે-ધર્મ છોડી ચૂકી છે અથવા છોડવાની તૈયારી કરી રહી છે, એને બચાવવા તમે કંઇ ધ્યાન આપ્યું કે તમારા ભક્તોની હામાં હા મેળવી ? પૂજ્યવરો, લગાર પરમાત્માના શાસન ઉપર ધ્યાન આપો. બીજાઓ પોતપોતાના ધર્મનો પ્રચાર કયાં કયાં સાધનો દ્વારા કરી રહ્યા છે, એ જરા તપાસો. દૃષ્ટિ ઉઘાડો. કોઇ વખત એકાન્તમાં બેસી આત્મદેવને પૂછો તો ખરા કે તમે ભગવાન્ મહાવીરના ધર્મનો પ્રચાર કરી રહ્યા છો કે-તમે પોતે પોતાને

ભગવાનના નામે પૂજાવી રહ્યા છો ? તમારા ભક્તો, જેના તમે ગીત ગાઓ છો—જેની હામા હા મેળવો છો તેઓ તમારી વાહ વાહ ગાય, એથી તમે જૈન ધર્મનો પ્રચાર કરી રહ્યા છો, એમ માની ફુલાઓ મા અજૈન પ્રજા ઉપર જૈન ધર્મની છાપ પાડો બીજાઓને જૈનધર્મના રાગી બનાવો તમને જૈનધર્મનુ અભિમાન છે ? જૂની વાત ! તમે તમારી કીર્તિને જેટલી ચાહો છો, તેટલો જૈન ધર્મને ક્યા ચાહો છો ? અંતઃકરણના અવાજથી તમે કહો તમને જેટલો તમારુ મહત્ત્વ બતાવવા તરફ પ્યાર છે, એટલો જૈનધર્મ ઉપર છે ? જાતિયોની જાતિયો નષ્ટ થાય જ્યા તમે વધારે વિચરો ત્યાનાજ જૈનોમા ખાનપાનની શુદ્ધિને તિલાજલી દેવાય, સામાજીક સકુચિતતાનાજ ભોગ બની હજારો યુવકો અન્ય ધર્મોમા ચાલ્યા જાય, મદિરો ઉજ્જડ અને વેરાન બને, નવયુવકોમા નાસ્તિકતાનો પ્રચાર થાય, બાળકોને ધર્મના શિક્ષણો ન મળે, સમાજ ગરીબાઇમા સબડતી જાય, હજારો મનુષ્યોને એક વખતનુ અન્ન પણ ન મળે અને તમને ઉજમણાને ઉત્સવો ગમે, તમને માલપાણી ગમે, તમને સામૈયા ગમે ! ક્યા છે શાસનનો પ્રેમ ? ક્યા છે સમાજની દાઝ ? ક્યા છે ધર્મનુ અભિમાન ? શુ ધર્મગ્રથો હાજીયાઓને સભળાવવામાજ જૈનધર્મની પરાકાષ્ટા છે ? જરા હૈયા પર હાથ રાખીને કહો ! તમને ધર્મનુ અભિમાન સાચે સાચુ છે ? શા માટે ઠગો છો ? શા માટે ભોળવો છો ? શા માટે ધર્મઢાગ લઇ બેઠા છો ? હૃદયહીન થઇને ક્યા સુધી ધર્મના નામે હોમવા ચલાવશો ? હજુ ચેતો ? સમજો ! ઘર સભાળો ? યદિ વાસ્તવિક સાચુ છે તો બીજાનુ અનુકરણ કરવામા પાપ ન માનો શીખો, કઇ શીખો ! જગતને જૂઓ ! ઈર્ષ્યાનો ત્યાગ કરો ! આપસમાં મેળ કરો ! સગઠન કરો ! એક બીજાના ગુણોની સ્તુતિ કરવામા શ્રેય સમજો !

બહાર નીકળો ! પરધર્મસહિષ્ણુતા ધારણ કરો. ક્રોડોને મહન કરી ઘરે ઘરે ભગવાન્ મહાવીરનો સત્ય સંદેશ સંભળાવો ! અને તમારા ભક્તો પાસે તમારી મહિમા માટે દ્રવ્ય ન ખરચાવતાં જૈન ધર્મના પ્રચાર માટે ખરચાવો. તોજ સમાજ બચશે ! તોજ ધર્મ જીવિત રહેશે ! તોજ બીજાની મ્હામે ટક્કર ઝીલી શકશે, તોજ તેનુ ગૌરવ ચારે તરફ ફેલાશે ! તોજ લોકો આકર્ષાશે ! અને તોજ લોકો જૈનધર્મને અપનાવશે !

મહાનુભાવો, કેવળ બાર લાખ મનુષ્યોનોજ જૈન ધર્મ ન હોય ! ધર્મ તો જગત્ માત્રને ગ્રાહ્ય હોય ! ગ્રહણ કરવા દો, અને ગ્રહણ કરે તેની સાથે એકત્વભાવથી વર્ત્તાવ કરો, તેની સાથે બધી છૂટો કરી દો. તોજ દુનિયા જૈનધર્મની શીતળ છાયામા આવશે. શીખવાને માટે–જાણવાને માટે સ્વામી દયાનંદ શતાબ્દિનો એકજ પ્રસંગ કાફી છે. તેઓની ઉદારતા જૂઓ, તેમનું સામાજિક અભિમાન જૂઓ, તેઓનું સંગઠન જૂઓ, તેઓનો પ્રેમભાવ જૂઓ ' તેઓની પરધર્મસહિષ્ણુતા જૂઓ, તેમની તેમના ગુરૂ પ્રત્યેની પૂજ્ય બુદ્ધિ જૂઓ. શીખશો કંઇ ? તેથાથી ઘણું શીખી શકો છો ! જાણી શકો છો ! લઇ શકો છો ? ચેતવાનો પ્રસંગ છે. ચેતવુ જરૂરનુ છે. અંતિમ પ્રાર્થના છે કે ચેતો, નિવેદન છે કે ચેતો, શાસનના ભલા માટે ચેતો; અને નહિ તો લાખના બાર હજાર કરશો, એટલુજ નહિં પરન્તુ આખરે એવા સ્થાનમા ગેશો કે જ્યાં આસુ લૂછનારે કોઇ નહિં મળે, એવા સ્થાને લૂટાશો કે તમારી ચીસ સાભળનારે કોઇ નહિં મળે અને એવા ઊંડાણમાં ડૂબશો કે જ્યાથી હાડકાનો યે પત્તો નહિં મળે ! શાસનદેવ ! સર્વને સદ્બુદ્ધિ આપો !

卐

( ૧૩ )

# મહાવીર.

'**મ**હાવીર' એટલે જગતનો ઉદ્ધારક. 'મહાવીર' એટલે સત્યમાર્ગનો પ્રકાશક. 'મહાવીર' એટલે નિષ્પક્ષપાતની મૂર્ત્તિ અને 'મહાવીર એટલે જગતનો સાચો મિત્ર! 'મહાવીર' એ નામમાં રહેલી ચમત્કારિતા આપણાં હૃદયોને કેવાં ચમત્કૃત કરે છે? એનું નામ લેતાં આપણને કેટલો હર્ષાતિરેક થાય છે? કેમ ન થાય? જેના જન્મથી ત્રિલોકીમાં આનંદ પ્રગટ્યો હતો, જેના જન્મથી નારકીના જીવોને પણ સુખનો સંચાર થયો હતો, જેના જન્મથી ઇન્દ્રનું આસન કંપ્યું હતું, તે દિવસ અને તે ઘડીને કોણ યાદ ન કરે? આજનો દિવસ તેજ પવિત્ર દિવસ છે. આજનો દિવસ તેજ પરમ પિતા મહાવીરનો જન્મ દિવસ છે. આજનો દિવસ તેજ

જગતના પ્રાણિમાત્રને આનંદિત બનાવનાર દિવસ છે. આજનો દિવસ એ ત્રણસો સાઠ દિવસોનો શિરોમણિ દિવસ છે. આજના દિવસની પવિત્રતા શી વર્ણવવી? જે વખતે ભારતવર્ષમાં ઘોર હિંસા પ્રસરી રહી હતી, જે વખતે ભારતવર્ષમાં ધર્મના નામે ઢોંગધત્તા ચાલી રહ્યા હતા, જે વખતે ભારતવર્ષ આર્યત્વને ભૂલી અનાર્યત્વના રંગમાં રંગાઇ રહ્યો હતો, તે વખતે અહિંસાની ઉદ્‌ઘોષણા કરનાર, સત્યનો સંદેશ પહોંચાડનાર, શુદ્ધ આર્યત્વનું-પ્રેમનું સ્વરૂપ સમજાવનાર અને પ્રાણિમાત્રના હૃદયોમાં પવિત્રતાનું સિંચન કરનાર આ **મહાવીર**નો જન્મ થયો હતો.

ભગવાન્ મહાવીરે જે ધર્મનો ઉપદેશ આપ્યો, એમાં ખાસ વિશેષતા હતી. તે વખતે ચાલતા જુદા જુદા ધર્મના ઉપદેશકો કેવળ જનતાને પોતાના વાડામાં લઇ જવાને બદ્ધ થયા હતા, ત્યારે ભગવાન્ મહાવીરે કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી જગતને સત્ય માર્ગ બતાવ્યો હતો. મહાવીરના ઉપદેશમાં ત્યાગનું પ્રાધાન્ય હતું. નહિં કે પૌદ્‌ગલિક ભાવો તરફ આસક્તિ. મહાવીરના ઉપદેશમાં તાત્વિકતા હતી, નહિ કે જૂઠો આડંબર. મહાવીરે મુક્તિનો અધિકાર-મહાવીર થવાનો અધિકાર સૌને માટે બતાવ્યો; નહિં કે પોતાનાજ ભક્તોને ! નહિ કે અમુક જાતિ, કુલ કે દેશમાં ઉત્પન્ન થયેલાઓને ! મહાવીરે એક ભેદે નહિં, પંદર ભેદે સિદ્ધ કહ્યા, એજ એનું પ્રત્યક્ષ ઉદાહરણ. મહાવીરે બતાવેલા મુક્તિના અધિકારને સ્પષ્ટ કરતા એક આચાર્ય કહે છેઃ

> नाशाम्बरत्वे न सिताम्बरत्वे
> न तत्त्ववादे न च तर्कवादे ।
> न पक्षसेवाश्रयणेन मुक्तिः
> कषायमुक्तिः किल मुक्तिरेव ॥ १ ॥

આત્મ કલ્યાણ માટે—મુકિત માટે-જગતના પ્રાણી—માત્રના ધ્યેય માટે સર્વથા નિષ્પક્ષપાતપણે આ પ્રમાણેની ઉદ્‌ઘોષણા કરનાર મહાવીરનો ધર્મ ચોક્કસ જાતિનો—ચોક્કસ ક્ષેત્રનો ચોક્કસ વેષવાળાઓનો —ચોક્કસ ક્રિયા કરનારનો—ચોક્કસ સંયોગોમા રહેનારાઓનોજ ધર્મ કેમ હોય ? એતો કોણ બ્રાહ્મણ કે કોણ વૈશ્ય, કોણ ક્ષત્રિય કે કોણ શુદ્ર—દરેકનો હોય. એ ધર્મ તો કોણ હિંદુ કે કોણ મુસલમાન, કોણ પારસી કે કોણ ક્રિશ્ચન સૌનો આરાધ્ય હોય. એ ધર્મને માનનારાઓ, પાળનારાઓ, આરાધનારાઓમા સંકુચિતતાનું નામો નિશાને ન હોય. એઓનામા મહાવીરની ઉદારતા ઓત પ્રોત થઈને રહેલી હોવી જોઈએ. છતા દુ:ખનો વિષય છે કે મહાવીરનો સર્વ સામાન્ય ધર્મ આજ જગતના એક ખુણામા ભરાઈ રહ્યો છે. મહાવીરનો એ સુનિર્મલ ધર્મ આજ ચોક્કસ મનુષ્યોનોજ ધર્મ બની રહ્યો છે અને વધારે દુ:ખનો વિષય તો એ છે કે—મહાવીરના નામનું અભિમાન ધરાવનારાઓ આજ સંકુચિતતાના પાંજરામા પુરાઈ રહ્યા છે. ખરૂં કહીએ તો ભગવાન મહાવીરનો આવો સર્વમાન્ય ધર્મ—સર્વોપયોગી ધર્મ—જગતનો ગ્રાહ્ય ધર્મ દિવસે દિવસે ચોક્કસ મર્યાદામાં અટવાતો ગયો, એનું પ્રધાન કારણ કોઈ હોય તો મહાવીરના ધર્મનો ઉપદેશ કરનારાઓની સંકુચિતતાજ છે. ઉપદેશકો ઉપરજ ધર્મનો પ્રચાર અવલંબી રહ્યો છે. ઉપદેશકો, કોઈ પણ ધર્મની વિશાળતા કે સંકુચિતતા બતાવી અને બનાવી શકે છે. જે ધર્મના ઉપદેશકો પોતાનું સ્થાન છોડી—અરે પોતાની પાટ છોડી અન્યત્ર ઉપદેશ આપવા જતા હિચકાય, જે ધર્મના ઉપદેશકો પોતાના ધર્મનું પુસ્તક બીજાના હાથમા આપતા સંકોચાય, જે ધર્મના ઉપદેશકો, બીજાઓને અપનાવવામા ધર્મનો નાશ સમજે, જે ધર્મના ઉપદેશકો એકજ ધર્મને પાળનાર જુદી જુદી જ્ઞાતિના લોકોનો પણ સંબંધ

કરાવવામાં પાપ સમજે, જે ધર્મના ઉપદેશકો કેવળ ચોક્કસ ક્ષેત્રોને જ પોતાનાં બાપીકાં ક્ષેત્રો માની લઇ ત્યાં ફર્યા કરે, જે ધર્મના ઉપદેશકો ગૃહસ્થોને આધીન રહી એમની હામાં હા મેળવતા રહે, જે ધર્મના ઉપદેશકો કેવળ પોતાનોજ મહિમા વધારવામાં રાતદિવસ મચ્યા રહે, અને જે ધર્મના ઉપદેશકો દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને જોયા સિવાય ધર્મના નામે ઢંકોસલા ચલાવ્યા કરે, એ ધર્મના ઉપદેશકો એ ધર્મને વધારી શકે કે ઘટાડી શકે, એનું અનુમાન કરવું જરા પણ મુશ્કેલી ભરેલું નથી.

જૈનધર્મ મર્યાદિત બન્યો હોય, જૈનધર્મ તરફ લોકોની અભિરૂચિ ઓછી થઇ હોય, જૈનધર્મ અમુક ક્ષેત્રોમાંજ ભરાઇ રહ્યો હોય, અને જૈનધર્મ નિંદાયો હોય કે નિંદાઇ રહ્યો હોય તો તે ઉપર્યુક્ત ઉપદેશકોનાજ કારણે છે. મહાવીરની ઉદારતા જૂઓ. તેણે કદિ કોઇ ક્ષેત્રને પોતાનું ક્ષેત્ર માન્યું નહોતું; તેણે કદિ કોઇ ઉપાશ્રયને પોતાનો બાપીકો ઉપાશ્રય બનાવ્યો ન્હોતો; તેણે કદિ ઉપદેશ આપવામાં જાતિભેદનો વિચાર રાખ્યો ન્હોતો, તેણે કદિ પોતાનું મહત્વ વધારવા કે બતાવવા કોશીશ કરી ન્હોતી; તેણે કદિ કોઈ વાતનો ઉપદેશ કરવામાં–સત્યતત્ત્વનો પ્રકાશ કરવામાં કોઇની દાક્ષિણ્યતા રાખી ન્હોતી, તેણે કદિ એમ કહ્યું નથી કે–જૈનધર્મ પાળનારાઓમાં પણ તમે ભેદભાવ રાખો; તેણે કદિ કહ્યું નથી કે–માત્ર એકાન્તપક્ષથી તમે અમુકજ ક્રિયાઓ–અમુકજ ધૂમધામો કરો. છતા તેજ મહાવીર પિતાના નામથી આજ એના સંતાનો શું કરી રહ્યા છે ? તેમનામાં કેટલી સંકુચિતતા આવી ગઇ છે ? એના સંતાનો એ પિતાના નામે કેવી પેઢીઓ ચલાવી રહ્યા છે. કોઇ જોશે કે ? વિચારશે કે ? કેટલા ઉપદેશકો જૈનધર્મની વાસ્તવિક દાઝ ધરાવે છે !

સૌથી પહેલાં, જેના ઉપદેશનો પાયો રાગ–દ્વેષને ક્ષય કરવા

ઉપરજ રહેલો છે, એજ ઉપદેશકો રાગ-દ્વેષને પાતળા કરવા કોશીશ ન કરે-બલ્કે જાણે કે એક બીજાના રાજ્યો ન લૂટાઇ જતા હોય, એમ રાગ દ્વેષ વધારે-એક બીજાની નિન્દાઓ કરી એક બીજાના શિષ્યોને હડપ કરવા મોરચો માંડે, એક બીજાના પુસ્તકો પચાવવા કાવાદાવા રચે, એક બીજાને હલકા પાડવા હેંડબીલો છપાવે, એક બીજાના છિદ્રો ઉઘાડે, એક બીજાથી પોતાની ઉત્કૃષ્ટતા અને બીજાની અપકૃષ્ટતા પ્રકટ કરે-આ બધા રાગ-દ્વેષને પાતળા કરવાના કારણો છે કે વધારવાના, કોઇ બતાવશે કે ? ત્યાગની મૂર્તિ ગણાતા મુનિઓ- મહાવીરના લેબાસમા રહેલા સાધુઓ-મહાવીરનો ઝંડો ધારણ કરી વિચરનારા મુનિવરોને એ મહાવીરના નામપર, મહાવીરના ધર્મ પર, મહાવીરના ઉપદેશ પર, અને મહાવીરની આજ્ઞા ઉપર જરા પણ અનુરાગ હોય-જરા પણ આસ્થા હોય-જો જરા પણ શ્રદ્ધા હોય તો કેવલ પોતાનાજ દુરાગ્રહની ખાતર ધર્મને નિંદાવે ખરા ? પોતાનાજ મહત્ત્વની ખાતર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને બદલવા જેટલું ભાન ભૂલે ખરા ? પોતાનાજ અભિમાનની ખાતર એક બીજાને મળી શાસનના હિતના વિચારો કરવા જેટલી ઉદારતા ન બતાવી શકે ખરા ? ચોક્કસ સમ્પ્યાના સાધુઓ પણ સંગઠન કર્યા સિવાય રહી શકે ખરા ? પરન્તુ ખરી વાત એ છે કે વસ્તુ ભૂલાઇ છે. લક્ષ્ય ચૂકાયું છે, નિસાન બદલાયું છે. મહાવીરનું તો નામ છે. નથી દેશની દાઝ કે નથી ધર્મની, નથી સમાજની દાઝ કે નથી સાધુ સમુદાયની ! દાઝ છે આત્માની. દાઝ છે માન-મર્તબાની, દાઝ છે પોતાની ઇજ્જતની. દેશ દુ:ખી થાઓ, સમાજ સડી જાઓ, ધર્મની નિંદા થાઓ. કંઇ પરવા નથી. અમારૂં તો નામ થાય છે ને ? અમારી આગળ તો વાજાં વાગે છે ને ! અમારૂ નામ તો છાપામા આવે છે ને ! બસ, દરકાર છે એની. અત્યારે તો ખરી જયન્તી આજ ઉજવાઇ રહી છે. આજે

ગામ ગામ મહાવીર જયન્તી ઉજવાશે, ઘણાં વર્ષોથી જયન્તી ઉજવાઇ રહી છે. વાજાં વાગશે, વરઘોડા નિકળશે, પૂજાઓ ભણાશે, પતાસાં વ્હેંચાશે, વ્યાખ્યાનો થશે, જય બોલાશે, અને રાત્રે રોશનાઇ થશે. બસ, જયન્તી ઉત્સવ સમાપ્ત. પછી વ્હેલી આવજે આવતા વર્ષની ચૈત્ર સુદિ તેરશ.

પૂજ્ય મુનિવરો, અંતરાત્માને પૂછો ! મહાવીર દેવની જયન્તી આટલું માત્ર કરવા-કરાવવામાં સમાપ્ત થાય છે ? જરા છાતીએ હાથ દઇને વિચારો. આંખ મીચીને વિચારો. એ મહાવીર જયન્તી વાસ્તવિક જયન્તી થઇ ન કહેવાય. મહાવીર દેવના ઋણથી આટલું કર્યાથી આપણે મુક્ત નથી થઇ શકવાના ! આપણું કર્તવ્ય ઘણું બાકી રહે છે, આપણે ઘણાં કામો કરવાનાં છે. જ્યાં સુધી જૈન સમાજમાં અજ્ઞાનતા ફેલાએલી છે, જ્યાં સુધી હજારો જૈનોને એક વખતનું અન્ન પણ ખાવાને મળતું નથી, જ્યાં સુધી હજારો સુવર્ણ જાતીય બંધારણોને ભોગ થઇ દિવસે દિવસે પરધર્મમાં ભળી રહ્યા છે, જ્યાં સુધી જૈનધર્મને પાળનારી જાતિયો સાથે પણ આપણે પરહેજ રાખીએ છીએ, જ્યાં સુધી જૈનધર્મને ગુજરાત-કાઠિયાવાડ અને મારવાડ મેવાડના ખૂણામાંજ આપણે દબાવી રાખ્યો છે, જ્યાં સુધી મગધ અને બંગાલ જેવા દેશોમાં પણ અહિંસાનો પ્રચાર કરવા બહાર નીકળતા નથી, આપસના વૈમનસ્યો દૂર કરી સાધુ સંગઠન પૂર્વક જૈનશાસનની ઉન્નતિના વિચારો કરતા નથી, જ્યા સુધી કેવળ આપણાજ સ્વાર્થ તરફ આપણું લક્ષ્યબિંદુ બંધાયું છે, અને જ્યાં સુધી આપણે દ્રવ્ય-ક્ષેત્રકાળ-ભાવને જોઇને કાર્ય કરાવી શકતા નથી, ત્યાં સુધી મહાવીર જયન્તી ઉજવી કદી પણ મનાય તેમ નથી. અને ન આપણે મહાવીર પિતાના સાચા ભક્ત તરીકે હોવાનો દાવો કરી શકીએ તેમ છીએ.

અતએવ મુનિવરો ! ખરી મહાવીર જયન્તી ઉજવવી હોય તો સૌથી પહેલાં સાધુ સંગઠન કરો. વિચારોની લેનદેન કરો. અહંપદનો ત્યાગ કરો, સમાજની નાડ તપાસી સમુચિત ઉપાય કરો. ધર્મ પ્રચારનાં વાસ્તવિક કારણો શોધી કાઢી તે સાધનોદ્વારા વાસ્તવિક ધર્મનો પ્રચાર કરો. ધર્મની પ્રભાવનાનાં સમુચિત સાધનો પ્રાપ્ત કરો. છોડી દો–તમારો દુરાગ્રહ છોડી દો. લક્ષ્ય મહાવીરનું રાખો. જૈનધર્મનું રાખો. તમારા નિમિત્તે ધર્મની નિંદા થતી હોય, તો એવા કામોથી દૂર રહો. મહાવીરનો વેષ ધારણ કર્યો છે તો સાચા મહાવીર બનો. નીકળી પડો, બહાર નીકળી પડો. ઉપાશ્રયો અને ગામોનો મોહ મૂકી દ્યો, કષ્ટોને સહવા બહાર પડો, ધર્મનો પ્રચાર કરવા બહાર પડો, ગામે ગામ ને ગલીયે ગલીયે અને ઘેર ઘેર મહાવીર જયન્તી ઉજવવા બહાર નિકળી પડો. મહાવીરનો સત્ય સંદેશ ઘેર ઘેર સંભળાવો. મહાવીરની વાસ્તવિક મહાવીરતા લોકોને બતાવો. લોકોને મહાવીરના–ખરા વીરના ધર્મના અનુરાગી બનાવો. બસ, ખરી મહાવીર જયન્તી આમાંજ રહેલી છે, ખરો મહાવીર ઉપરનો અનુરાગ એમાંજ સમાયેલો છે. ખરા મહાવીરના પુત્ર તરીકેનો દાવો ત્યારે જ મંજૂર થઇ શકે તેમ છે. શાસનદેવ, સૌને મહાવીર બનાવવાનું સામર્થ્ય આપે, એજ ઇચ્છી વિરમું છે.



( ૧૪ )

# જૈન સાહિત્ય.

( ૧ )

**સં**સારની પરિવર્ત્તનશીલતાનો પ્રભાવ અથવા બીજા શબ્દોમાં કહીએ તો સમયનો પ્રભાવ સંસારના કયા પદાર્થ કે વિષય ઉપર નથી પડતો ? સંસારની એવી કોઇ જાતિ, દેશ, સમાજ, ધર્મ અને સાહિત્ય નથી, જેના ઉપર સમયનો પ્રભાવ ન પડ્યો હોય. સમયની પ્રેરણા પ્રમાણે દરેક વિષયોમાં પરિવર્ત્તન થયાજ કરે છે, અથવા એમ કહીએ કે સમય પ્રમાણે પરિવર્ત્તન કરવુંજ પડે છે. આ વિષયમાં કોઇનો પણ આગ્રહ, કદાગ્રહ કે દુરાગ્રહ કામમાં આવી શકતાં નથી. સમયના પ્રભાવને આધીન વ્હેલાં કે મોડાં સૌને થવુંજ પડે છે,

જૈનસાહિત્યની પણ એજ દશા છે. જૈનસાહિત્ય પણ કુદરતના

ઉપર્યુક્ત નિયમને ભોગવી ચૂક્યું છે અને ભોગવતું આવ્યું છે. જૈનસાહિત્ય અંધારા પટારાઓમાં ભરી રાખવા માટેનો એક ખજાનો ગણાતો, તે બહાર આવ્યું. જૈનસાહિત્યના ચોક્કસ વિષયોના ગ્રંથો તો ચોક્કસ હદવાળાજ સાધુઓ વાંચે, તે આજ દરેક વાંચના લાગ્યા. જૈનસાહિત્ય છપાવવામાં ધર્મનો નાશ સમજાતો, તે હવે ઢગલાબંધ છપાવવા લાગ્યું. જૈનસાહિત્ય હસ્તલિખિત પ્રતોમાં જોઈને અક્ષરે આવો પાઠો કર્યા સિવાય વ્યાખ્યાનોદ્વારા પ્રકાશાતું, તે હવે વગર પોથીએ-વગર પાનાએ કેવળ મુખદ્વારાજ પ્રકાશવવા લાગ્યું, જૈનસાહિત્યના આગમો, અન્ય ધર્મીઓની વાત તો દરકીનાર રહી, શ્રાવકોથી પણ નહિ વાંચી શકાતા, તે કોણ જૈન કે કોણ અજૈન, કોણ સ્પૃશ્ય કે કોણ અસ્પૃશ્ય, કોણ હિન્દુ કે કોણ મુસલમાન, કોણ પારસી કે કોણ યૂરોપીયન, તમામમાં વંચાવવા લાગ્યા, જૈનસાહિત્યના ગમે તે વિષયનો કોઇ સામાન્ય ગ્રંથજ કેમ ન હોય, એનું બહુમાન અને આદર થતો, તે હવે એવા સામાન્ય ગ્રંથની વાત તો દૂર રહી, પરન્તુ **ભગવતી** જેવા પરમપૂજનીય આગમો માંસાહારી લોકોના પગ નીચે કચડાતા ઉપાશ્રયોમાં આવવા લાગ્યા. ક્યાં સુધી કહેવું ? આગમની-શાસ્ત્રોની અને જ્ઞાન અને જ્ઞાનીમાત્રની આશાતનાઓથી કાંપી ઉઠનારા પોતે એવી આશાતનાઓના કારણભૂત થઇ રહ્યા છે. આ બધો કોનો પ્રભાવ ? સમયનો કે બીજા કોઇનો ? અસારની પરિવર્તનશીલતાનો કે બીજા કોઇનો ? આ બધી ઉથલપાથલ-ગડમથલનું પરિણામ શું આવ્યું ? લાભમાં કે નુકશાનમાં એનો વિચાર આપણે કરીએ, તે પહેલા જૈનસાહિત્યની સમૃદ્ધતાના સંબંધમાંજ હાલ તો કંઇક વિચારીશું.

'સાહિત્ય' શબ્દનો વ્યવહાર હું અહિં 'કાવ્યાદિગ્રંથો' માટે કરવા નથી ઇચ્છતો. 'સાહિત્ય' શબ્દને બહુ વિશાલ અર્થમાં

એટલે કે તેની અંદર ન્યાય, વ્યાકરણ, કાવ્ય, કોશ, નાટક, ચંપૂ, આગમ, પ્રકીર્ણ, ઇતિહાસ, યાવત્ દુનિયાના તમામ વિષયો સંબંધી ગ્રંથોનો સમાવેશ કરવા ઇચ્છું છું. ટૂંકમાં કહું તો 'સાહિત્ય' એટલે સંસારના તમામ વિષયો સંબંધી ગ્રંથો. આવી રીતનું સાહિત્ય તમામ ધર્મોમાં થોડે ઘણે અંશે અવશ્ય પ્રાપ્ત થાય છે. જે ધર્મો અતિપ્રાચીન છે, તે ધર્મોમાં સાહિત્યનો ખજાનો અધિકાધિક પ્રાપ્ત થાય છે. અને તેનું કારણ એ જ છે-કે અતિપ્રાચીનકાલથી ચાલ્યા આવતા ધર્મોમાં સમય સમય ઉપર અનેક વિદ્વાનો-આચાર્યો-કવિયો લેખકો થઇ ગયા હોય છે. તેઓ ઇતિહાસનાં પૃષ્ઠોમાં પોતાનાં અમર નામો પોતાની કૃતિયો દ્વારાજ લખાવી ગયા છે. હજારો વર્ષ ઉપર થઇ ગયેલી વ્યક્તિયોને આજ આપણે તેમની કૃતિયોથીજ ઓળખીએ છીએ. તેમનેજ નહિં, બલ્કે તેમની પહેલાં થઇ ગયેલ મહાપુરૂષોને ઓળખવાનું સાધન પણ તે કૃતિયોજ છે.

જૈનધર્મ એક પ્રાચીન-સનાતન ધર્મ હોઇ જૈનધર્મમાં અખૂટ-અતૂટ-સાહિત્ય ભંડારોમાં ભરેલું છે. જરા **પાટણ**, **ખંભાત**, **જેસલમીર**, **લીંબડી** આદિના ભંડારો તપાસીએ. કયો એવો વિષય છે કે જે જૈનાચાર્યની કૃતિથી નથી લખાયો ? કયો એવો વિષય છે કે જેના એક નહિં, અનેક ગ્રંથો જૈનસાહિત્યમાં નથી મળતા ? શા માટે ન હોય ? જે ધર્મમાં એક નહિં, અનેક ધુરંધર પ્રખર વિદ્વાનો થઇ ગયા હોય, તે ધર્મની સાહિત્યલક્ષ્મી અપરિમિત ભરી હોય તો એમાં આશ્ચર્ય જેવું શું છે ? જૈનાચાર્યોએ પોતાના જ્ઞાનનો ઉપયોગ ભવિષ્યની પ્રજાને માટે વારસામાં મૂકી જવા ગ્રંથોની રચના સિવાય શામાં કર્યો છે ? **ઉમાસ્વાતિ વાચકે** ૫૦૦ ગ્રંથોની રચના કરી જૈનસાહિત્ય સમૃદ્ધ કર્યું. **સિદ્ધસેન દિવાકરે** જૈનન્યાયની વ્યવસ્થાપૂર્વક પદ્ધતિ સ્થાપિત કરી; **હરિભદ્રસૂરિએ** ૧૪૪૪ ગ્રંથોની

રચના દ્વારા જૈનસાહિત્યનાં અંગો ખૂબ પુષ્ટ કર્યાં. **ભદ્રબાહુસ્વામીએ** નિર્યુક્તિઓની રચના કરી આગમોના રહસ્યને સ્પષ્ટ કર્યું. આવીજ રીતે **હેમચન્દ્રાચાર્યે** સાડા ત્રણ કરોડ શ્લોકોની રચનાદ્વારા અને છેવટે **યશોવિજયજી ઉપાધ્યાયે** એકસો આઠ ગ્રંથોની રચના કરીને જૈન-સાહિત્યને ઔર સમૃદ્ધ બનાવ્યું. આવા અમુક ગણ્યા ગાંઠયાજ નહિં, પરન્તુ જૈનધર્મમાં અનેક પ્રખર આચાર્યો–વિદ્વાનો થઇ ગયા છે કે–જેમણે સંસ્કૃત પ્રાકૃતના હજારો ગ્રંથોની રચના કરી; એટલુંજ નહિં પરંતુ બાલજીવોના બોધને માટે તેમણે ભાષામાં પણ એટલા ગ્રંથો રચ્યા કે જેનો બહોળો ખજાનો આજ પણ પ્રાપ્ત થઇ શકે છે. ઇતિહાસજ્ઞોના કથન મુજબ ભારતવર્ષની સાહિત્યલક્ષ્મીનો પૂર્વ કાળમાં ઘણો નાશ થઇ ગયો છે, અને લાખો ગ્રંથો વિદેશમાં ચાલ્યા ગયા છે, તેમ છતાં આજે ભંડારોના ભંડારો જૈનસાહિત્યના ખજાનારૂપ ભરેલા દૃષ્ટિગોચર થાય છે. આ ઉપરથીજ આપણે અનુમાન કરી શકીએ છીએ કે પૂર્વાચાર્યોએ જૈનસાહિત્યને કેટલું સમૃદ્ધ બનાવ્યું હોવું જોઇએ ?

પરન્તુ સમયે પાછાં પલટો ખાધો. જૈન સાધુઓમાં જ્ઞાનાભિરૂચિના ન્યૂન થવા લાગી. આચાર વિચારની શિથિલતા થતાં યતિ વર્ગમાં સાહિત્યની યત્કિંચિત્ પ્રવૃત્તિ રહી, તે વૈદ્યક અને જ્યોતિષમાંજ તેની મર્યાદા બંધાઇ રહી; અને તે વિદ્યા પણ કેવળ ઉદર-પૂર્તિના સાધન માટે જ જીવિત રહી. એટલે પરિણામે તો તેની ગણનારી શૂન્યમાં જ થવા લાગી. આમ સાહિત્યની વૃદ્ધિ ઘટી, તેની સાથે તેની પઠન પ્રણાલી પણ લુપ્ત પ્રાય થઇ. વળી બીજી તરફથી રૂઢીની પૂજાને મહત્ત્વ અપાયું. એટલે પ્રારંભમાં કહેવામાં આવ્યું છે તેમ જૈનસાહિત્ય ભંડારોમાંથી બહાર નીકળવું બંધ થયું. અને જ્યારે જૈનસાહિત્યજ જનતાના હાથમાં ન ગયું એટલે જૈનસા-

હિત્ય અને જૈનધર્મ માટે લોકોમાં નાના પ્રકારની કલ્પનાઓ થવા લાગી: ' જૈનધર્મ નાસ્તિક ધર્મ છે. ' ' જૈનધર્મ અનીશ્વરવાદી છે. ' ' જૈનધર્મનું સાહિત્ય કંઇ છેજ નહિં. ' ' જૈનધર્મ બૌદ્ધ-ધર્મની શાખા છે. ' ઇત્યાદિ માન્યતાએ લોકોમાં દૃઢ થઇ. અને એ તો બિલકુલ નિશ્ચિત વાત છે કે જે ધર્મમાં સાહિત્યને અભાવ હોય, તે ધર્મ ધર્મ તરીકે ઓળખાવવાને લાયક નથી રહેતો. સુતરાં, જૈનધર્મના સાહિત્યના અભાવે લોકો નાના પ્રકારની શંકાએ કરે, તો તે સંભવિતજ કહી શકાય. તે વચલા ગાળામાં જૈનસાહિ-ત્યથી અનભિજ્ઞ અજૈનોજ હતા, એમ નહિં પરન્તુ જૈનસાહિત્યને બહાર કાઢવાથી આશાતના થશે, લોકો ધર્મના મર્મને જાણી જશે, એવી શંકાથી ખુદ જૈનસાધુએ પણ જૈનસાહિત્યનાં દર્શન કરવાથી વંચિત રહ્યા. અને તેથી પરિણામ એ આવ્યું કે સંસ્કૃત પ્રાકૃત-સાહિત્યની પઠન-પાઠન પ્રણાલી તો બિલકુલ ઉડીજ ગઇ. અને અતએવ સમય એવો આવ્યો કે જે સાધુએ કલ્પસૂત્ર ઉપરની સુખોધિકા માત્ર વાંચી લેતા, તે મહાન વિદ્વાન તરીકે ગણાતા અને જ્યાં કોઇ એમ સાંભળતું કે ફલાણા સાધુ સુખોધિકા વાંચે છે, ત્યારે તેના કાન ઉંચા થતા.

પણ પાછો એ સૈકો બદલાયો. જગતની જાગ્રતિના ભણકારા જૈનસમાજના કાને આવવા લાગ્યા. સાહિત્યને ગોંધી રાખવાથી તો જૈનધર્મ વધારે હલકી કોટીમાં ગણાશે, જૈનધર્મમાં વિદ્વાનો નહિં ઉભા થાય તો બીજા સમાજોની સાથે મુકાબલો કરવામાં જૈનોએ હારજ ખાવી પડશે. બલ્કે બીજા સમાજો સાથે ઉભા રહેવાનો પણ હક નહિં રહે ! આ વિચારો જૈનધર્મના શુભેચ્છક મહાત્માઓને સ્ફુર્યા. અને એવી પાઠશાળાએ સ્થાપવા તરફ સમાજની થોડીક વ્યક્તિયોનું ધ્યાન ખેંચાયું કે જે પાઠશાળાઓમાં મૂળ ભાષાઓનું—

સંસ્કૃત પ્રાકૃતનું દઢતાપૂર્વક જ્ઞાન અપાય. બીજી તરફથી ભંડારોમાં ભરી રાખેલા પ્રાચીન ગ્રંથોને પ્રકાશિત કરવાનું કામ પણ આરંભાયું. પરન્તુ આ પ્રયત્નો બિલકુલ અલ્પાંશમાં હતા, અને જે પ્રયત્નો હતા, તેમાં પણ સંકુચિતતાનું તત્ત્વ હતું. અને એની સંકુચિતતાથી થતું કાર્ય મૂલ સાધ્યને સિદ્ધ કરનારું નજ નીવડે, એ દેખીતું છે. પરન્તુ સમાજના સદ્ભાગ્યે સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજે આ બીડું ઝડપી લીધું. તેમણે કાશીમાં યશોવિજય પાઠશાળા સ્થાપી અને બીજી તરફથી યશોવિજય ગ્રંથમાળા શરૂ કરી. આ બન્ને કાર્યોમાં ગુરુદેવે ઉદારતાનું તત્ત્વ દાખલ કર્યું એટલે કે બન્ને સંસ્થાઓને માત્ર ચોક્કસ સર્કલમાં ન ગોંધી રાખતાં તેનો લાભ છૂટથી બીજાઓ લઇ શકે, એવો પ્રયત્ન આદર્યો. ઉપરાન્ત પાશ્ચાત્યદેશોના વિદ્વાનોને જૈનસાહિત્યના જ્ઞાતા બનાવવા ભગીરથ પ્રયત્ન આરંભ્યો. આચાર્યશ્રીનો પ્રયત્ન જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ પાશ્ચાત્યદેશોમાં જૈનધર્મના અભ્યાસકોની સંખ્યામાં વધારો થતો ગયો. બીજી તરફથી જૈનસમાજ અને જૈનસાધુઓમાં પણ વિદ્યાભિરૂચિ વધવા લાગી. ઘણા સાધુઓ પોતાની પાસે પંડિતો રાખી વિદ્યાધ્યયન કરવા લાગ્યા. એમ ધીરે ધીરે જૈનસાહિત્યનો આદર વધવા સાથ જૈનધર્મ અને જૈનસાહિત્ય પ્રત્યે લોકોની જે માન્યતાઓ હતી, તેમાં ફર્ક પડવા લાગ્યો. પરિણામે છેલ્લાં લગભગ પચીસ વર્ષોમાં જૈનસાહિત્યનો જે પ્રચાર થવા પામ્યો છે, તે પહેલાંનાં બસો વર્ષોમાં ન્હોતો થવા પામ્યો, એ વાત કોઇપણ વિચારક જોઇ શક્યા વિના નહિંજ રહે. જૈનસાહિત્યની છેલ્લી પ્રવૃત્તિએ અનેક વિદ્વાનોના વિચારોમાં પરિવર્તન કર્યું છે, અનેક મનુષ્યોને જૈનધર્મ તરફ આકર્ષ્યા છે, અનેક વિદ્વાનોએ નવી નવી શોધો દ્વારા જૈનધર્મનું મહત્ત્વ વધાર્યું છે; અનેક લોકોના દિલોમાં જૈનધર્મ અને

જૈન સાહિત્ય સંબંધી શંકાઓ હતી, તેનું પરિમાર્જન કર્યું છે. યુનિવર્સિટીઓમાં જૈન ગ્રંથો દાખલ કરાવી અનેક જૈન-અજૈન અભ્યાસીઓને અભ્યાસનું સાધન વધારી આપ્યું છે. નવા નવા અનેક ગ્રંથોની યોજનાઓ કરાવી જૈન સાહિત્યની શ્રીવૃદ્ધિ કરાવી છે. બલ્કે એતદ્દેશીય અને પાશ્ચાત્ય અનેક વિદ્વાનોના મુખથી એમ સ્પષ્ટપણે કહેવરાવ્યું છે-કે હિન્દુ અને બૌદ્ધ સાહિત્ય કરતાં જૈન સાહિત્ય ઘણું વધી જાય છે. સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય, બલ્કિ ગુજરાતી ભાષાની પણ રક્ષા કરનાર જૈન સાહિત્ય છે. જૈન સાહિત્યની છેલ્લા પચાસ વર્ષની પ્રવૃત્તિએ-પ્રગતિએ તો જગતમાં અવનવું રૂપાંતર કરી મૂક્યું છે. એ પ્રવૃત્તિએ જ લીપઝીગ, બર્લિન, હેમ્બર્ગ અને હીડનબર્ગ આદિની યુનિવર્સિટીઓમાં જૈન ગ્રંથો-જૈન આગમોનો અભ્યાસ શરૂ કરાવ્યો છે. સેંકડો ગ્રંથોના અનુવાદો બહાર પડાવ્યા છે. જૈનોના કથાસાહિત્ય અને એવા બીજા બીજા વિભાગો માટે વિદ્વાનો પાસે ઉચ્ચકોટીના અભિપ્રાયો બહાર પડાવ્યા છે. બલ્કિ વિદ્વાનોને ત્યાં સુધી આકર્ષ્યા છે કે અજૈન વિદ્વાનો જૈન આગમોનાં નવીન સંસ્કરણો વિવેચનાત્મક રીત્યા બહાર પાડવાના પ્રયત્નો કરી રહ્યા છે. શું આ ઓછું પરિવર્તન છે ? શું આથી જૈનધર્મનું ઓછું ગૌરવ વધ્યું છે ? જો જૈનસાહિત્ય સેંકડો વર્ષોથી ભંડારોમાં ગોંધાઇ રહ્યું હતું એમ ગોંધાઇ રહ્યું હત, જૈનસાહિત્યને બહાર લાવવાથી ધર્મનો નાશ થાય છે, એ માન્યતા જેમની તેમ કાયમ રહી હત, જૈનસાહિત્ય જૈનઆગમો આદિને છપાવવાથી આશાતનામાં આખી સમાજ ડુબી જશે, એ ભય કાયમ રહ્યો હત, અરે, જૈનસાહિત્ય જૈનઆગમોનો અભ્યાસ તો ચોક્કસ યોગોદ્વહન કરનારા સાધુઓજ કરી શકે, બીજા કોઇથી તો એનો સ્પર્શમાત્ર પે ન થાય, એ સિદ્ધાન્ત બરાબર પકડી રખાયો હત, તો આજ આવું

પરિણામ આવત કે ? જૈનધર્મ દુનિયાનો–પ્રાણીમાત્રનો ધર્મ છે, એમ લોકો જાણત કે ? જૈનધર્મના આટલા અનુમોદકો–પ્રશંસકો બનત કે ? સાહિત્ય એ તો નિર્મળ આરીસો છે, સાહિત્ય એ તો સુધાકુંડ છે. એનો લાભ તો જેટલા લે તેટલાને લેવા દેવો જોઇએ; એમાંજ લાભ છે. એમાંજ ઉન્નતિ છે. અને આ તો વળી જૈન-સાહિત્ય, વીતરાગની વાણી, ત્યાગીઓના ઉદ્‌ગારો ! સંતોના હૃદયના ઉભરાઓ ! એની અસર તો દુનિયાને ઓરજ થાય, એના ઘુંટડા તો વારંવાર પીવાનું બધાને મન થાય ! એમાં ગભરાવા જેવું કે સંતાડવા જેવું હોયજ નહિ, એ તો ખુલ્લા બજારે મૂકવાનો માલ કહેવાય, લેનારા લે, લૂંટનારા લૂંટે, એમાંજ ફાયદો ! એમાં જ તરક્કી ! એમાં જ શોભા !

---

( ૧૫ )

'જૈન સાહિત્ય' સંબંધી ઉપરના લેખમાં કેટલુંક કહેવામાં આવ્યું છે. હવે આપણે એ વાત ઉપર આવીએ કે-છેલ્લા પચીસ વર્ષમાં જૈન સાહિત્યનો પ્રચાર થવાથી લોકોના વિચારોમાં કેટલું પરિવર્તન થયું છે અને જૈન સાહિત્ય સંબંધી વિદ્વાનો કેવા ઉદ્-ગારો કાઢી રહ્યા છે. આ બધા વિચારો અને પરિવર્તનો આ ટૂંકા લેખમાં આપવા અશક્ય છે અને તેથી તેમાંના થોડાકજ અભિપ્રાયો ટાંકીશ.

જર્મન વિદ્વાન ડૉ. **હર્ટલ** કથા સાહિત્યના એક પ્રખર વિદ્વાન્ ગણાય છે. લગભગ ચાલીસ વર્ષથી તેઓ કથા સાહિત્યનો અભ્યાસ કરી રહ્યા છે. તેઓ પોતાના અભ્યાસના પરિણામે **કથા સાહિત્ય** સંબંધી એક સ્થળે લખે છે.

" ભારતવર્ષનું પ્રાયઃ સમસ્ત કથાસાહિત્ય ખરી રીતે તો **જૈનોનુંજ** છે. અને આ સાહિત્ય જેટલું ગદ્યમાં લખેલું છે ત્યાં સુધી ખરેખર તે બોલવામાં આવતી સંસ્કૃત ભાષામાં રચાએલું છે. "

આ વિદ્વાન્નો એક એ પણ દૃઢ વિચાર બેસી ગયો છે કે " જૈનાચાર્યો જે ઉપદેશ દે છે—કથાઓ કહે છે, તે નીતિ અને સદાચારથી ભરેલીજ કહે છે. "

આ વાત ડૉ. હર્ટલે આ શબ્દોમાં કહી છેઃ—

**The Jainas have always endeavoured to raise the morals of their countrymen.**

તેજ પત્રમાં તેમણે એ પણ કહ્યું છે કે—

" But in the same time the Jainas know how to tell the moral tales in a simple style for those who were not highly cultivated. Jain literature gives nourishment in the same time to the scholar, to those who like refined literary compositions, and to those who like fine fairy and other tales, related in a simple style which is adapted to this kind of literature. Neither the Baudhhas nor the Hindu authors know, how, to tell a tale. In the same time what would have become of Indian Sculpture and architecture, if the Jainas had kept, as you say, to conservative ideas, i. e. if they had not caused statues of the Tirthankaras to be made and temples to be built. "

અર્થાત્—જૈનોએ શિક્ષાપ્રદ કથા સરલ ભાષામાં તે પુરૂષોના હિતાર્થે લખતા હતા કે જેઓ ઘણા શિક્ષિત નહિં હતા. **જૈન સાહિત્ય તે લોકોને પણ સુખપ્રદ છે કે જેઓ ઉચ્ચ પ્રકારની સાહિત્ય પ્રણાલીને ચાહે છે.** અને તેઓને પણ લાભપ્રદ છે કે જેઓ દેવી-દેવતાઓનાં ચરિત્ર એવી સરલ ભાષામાં ચાહે છે કે-જે કથા પ્રસંગને યોગ્ય છે. **બૌદ્ધ અને હિંદુશાસ્રકારો કથા લખવી જાણતા નહિં હતા.** ભારતના શિલ્પશિલ્પ અને ગૃહનિર્માણ કૌશલ્યની શી દશા થાત, જો જૈનો એકાન્ત વિચારમાં જ રહ્યા હત. અને પોતાના તીર્થંકરોની મૂર્તિઓનું અને દેવાલયોનું નિર્માણ નહિ કરતે.

**ડૉ. હર્ટલ કેવળ જૈન કથા સાહિત્યનેજ** સર્વોત્કૃષ્ટ નથી સમજતા, પરન્તુ આખા જૈન સાહિત્યને તેઓ **સર્વોત્તમ** બતાવે છે. આ સંબંધી તેમણે એક લેખમાં લખ્યું છે–

" Now what would Sanskrit Poetry be without this large Sanskrit literature of the Jainas ! The more I learn to know it, the more my admiration rises. "

( Jain Shasan Vol. I No. 21. )

અર્થાત્–જૈનોનું આ મહાન્ સંસ્કૃત સાહિત્ય કમ કરી દેવામાં આવે, તો સંસ્કૃત કવિતાની શી દશા થાય ? જેમ જેમ મને આ વિષયમાં વધારે વધારે જાણવાનું મળે છે, તેમ તેમ મારું માનન્દા-શ્ચર્ય વધતું જ જાય છે.

આની રીતે ડૉ. હર્ટલે જ જૈન સાહિત્યને સર્વોત્કૃષ્ટ બતાવ્યું છે એમ નહિ પરન્તુ અત્યારે જેટલા સ્કોલરો જૈન સાહિત્યનો અભ્યાસ કરી રહ્યા છે, તે બધાએ જૈન સાહિત્ય ઉપર મુગ્ધ બની રહ્યા છે, અને મુક્તકંઠથી કહી રહ્યા છે કે ' જૈન સાહિત્યની બરા-બરી ભારતવર્ષનું એક પણ સાહિત્ય કરી શકે તેમ નથી. ' એનું કારણ એજ છે કે ધીરે ધીરે જૈન સાહિત્ય તેઓના દૃષ્ટિપથમાં આવવા લાગ્યું છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે સાહિત્ય અને ધર્મનો ઘનિષ્ટ સંબંધ છે. સાહિત્યની વિશાળતા અને ઉત્તમતા જ ધર્મની ઉત્ત-મતાને સિદ્ધ કરે છે. જે ધર્મમાં સાહિત્ય નથી–જે ધર્મમાં ઉત્કૃષ્ટ સાહિત્ય નથી, તે ધર્મ દુનિયાની દૃષ્ટિમાં માન પામી શકતો નથી. પાશ્ચાત્ય અને એતદ્દેશીય વિદ્વાનો એક વખત જૈન-

ધર્મને હલકી દષ્ટિએ જોતા હતા-તિરસ્કારની બુદ્ધિથી જોતા હતા-નાસ્તિક તરીકે ગણતા હતા, તેનું કારણ એ જ હતું કે તેમણે જૈનધર્મના સિદ્ધાન્તો જાણ્યા ન્હોતા. તેઓએ જૈનસાહિત્યના મહાસાગરને નિહાળ્યો ન્હોતો તેમણે જૈનધર્મનું હાર્દ તપાસ્યું ન્હોતું, પરન્તુ જેમ જેમ જૈન સાહિત્ય તેમની દષ્ટિમા આવ્યુ, તેમ તેમ પોતાની ભ્રમણાએ તેમને જણાતી ગઇ અને તેથી જ તેમણે જૈનધર્મ સંબધી પોતાના પહેલાના વિચારોમા આકાશ પાતાળ જેટલો ફેરફાર કરી નાખ્યો છે. ભારતવર્ષના બ્રાહ્મણ વિદ્વાનોમા ઘણે ભાગે જૈનધર્મ માટે નાસ્તિકતાની એક ઉડી આશંકા પેસી ગઇ હતી, પરતુ તે આશંકા હવે લગભગ નાબુદ થઇ છે. આવી જ રીતે પાશ્ચાત્ય વિદ્વાનોમા એવા ઘણા વિદ્વાનો હતા, જેઓ જૈનધર્મ માટે એવી જ શંકા કિંવા દુરભિપ્રાય ધરાવતા હતા, પરન્તુ તેઓમા મ્હોટે ભાગે હવે વિચારોનુ પરિવર્ત્તન થઇ ગયું છે. આવા જે જે વિદ્વાનોના અભિપ્રાયો મદલાયા છે તેઓના વિચારો લગભગ જાહેર થઇ ચૂકયા છે. પરન્તુ હમણા છેલ્લામા ઉત્થા એક વિદ્વાને પોતાનો જે અભિપ્રાય બદલ્યો છે, એ ઘણો અગત્યનો અને જૈનધર્મ કે જૈનસાહિત્યને માટે વધારે ગૌરવ ઉત્પન્ન કરનારો છે.

જૈન સાહિત્યમા રસ લેનારાઓ ડૉ. હોપ્કીન્સના નામથી ભાગ્યે જ અજાણ્યા હશે ડૉ. હોપ્કીન્સ પાશ્ચાત્ય વિદ્વાનોમાના એક જૂના વિદ્વાન્ છે તેઓ ઘણા વખતથી જૈન સાહિત્યનો અભ્યાસ કરે છે આ તેજ ડાક્ટર હોપ્કીન્સ છે કે જેમણે દઢતા પૂર્વક એવો અભિપ્રાય જાહેર કર્યો હતો કે **"જૈનોમાં કંઇ પણ સાહિત્ય નથી, અને જૈનોને-જૈનધર્મને જીવવાનો પણ હક્ક નથી, કારણ કે તેઓ દરેક કાર્યમાં પાપ માને છે."**

**ડૉ. હોપ્કીન્સના** આ વિચારોએ બીજા વિદ્વાનોમા ઘણી

ખચ્ચમ અસર ઉત્પન્ન કરી હતી. બલ્કે–કેટલાક અધકચરા વિદ્વાનો તેમની વાતને 'વેદવાક્ય' સમાન માનવા લાગ્યા હતા. ડૉ. **હોપ્કીન્સના** આ વિચારો ફેરવવા ઘણી ઘણી કોશીસો થઇ હતી, પરન્તુ તે વિચારોમાં પરિવર્તન થતું ન હોતું. પરન્તુ મને જણાવતાં હર્ષ થાય છે કે શ્રીવિજયેન્દ્રસૂરિ મહારાજે આ વિદ્વાન્ સાથે પત્રવ્યવહાર શરૂ કરી અનુકૂળતા પૂર્વક–યુક્તિપૂર્વક તેમને વસ્તુસ્થિતિ સમજાવવાની કોશીશ કરી હતી અને જૈનસમાજ એ જાણીને ખુશી થશે કે ડૉ. **હોપ્કીન્સે** પોતાના તે વિચારોનું પરિવર્તન કરી દીધું છે. એટલુંજ નહિ પરન્તુ તેઓના અંતઃકરણમાં જૈનધર્મ પ્રતિ અપૂર્વ સદ્ભાવ ઉત્પન્ન થયો છે. આ વાત તેમના તા. ૨૦ ડિસેમ્બર ૧૯૨૪ ના પત્રથી સ્પષ્ટ થાય છે. તે પત્રમાં તેઓ લખે છેઃ—

I found at once that the practical religion of the Jains was one worthy of all commendation and I have since regretted that I stigmatized the Jain religion as insisting on denying God, worshipping man, and nourishing vermin as its chief tenets without giving the regard to the wonderful effect this religion has on the character and morality of the people. But as is often the case, a close acquaintance with a religion brings out its good side and creates a much more favourable opinion of it as a whole than can be obtained by a merely objective literary acquaintance. As to the literature, this

is a matter a part from religion, and I suppose that what I had in mind was the absence in Jain literature of any outstanding literary production which could be compared in Brahminism with the Gita Govind or the Bhagavad Gita or in Budhhism with the Dhammapada or for literary excellence with the Theragathas; at least as purely literary works the Jain stories and didactic material seem more ethical and religious than literary.

અર્થાત્—" મને એકદમ માલૂમ પડ્યું કે જૈનોનો વ્યવહારૂ ધર્મ દરેક રીતે પ્રશંસાપાત્ર અને તે વખતથી ઇશ્વરને નહિ માનવા દુરાગ્રહ કરનાર મનુષ્યની પૂજા કરનાર અને કીડી મંકોડીને મૂળ માણસ ગણી તેનું પોષણ કરનાર તરીકે જનધર્મને મેં નિંદેલ. આમ કરવામાં અધર્મ મનુષ્યની નીતિ અને વર્તણુક પર જે અસર કરે છે, તે પ્રત્યે કંઇ પણ લક્ષ્ય આપ્યું નથી, તે બદલ મને દીલગીરી થઇ છે. પણ જેમ વારંવાર બને છે તેમ, એકંદર રીતે માત્ર પદાર્થ સંબંધીના પુસ્તકદ્વારા મળેલા જ્ઞાનથી ઘણી નકામી બાબતો રોશનીમાં આવે છે, અને ઘણોજ સારો અભિપ્રાય બંધાવે છે. જૈન સાહિત્ય, કે જે ધર્મથી જૂદીજ બાબત છે તે સંબંધમાં હું ધારૂં છું કે મારા મનમાં એમ હતું કે વિદ્વત્તાથી ભરેલી જુની કૃતિનો જૈનસાહિત્યમાં અભાવ છે, કે જેવી બ્રાહ્મણ ધર્મના ગીત ગોવિંદ, ભાગવત અને ગીતા સાથે અથવા તો બૌદ્ધધર્મના ધમ્મપદ કે વિદ્વત્તાની ઉચ્ચતા

માટે થેરાગાથાઓ સાથે સરખાવી શકાય. ( પરંતુ ) બીજું નહિ તો માત્ર સાહિત્યિક કાર્ય તરીકે જૈનવાર્તાઓ અને , ઉપદેશરૂપ સાહિત્ય **સાક્ષરવિદ્યા કરતાં નૈતિક અને ધાર્મિક વધારે દેખાય છે."**

ડાકટર હોપકીન્સના 'વિચાર પરિવર્તન ' થી આપણે ઘણું સમજવાનું છે. ડાકટર હોપકીન્સે પોનાના આ વિચારો ઘણા વર્ષો બાદ બદલ્યા છે. આવીજ રીતે જો જનાચાર્યો—જૈન વિદ્વાનો અનુકુળ પ્રયત્ન કરે તો જૈનધર્મ અને જૈનમાહિત્યને સર્વ ધર્મો અને સર્વ સાહિત્યોથી ઉચ્ચ કોટીમાં લાવી શકે છે. પરન્તુ તેવા અનુકૂળ પ્રયત્નની જરૂર છે.

---

( ૧૬ )

જો કે સમયના વ્હેવા સાથે હવે જૈનધર્મ અને જૈનસાહિત્યની ઉત્કૃષ્ટતા સ્વીકારનારા વધ્યા છે, એ વાત ખરી છે, છતાં હમેશાં બનતું આવ્યું છે તેમ, ઇર્ષ્યા, મત્સર, દ્વેષનો દુનિયામાંથી સર્વથા અભાવ ન થાય ત્યાં સુધી દુનિયાના કોઇ પણ ધર્મ કે કોઇ પણ સાહિત્યના વખાણનારાઓની સાથે નિંદનારાઓનું અસ્તિત્વ પણ રહેવાનું તો ખરૂંજ. આવી અવસ્થામાં આપણું કર્તવ્ય તો એજ છે કે આપણે જેમ બને તેમ અનુકુળતા પૂર્વક—બીજા વિદ્વાનોને જોઇતાં સાધનો પૂરા પાડી યુક્તિઓ અને દલીલોથી જૈન ધર્મ અને સાહિત્યની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી આપવા તત્પર રહેવું જોઇએ.

ઉપર કહેવામાં આવ્યું તેમ, પાશ્ચાત્ય વિદ્વાનોનું ધ્યાન જૈન-સાહિત્ય તરફ વધારે આકર્ષાયું છે. એ વિદ્વાનોની સખ્યા દિનપ્રતિદિન વધતીજ રહી છે. અત્યારે એવા લગભગ ૭૫ વિદ્વાનો જૈનધર્મનો ઉંડો અભ્યાસ કરી રહ્યા છે. તેઓમાં મુખ્ય આ છેઃ—ડૉ. હર્ટલ, ડૉ. ગ્રીનો. ડૉ. જૉલી, ડૉ. ટુચ્ચી, ડૉ. શુબ્રિંગ, ડૉ. મિસ જોહોન્સન, ડૉ. જેકોબી, ડૉ. થોમસ. ડૉ. બેલોની, ડૉ. હુલીશ, ડૉ. બારનેટ. ડૉ. મિસ ક્રૌઝે, ડૉ. કોનો, ડૉ. નોબલ, ડૉ. લ્યૂમેન, ડૉ. ગૅરીનો, ડૉ. કિરફેલ, ડૉ. હેલ્મૌથ, ગી. વૉરન. ડૉ. નેગલીન, ડૉ. લેવી, ડૉ. સ્ટાઇન, ડૉ. કાર્પેન્ટીયર, ડૉ. ઝીમ્મર, ડૉ. પેર્ટોલ્ડ અને ડૉ. વિન્ટરનૅઝ વિગેરે મુખ્ય છે.

આ વિદ્વાનો જૈન સાહિત્યના એકજ વિષય ઉપર નહિ, પરન્તુ જૈનસાહિત્યના જુદા જુદા વિષયો ઉપર અભ્યાસ આગળ

વધારી રહ્યા છે, એટલુંજ નહિ પરન્તુ પોતપોતાના વિષયોને લગતા ગ્રંથોના અનુવાદો કરીને-નિબંધો લખીને અપુર્વ પ્રકાશ પાડે છે. સ્વર્ગસ્થ ગુરૂદેવની યોજનાને માન આપી આ વિદ્વાનોએ પોતપોતાના વિષયોને લગતા જે નિબંધો લખી મોકલ્યા છે, એ મારી વાતને દઢ કરે છે. આ નિબંધ સંગ્રહ બહાર પડશે, ત્યારે જગતને ખાતરી થશે કે જે વિષય ઉપર અત્યારે જૈન સમાજમાં એક પણ વિદ્વાન્ શોધ્યો યે જડતો નથી, એવા વિષયો ઉપર પણ તેઓમાંના કેટલાકોએ ખાસ્સો પ્રવેશ કર્યો છે.

આ પાશ્ચાત્ય વિદ્વાનોનો જૈનધર્મ પ્રત્યેનો શોખ માત્ર અભ્યાસ કરવા પૂરતોજ નથી રહ્યો પરન્તુ તેઓ જૈન આગમો અને એવા ગ્રંથોને આજકાલની પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે સંશોધન કરી બહાર પાડવાના વિચારો પણ કરી રહ્યા છે; લગભગ પાંચેક વર્ષ ઉપર ડૉ. થોમસ, જ્યારે મુંબઇમાં સ્વર્ગસ્થ ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજ પાસે આવ્યા, ત્યારે તેમણે પોતાનો આ વિચાર જણાવ્યો હતો. પરંતુ કોઇ પણ કાર્યમાં અને તેમાં ખાસ કરીને આવા વિશાળ કાર્યમાં આર્થિક ચિંતાઓ ગમે તેવા ઉત્સાહી કાર્યદક્ષ અને યોગ્ય માણસોને પણ નાસીપાસ બનાવે છે. થોડા વખત ઉપર **શ્રીયુત પી. એલ. વૈદ્ય. એમ. એ. ડી.** એ નામના વિદ્વાન્, કે જેઓ સુપ્રસિદ્ધ જૈન સ્કોલર ડૉ. જેકોબીના શિષ્ય છે. અને જેઓ જૈન સાહિત્યનો સારો અભ્યાસ કરે છે, તેઓએ શ્રીવિજયેંદ્રસૂરિ મહારાજ ઉપરના એક પત્રમાં જે કેટલીક હકીકતો જણાવી છે, તેમાં એક એ પણ છે કે—જૈન સાહિત્યનો અભ્યાસ કરવા માટે જૈન ગ્રંથો મેળવવામાં તેમને કેટલીક મુશ્કેલીઓ નડી હતી. તે સિવાય તેમણે જે એક અગત્યની બાબત લખી છે, તે તરફ હું જૈન સમાજના આગેવાનોનું ધ્યાન ખેંચું છું. તેમાં તેમણે લખ્યું છે કેઃ—

As soon as my work on the Typical Selections in Prakrits for the Calcutta University is over I am proposing to plan a new and critical edition of the whole of the Jain Canonical works and the Niryuktis I have discussed this item with Prof. Jacobi and he has assured me his advice whenever I seek it So far three different editions of Jain works have been published & yet none of them are available & none of them Scientific & Critical Though the Agamodaya Samiti edition is much better, it was planned for Jain monks and not for philogists who want the edition badly Some stray books edited by European Scholars are very useful to them but even these are now rare. If a critical edition is designed. I think it will not be banned by the Jain monks but would be of great service to the students of Modern Universities and of religion and philology

I felt this difficulty when I had to teach Ardha Magadhi to my students To state a particular case, Rayapaseniyasutta is appointed for the next year in our University the long promised edition of Agamodaya Samiti is not forth coming, and even if it is published I am

afraid it will not be available to our students. Last year I secured with great difficulty the Calcutta edition of the work, but as it could not be read by my students I had to dictate to them checking the text by the help of some available works to me.

To give you some idea of the proposed edition : the text without commentary; extracts from commentary; the Niryukti text; hard Index to the text and Niryukti; marginal references; references to repetitions, etc. The Volumes to be published according to the order of the scriptures and in an edition of 2000 copies : books from octavo, Devanagri type on very superior paper. In fact I propose to do the work on the linas of the Pali text Society.

ઉપરના લખાણુની મતલબ એ છે કે જૈનોના કેનોનિકલ વર્કસ અને નિર્યુક્તિની આખી આવૃત્તિ કાઢવાનો તેઓનો વિચાર છે. આ સંબંધી ડૉ. જૈકોબી સાથે તેઓને વાત થઇ છે અને ડૉ. જૈકોબીએ જરૂર પડે ત્યારે સલાહ આપવાનું વચન પણ આપ્યું છે.

વળી તેઓ જણાવે છે કે અત્યાર સુધી જૈનાગમોની ત્રણ આવૃત્તિઓ નીકળી છે. પરન્તુ તેમાંની એક અત્યારે મળતી નથી અને જોઇએ તેવી તે છે પણ નહિ. તેઓ સાથ સાથ એ પણ કહે છે કે—જો કે **આગમોદય સમિતિની આવૃત્તિ વધારે સારી**

**છે, પરન્તુ તે કેવળ જૈનોના માટે ઉપયોગી છે. શોધખોળ કરનારાઓને તે ઉપયોગી નથી.**

વળી કેટલાક યૂરોપીયન સ્કોલરો દ્વારા સંશોધન થયેલી બુકો શોધખોળ કરનારાઓને ઘણી ઉપયોગી છે. પરંતુ તે અલભ્ય છે. આવી ઉપયોગી આવૃત્તિ કાઢવામા આવે તો, તેઓ ધારે છે કે— જૈનો તરફથી તો કોઇ જાતનો વાંધો નજ લેવામાં આવે; પણ તે હાલની યુનિવર્સિટીયોના વિદ્યાર્થીઓને જરૂર ઉપયોગી થાય.'

તેઓ જણાવે છે અને તે ખરેખર ખુશ ખબર કહી શકાય કે તેઓની યુનિવર્સિટીમાં આવતા વર્ષથી **'રાયપસેણી સૂત્ર'** ભણાવવાનું નક્કી થયું છે, પરન્તુ તે પુસ્તક **'આગમોદય સમિતિ'** તરફથી બહાર પાડવાનું વચન આપેલ, પણ તે હજુ મળ્યું નથી. કદાચ છપાયું હોય તો પણ તે મેળવવાની આશા નથી. ગયા વર્ષથી કલકત્તા યુનિવર્સિટી તરફથી તેમને જુની આવૃત્તિ મળેલ, પરન્તુ તે ઘણી મુશ્કેલીથી વિદ્યાર્થીઓને ભણાવેલ.

તેઓ આગમોની એક સીરીઝ બહાર પાડવા ઇચ્છે છે, તે એવી ઢબથી કે જેમાં મૂળ, ટીકામાંના ખાસ ખાસ ફકરા, નિર્યુક્તિનું મૂળ, કઠિન શબ્દોનો કોશ, હાંશીયામાં ખાસ નોટો, વારંવાર આવતી આખ્યતોનું કારણ, શાસ્ત્રોની અનુક્રમણિકા વિગેરેનો સમાવેશ કરી તે આવૃત્તિ શોધ ખોળ કરનારાઓને અતિ ઉપયોગી થાય, એવી બનાવવી. ટૂંકમાં 'પાલીટેકટસ સોસાયટી' જે પદ્ધતિથી ગ્રંથો બહાર પાડે છે, તે પદ્ધતિથી બહાર પાડવા તેઓ ઉમેદ રાખે છે.

ઉપરની હકીકત ઉપરથી જૈન સમાજે ઘણું સમજવાનું છે. જે આગમો માટે આપણે ધાર્મિક દૃષ્ટિએ પણ બહુમાન ધરાવીએ

છીએ, જે આગમોમાં આપણે સર્વ વિદ્યાઓનો સમાવેશ માનીએ છીએ અને જે આગમો પ્રત્યે પરમાત્માની વાણી તરીકે-પરમાત્માની બરાબર પૂજ્ય બુદ્ધિ ધરાવીએ છીએ તે આગમોમાં આપણા કરતાં અજૈન વિદ્વાન્ વર્ગ કેટલું મહત્ત્વ માની રહ્યો છે તે આપણે જોવું જોઇએ છે. આગમો અને બીજા જૈન સાહિત્યનો જેટલો પ્રચાર વધારે, તેટલીજ જૈનધર્મની પ્રભાવના વધારે, એની આપણે દૃઢતાપૂર્વક ખાત્રી રાખવી જોઇએ છે અને જો એમ માનતા હોઇએ તો તે આગમો અને અન્યાન્ય સાહિત્યના પ્રચાર માટે બહુ છૂટથી-ઉદારતાથી આપણે પ્રયત્ન કરવો જોઇએ, પરન્તુ મી. ઘે આપણી સંકુચિતતા માટે જે સાધારણ ઇસારો કર્યો છે, એ ખાસ વિચારવા લાયક છે. જે વિદ્વાનો આગળ વધવા ઇચ્છતા હોય, જે વિદ્વાનો દ્વારા અનેક નવા જૈન વિદ્વાનો ઉત્પન્ન થવાની સંભવના હોય, અને જે વિદ્વાનો જૈન સાહિત્યને ઉચ્ચ કોટીનું સાહિત્ય સમજતા હોય, તેવા વિદ્વાનો પણ આપણા પ્રકાશિત સાહિત્ય દર્શનથી વંચિત રહે, એ ખરેખર દિલગીર થવું જ કહી શકાય. આપણી હજારો કે લાખોની સમ્પત્તિ ધરાવનારી સસ્થાઓ પણ વિદ્વાનોને છૂટથી પુસ્તકો આપવા જેટલી ઉદારતા ન ધરાવે, તો પછી જૈનસાહિત્યના પ્રચારની આશા જ કેમ રાખી શકાય ? અન્યાન્ય ધર્મવાળાઓ પોત પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવા કેટલું કેટલું કરી રહ્યા છે, એ હવે કોઇથી અજાણ્યું રહ્યું નથી. આવી સ્થિતિમાં પણ આપણે ચૌદમી સદીની સંકુચિતામાં સડોવાયા કરીએ, એ જગતથી પાછળ રહેવા પ્રયત્ન કરીએ છીએ, એનુંજ સૂચક છે. વળી એ પણ ખાસ વિચારવા જેવું છે કે સંસારમાં મોટે ભાગે સાક્ષરતાની સાથે નિર્ધનતા રહેલીજ જોવાય છે. એવા વિદ્વાનો જગતમાં બહુ થોડા જ હશે કે જેઓ સારા

ધનાઢ્ય પણ હોય. આવી અવસ્થામાં આવા નિર્ધન વિદ્વાનોથી પણ આપણે દામની આશા રાખવી, એ અનુચિતજ કહી શકાય.

મિ. વૈદ્ય જૈન આગમો માટે જે ભાવના રાખે છે, તે ભાવના સફળ કરવા માટે શું જૈન ગૃહસ્થો કંઇ વિચાર કરશે કે ? શું આગમ સમિતિના ટ્રસ્ટીઓ, મી. વૈદ્ય ધારે છે એવી, આગમોની સીરીઝ કાઢવાનું બીડું ઝડપશે કે ? મિ. વૈદ્ય જણાવે છે તેમ કાર્ય કરવા માટે–સંશોધન માટે તેઓ અને તેમના બીજા મિત્રો તૈયાર છે, બલ્કે એક સારી યોજના પૂર્વક આવી સીરીઝ કાઢવામાં આવે તો યુરોપના પણ લગભગ ૩૦૦ જેટલા ગ્રાહકો થઇ શકવાની સંભાવના બતાવે છે. અમારૂં માનવું છે કે ચોક્કસ ગૃહસ્થો કિંવા કોઇ સારી સંસ્થા મિ. વૈદ્યની સાથે સલાહ કરી આવી સીરીઝ બહાર પાડવાની યોજના ઘડશે, તો જરૂર તે દ્વારા જૈન સાહિત્ય, જૈન આગમો અને જૈન ધર્મ માટે દુનિયાના ચારે ખુણામાં અપૂર્વ પ્રકાશ પાડી શકાશે.

જૈન સાહિત્યના પ્રચારનો ઉપર બતાવ્યો એ ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે. તે ઉપરાન્ત મારા નમ્ર મત પ્રમાણે જૈન સાહિત્યના પ્રચાર માટે વિદ્વાનોની શંકાઓનું પ્રતિપાદક શૈલીથી સમાધાન કરવાનું અને કોઇ પણ ભંડારમાંથી તેઓને જોઇતા છપાયેલ કે હસ્તલિખિત ગ્રંથ પૂરા પાડવા માટે જૈન સમાજે ઉદારતા રાખવી જોઇએ છે; બલ્કે સુપ્રસિદ્ધ કવિવર રવિન્દ્રનાથ ટાગોરે **વિશ્વભારતી**ની સ્થાપના કરી યુરોપાદિ દેશોની સાથે જે સહકારિતાની યોજના ઉભી કરી કાર્ય પ્રણાલી ચલાવી છે, તેવી પદ્ધતિનું એક **વિદ્યાપીઠ** અથવા વિદ્વાનોની સમિતિ જૈન સમાજે સ્થાપન કરવાની જરૂર છે. આવા એક સંગઠન પૂર્વક જો જૈન સમાજ તરફથી જૈન સાહિત્યના પ્રચારનું કાર્ય

આરંભવામાં આવે તો અત્યારે અવ્યવસ્થિત પદ્ધતિથી જે કાર્ય આપણે પચીસ વર્ષમાં ન શકીએ, તે કાર્ય પાંચ વર્ષમાં કરવાને સમર્થ થઇ શકીશું.

આશા છે કે જૈન સમાજ–ખાસ કરીને વિદ્વાન્ મુનિરાજો અને ગૃહસ્થો–મારા આ નમ્ર નિવેદન તરફ ધ્યાન આપશે, અને એવી કંઇ હીલચાલ ઉભી કરી સાહિત્ય અને ધર્મપ્રચારના અપૂર્વ કાર્યને હાથ ધરશે.

શાસનદેવ આવી એક સંગઠન પૂર્વકની સંસ્થા જોવાનું સદ્-ભાગ્ય જલદી પ્રાપ્ત કરાવે એમ ઇચ્છી વિરમું છું:



( ૧૭ )

## अपरं वा किं भविष्यति ?

જૈનધર્મની પ્રાચીન જાહોજલાલીનાં જેટલાં ખણગાં આપણે ફૂંકીએ છીએ, એના પ્રમાણમાં વર્તમાન પરિસ્થિતિનો ખ્યાલ ઘણો ઓછો કરીએ છીએ. અને જ્યારે કોઇ વર્તમાન પરિસ્થિતિનો ચિતાર ઉભો કરે છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો વર્તમાન પરિસ્થિતિ ' નગ્નસત્ય ' તરીકે કોઇ આલેખી બતાવે છે, ત્યારે તેને આપણે સમાજના અને ધર્મના દ્રોહી તરીકે જાહેર કરીએ છીએ. અને બની શકે તો તેને પાછો પાડવા, તેને હેરાન કરવા આપણાથી બનતું કરીએ છીએ. આમ કરવાનું ખરું કારણ આપણી કમજોરી છે. તેટલા અંશમાં આપણે ગુન્હેગાર છીએ. જો કોઇ પણ વ્યક્તિનું કહેવું સત્ય જ છે, આપણો અંતરાત્મા સત્ય તરીકે જ તેને

સ્વીકારી રહ્યો છે, તો આપણે તેનાં વચનોનો આદર કરી યથાશક્ય આપણી તે ભૂલને સુધારવા પ્રયત્નશીલ થવું જોઇએ. અને વસ્તુતઃ તેનું વક્તવ્ય અસમજ છે, તો તેનો સભ્યતાપૂર્વક પ્રતીકાર કરવો જોઇએ.

જૈનધર્મની રક્ષા માટે આપણા ઉપર જે જીમ્મેવારી રહેલી છે, તે આપણે સમજવી જોઇએ છે. જૈનધર્મ યુનિવર્સલ ધર્મ છે. આ ધર્મનો તો દુનિયા ભરમાં પ્રચાર થવો જોઇએ. અને તેમાં પણ સમય એટલો બધો અનુકૂળ આવી લાગ્યો છે કે આ સમયે તો જેટલો ધર્મનો પ્રચાર કરવો હોય તેટલો થઇ શકે તેમ છે. નથી પહેલાંના જેવા રાજકીય પ્રતિબંધનો કે નથી પહેલાંના જેવા પ્રજાકીય દ્વેષો. મેદાનો ખુલ્લાં છે. દરવાજા ઉઘાડા છે. બોલે તેનાં બોર વેચાય છે. ' લાઠી તેની ભેંશ ' થઇ પડી છે. ગમે ત્યાં વિચરો. ગમે ત્યાં બેસો ને ગમે ત્યાં ઉભા રહો. મરજીમાં આવે તેમ પોતાનાં તત્ત્વો-પોતાનાં મન્તવ્યો જનતાની સમક્ષ મૂકી શકાય છે. મૂકનાર જોઇએ. પ્રકાશનાર જોઇએ. બહાર પાડનાર જોઇએ, પરન્તુ ખામી તેટલીજ છે. મૂકનાર નથી. દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવને ઓળખનાર નથી. અને તેથી જ અત્યારે ઉલટો પ્રવાહ થઇ રહ્યો છે. જે સમયે હજારો મનુષ્યો ભદ્રિક પરિણામી થવા જોઇએ, તે સમયે હજારો મનુષ્યો જૈનભાવનાઓથી વંચિત થઇ રહ્યા છે. અને જે સમયે લાખો નવા જૈનો બની શકે તેમ છે, તે સમયે ખુદ જૈનો જૈનધર્મને છોડી રહ્યા છે. જગતમાં જિજ્ઞાસા વધી છે, તત્ત્વાતત્ત્વના વિચારકો ઘણા થાય છે, પરન્તુ તેમની જિજ્ઞાસાઓ આપણે ક્યાં પૂરી કરીએ છીએ ? આપણે તેઓને ક્યાં ઉપદેશ આપીએ છીએ ? આપણે ક્યાં સાહિત્ય પૂરૂં પાડીએ છીએ ? આપણે વાસ્તવિક જૈનધર્મની શિક્ષાનાં ક્યાં

સાધનો આપીએ છીએ ? ત્યારે જૈનધર્મીઓની સંખ્યા વધતી નથી, એમાં દોષ કોનો ? આપણો જ. અરે, જૈનધર્મીઓની સંખ્યા વધવાની વાત તો દૂર રહી, ખુદ જૈનો જૈનધર્મ છોડી રહ્યા છે. કોને પત્તો છે ? કોને ખબર છે ? ન માલૂમ કેટલાયે જૈનો કોઇ ને કોઇ કારણે જૈનધર્મ છોડી રહ્યા છે ? આર્ય સમાજનાં ગુરુકુળોમાં પંદર પંદર વીસ વીસ વર્ષ સુધી અભ્યાસ કરનાર જૈનયુવકો શું જૈન રહેવાના ? બ્રહ્મસમાજ, દેવસમાજ આદિ સમાજોમાં પ્રતિદિને જૈનધર્મીઓ ભળતા જાય છે, એની કોને ખબર છે ? જૈનો આર્યસમાજના સાધુ તરીકે અત્યારે ક્યાં નથી ! અરે જૈનો ઇસાઇ થયેલા પણ અત્યારે ક્યાં નથી ? આટલેથી નથી અટક્યું-હવે તો જૈનો મુસલમાન પણ થવા લાગ્યા છે. ચમકશો નહિં. અને તેટલું થોડું છે. સ્યાલકોટથી નીકળતા ' दुर्रेनजफ ' નામના ઉર્દૂ પત્રમાં હમણાં મુસલમાન થનાર એક જૈને પોતાની જે હકીકત પ્રકટ કરી છે, એ કોઇ પણ જૈનધર્માનુયાયીને ચોંકાવ્યા સિવાય નહિં રહે. આ મુસલમાન થનાર જૈન એક સાધારણ મનુષ્ય નહિ, પરન્તુ ઑનરરી મેજીસ્ટ્રેટ અને તેનું મૂલ નામ **શ્રીરામ** હતું. તે પોતાને **ગુરૂકુલ કાંગડી**માં વિદ્યાભ્યાસ કર્યાનું જણાવે છે. ઉક્ત પત્રમાં તેણે પદ્યમાં ( કવિતામાં ) બહુ લંબાણથી પોતાનું વર્ણન અને જૈનધર્મની નિંદા આલેખી છે. જેમાંની થોડીક કડીઓનો અહિં ઉતારો કરું છું:—

"जैनी मत है अजब निराला खूब तरहसे देखा भाला ।
कर्मोंको यह कर्त्ता जाने, रामको मूरख कछु न जाने ॥
दिवे बले न खाना खावें, भूंका मरना धर्म बतावें ।
हिंदू दिलमें शर्म विचारें, बातें बढ़ बढ़ कर जो मारें ॥

मुसलमानोंको बूरा बतावें, कुरबानी पर रंज बढ़ावें ।
आप करें हैं खुद कुरबानी, अपनी नहीं जानत नादानी ॥
देवीपर जब वह खुद जावे, भैंसा मैंडा खूब कटावें ।
दारुबोतल खूब उड़ावें, उस्का फिर खुद भोग लगावें ॥
वाहरे मूरखपन नादानी, खूब यह दिलमें तुमने ठानी ।
मुहम्मद नाम पर मैं बलिहारी, जिन मोहि नहीं कुछ प्यारी ॥
मजहब इसलाम मैंने एक पाया, सच्चा मोहि नजर यह आया ।

વટલેલી બ્રાહ્મણી તરકડીમાંથી પે જાય, એની માફક આ નવા બનેલા અબ્દુલ્લાખાંએ જૈનધર્મની નિંદા કરવામાં કંઇ બાકી રાખી છે ? બિચારા અબ્દુલ્લા મીયાંને એ પણ ખબર નથી કે જૈનધર્મમા માતાની આગળ જીવોનો વધ કરવામાં આવે છે કે કેમ ? અને જૈનોમાં દારૂ આદિ પદાર્થોનો કેટલો સખ્ત રીતે નિષેધ કરવામા આવ્યો છે. એ મીયાં અબ્દુલ્લાખાં જૈનધર્મને છોડી મુસલમાન ધર્મમાં જાય અને પછી જૈનધર્મની પાગલના પ્રલાપની માફક પ્રલાપ કરી નિંદા કરે, એના જેવી મૂર્ખતા બીજી કઇ હોઇ શકે ?

મિયાં અબ્દુલ્લાખાં આગળ ચાલતાં એમના મહમ્મદ સાહેબ ઉપર ફિદા થતા કહે છેઃ—

हुवा सबमें बहतर हमारा मुहम्मद
अजब शानका है प्यारा मुहम्मद ।
किसीको वसीला किसीका यहां है
मुझे तो फकत है सहारा मुहम्मद ॥

जनेउको तोडा कटाइ है चोटी
लिया तेरे दरका सहारा मुहम्मद ।
बुतोंकी परसतिशसे तायब हुवा है
नहीं उन्की सुहबत गवारा मुहम्मद ॥
बुतोंको खुदा अपना जो मानते हैं
किया मैंने उन्से किनारा मुहम्मद ।
कोई राम मानें कोई कृष्ण मानें
हमें नाममें है प्यारा मुहम्मद ॥
नहीं फेज मुझको बुतोंसे मिला कुछ
बहुत बरसौं शिर उन्से मारा मुहम्मद ।
मदीनाको दरवेश बनकर मैं जाऊं
यही मैंने दिलमें विचारा मुहम्मद ॥
तुम्हाराही शैदा तुम्हीं पर फिदा हूं
तुम्हीं से है मेरा गुजारा मुहम्मद ।
मदीनामें अपने हरिको बुलाले
यही नाम लेना तुम्हारा मुहम्मद ॥

મુહમ્મદ પરની ફિદાગિરીની હદ આવી ચુકી. એક મનુષ્ય પોતાના ધર્મથી ભ્રષ્ટ થઈને અન્યમા ભળે છે, ત્યારે તેની શી દશા થાય છે, એનુ આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. આ મુસલમાન બનેલા જંને પોતાની રામ કહાણીમા જે જે બાબતોનો ઉલ્લેખ કર્યો છે,

એ ઉપરથી સ્પષ્ટ જોવાય છે કે તેને જૈનધર્મના સિદ્ધાન્તોનું કે જૈન આચાર વિચારોનું રત્તીભર પણ જ્ઞાન નથી. અને એ બનવા જોગ પણ છે. કારણ કે તેણે ગુરૂકુલ કાંગડીમાં શિક્ષા પ્રાપ્ત કરી છે. ગુરૂકુલ કાંગડી, એ આર્યસમાજનું ગુરૂકુલ છે. ત્યાં શિક્ષા પ્રાપ્ત કરનાર, અરે બાલ્યાવસ્થાથીજ ત્યાં રહેનાર પોતાના ધર્મનું શું જ્ઞાન મેળવી શકે ? તેને શી ખબર હોય કે જૈનધર્મ શી વસ્તુ છે ?

આવી દશા આ એકજ યુવકની નહિં, પરન્તુ સેંકડો કે હજારો યુવકોની થઇ રહી છે. જૈનકુલોત્પન્ન બાળકોને જૈનધર્મની વાસ્તવિક શિક્ષાઓ આપનાર ક્યાં છે આપણામાં સંસ્થાઓ ? અને જન્મથીજે ધર્મના સંસ્કારો પાડયા સિવાય જે યુવકોને બહારનું જ્ઞાન આપવામાં આવે છે તેઓ જાહેર રીતે કદાચ અબ્દુલાખાંના ભાઇ બને, એમા નવાઇ જેવું શું છે !

અતએવ જૈનસમાજે ચેતવાની ખાસ જરૂર છે. પ્રતિદિન હજારો-લાખોની સખાવતો અને ધર્મકાર્યોમાં વ્યય થતો રહેતો હોવા છતાં આવા પવિત્ર અને જગદ્માન્ય ધર્મનો લોકો ત્યાગ કરે, એ કેટલી શરમાવા જેવી હકીકત છે ? ધ્યાનમાં રાખવું કે, આ તો એકજ જૈનના મુસલમાન બન્યાનું દૃષ્ટાંત છે, પરન્તુ આવા અનેક યુવકો જૈનધર્મની વાસ્તવિકતા નહિં જાણવાના કારણે અન્યધર્મોમાં ભળી રહ્યા છે.

આ પ્રસંગે કોઇએ એમ પ્રશ્ન કરવાનો નથી કે–મુસલમાન થનાર જૈન મૂર્તિપૂજક હતો, સ્થાનકવાસી હતો કે દિગમ્બર હતો ? ગમે તે હશે, પરન્તુ એક જૈન તરીકે તો તેનું મુસલમાન થવું આખા-જૈનસમાજને-જૈનધર્માઓને માટે કલંકનુંજ કારણ છે.

એતએવ ન કેવળ અમુક એક ફિરકાએજ ચેતવાની જરૂર છે,

પરન્તુ મહાવીરના અનુયાયી તરીકેનો–જૈન ધર્મી તરીકેનો–દાવો રાખનાર તમામે ચેતવાની જરૂર છે. સમય આવી લાગ્યો છે. અધઃપાતનાં એક પછી એક લક્ષણો દૃષ્ટિગોચર થતાં જાય છે. આવી અવસ્થામાં પણ જૈન ધનાઢ્યો અને મુનિરાજો નહિં ચેતે તો નથી સમજી શકાતું કે જૈન ધર્મની શી દશા થશે ? જૈન સમાજની દુર્દશા કયાં જઇને અટકાશે ?

અતએવ ચેતો ! મુનિરાજો ! ચેતો ! ધનાઢ્યો ચેતો ! જૈન ધર્મીઓને બચાવવા માટે પ્રયત્નશીલ થાઓ ! એ પ્રાન્તોમાં કે-જ્યાં જૈનધર્મની ભાવનાઓથી લોકો વિમુખ થતા જાય છે, ત્યાં ગુરૂકુળો અનાથાશ્રમો, વિધવાશ્રમો, બાળાશ્રમો સ્થાપતા કરો. અને જ્યાં જ્યાં જૈનસંસ્થાઓ હોય ત્યાં ત્યાં સૌથી પ્રથમ જૈનધર્મની તાલીમ આપવાની વ્યવસ્થા કરો. બીજી બધી બાબતોને અત્યારે ગૌણ કરો. દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને ઓળખી કામો કરો,–કરાવો. જૈનના બાળકોને અજૈન સંસ્થાઓમાં શિક્ષા લેવા જવું પડે અને પછી ધીરે ધીરે તેઓ અન્ય સંસ્કારી બની જાય, એમાં જૈનધર્મીઓને ખરેખર શરમાવા જેવું છે. જૈનાચાર્યોએ તો હજારો-લાખો અજૈનોને જૈની બનાવ્યા. અરે હજારો ગ્રીકોને જૈન બનાવ્યા. આજે ગણ્યા ગાંઠ્યા જૈનોને પણ આપણે નથી સંભાળી શકતા ? અરે જૈનધર્મીઓ ક્રીશ્ચીયન અને મુસલમાન થઇ રહ્યા છે ! કેટલી અફસોસની વાત કેટલો દુઃખનો વિષય ! ન માલૂમ આવોજ પ્રમાદ રાખતા રહીશું તો ધીરે ધીરે अपरं वा किं भविष्यत्ति–બીજું શું શું થશે ?

卐

## ( ૧૮ )

# पीछेसे चली आती है !

કહેવાય છે કે–પાંચ પચાસ મુસલમાનો એક સ્થળે નીમાજ પઢી રહ્યા હતા. તેમાં નીમાજની ક્રિયા વખતે ઉઠબેસ કરતાં એકના હાથની કોણી જરા હાલી ગઈ અને તે બીજાને અડી. બીજો દેખાદેખી ક્રિયા કરનાર હતો. તેણે પેલાનું અનુકરણ કર્યું, અને તેની પછીના માણસને કોણી અડાડી. તેણે બીજાનું અનુકરણ કર્યું. ચોથાએ ત્રીજાનું, પાંચમાએ ચોથાનું, એમ પાચ પચીસ આદમી એ અનુકરણ કરતા ગયા, પણ કોઈએ એમ ન પૂછયું કે–આમ કેમ કરવામાં આવે છે ? આખરે પચીસેક માણસો તેમ કરતા ગયા. પછી એકે પોતાની પહેલાંના મીયાંભાઈને પૂછયું:— ।

" क्यों खानभाइ ! यह क्या होता है ? " ખાનભાઈએ

જવાબ આપ્યો—" खुदा, जाने, पीछेसे चली आती है " ખાનભાઇએ પીરભાઇને પૂછ્યું. આમ પૂછતાં પૂછતાં જ્યાંથી શરૂઆત થઇ હતી, ત્યાં સુધી આવ્યું, ત્યારે માલૂમ પડ્યું કે આ તો બધું સ્વાભવિક ભૂલનું પરિણામ હતું.

દરેક ધર્મવાળાઓમાં ઘણે ભાગે આવી જ રીતે ચાલુ થઇ ગયેલી કેટલીક ક્રિયાઓ ચાલી આવે છે. જૈન સમાજમાં પણ કેટલીક ક્રિયાઓનું મૂળ તપાસવામાં આવે તો આમ જ पीछेसे चली आती है ની કહેવતને ચરિતાર્થ કરવાવાળું મળશે. અર્થાત્ કાં તો અમુક કારણના લીધે એ ક્રિયા શરૂ થઇ હશે, અથવા કોઇની અજ્ઞાનતાના લીધે કોઇએ ક્રિયા કરી હશે, અને પછી બીજાઓએ તેનું અનુકરણ કરી તે ક્રિયા ચાલુ કરી હશે. છતાં ક્રિયાઓને પણ " અનાદિકાળથી ચાલી આવે છે. " " શાસ્ત્રોક્ત આ ક્રિયા છે. માટે આ ક્રિયા કેમ છોડી શકાય, અથવા, કેમ ફેરફાર કરી શકાય. " એવો આગ્રહ કરનારાઓ અત્યારે પણ એમાં મૌજુદ છે. ' શું અમારા બાપદાદાઓ મૂર્ખ હતા, કે આ ક્રિયા કરતા આવ્યા ? શું તેઓમાંના કોઇને યે ન સૂઝ્યું કે આ ક્રિયા કાઢી નાખવી જોઇએ, અથવા ફેરફાર કરવો જોઇએ ? પછી આપણે કેમ કરી શકીએ ?' આવી જબરદસ્ત (!) દલીલો ઉપસ્થિત કરવામાં આવે છે. અને તે ક્રિયાઓને કાયમ રાખવા કોશીશ કરવામાં આવે છે. પછી તે ક્રિયા આ જમાનાને માટે ભલે સામાજિક કે ધાર્મિક હાનિકર્ત્તા હોય.

આવી એક બે નહિં, પરન્તુ અનેક પ્રકારની ક્રિયાઓએ ધર્મનું સ્વાંગ પકડી લીધું છે, કે જે સામાન્ય બુદ્ધિથી પણ આપણે તેને ધર્મની સાથે ન જ બેસાડી શકીએ.

ઘણા ગામોમાં મુનિરાજો પધારે છે; અને તેઓ જે સ્થળે

વ્યાખ્યાન વાંચવાના હોય છે, ત્યાં ચંદરવો, પૂંઠીયું, બાજઠો, ચાંદી આદિની ઠવણી વિગેરે ગોઠવવામાં આવે છે. એક ગામમાં અમે ગયા. ચંદરવો, પૂંઠીયું બાંધ્યું ન હોતું. વ્યાખ્યાન શરૂ કર્યું, ત્યારે એક શ્રાવક ભાઈ બોલી ઉઠયાઃ " સાહેબ, જરા થોભી જાઓ, ચંદરવો, પૂંઠીયું લેવા માણસ ગયાં છે. " તેને કહેવામાં આવ્યું " ભાઈ, ચંદરવા પૂંઠીયા વિના વ્યાખ્યાન ન વંચાય ? " તેણે જવાબ આપ્યો–" ના, કોઈ મુનિરાજ અમારે ત્યાં એવા નથી આવ્યા કે– ચંદરવો–પૂંઠીયું બાંધ્યા પહેલાં વ્યાખ્યાન શરૂ કર્યું હોય, અમારે ત્યા અનાદિ કાળથી આ રિવાજ ચાલ્યો આવે છે. ચંદરવો, પૂંઠીયું બાંધવું જ જોઈએ. પરંપરા પ્રમાણે ચાલવું જોઈએ. "

વિચાર કરવાનો વિષય છે કે–શું ચંદરવો પૂંઠીયું બાંધવું એ શાસ્ત્રોક્ત નિયમ હોઈ શકે ? ચંદરવો પૂંઠીયું બાંધ્યા વિના શું વ્યાખ્યાન ન વંચાય ? ચંદરવો, પૂંઠીયું બાંધ્યા વિના કરેલું વ્યાખ્યાન અવિધિવાળું થાય ? પણ ' पीछेसे चली आती है ' ને જ માન આપવું હોય ત્યાં બીજો શો ઉપાય ?

એક ગામમાં ૫–૭ શ્રાવકો પ્રાતઃકાળમાં પ્રતિક્રમણ કરવા એકઠા થયેલા. ત્યા એક નવો માણસ આવ્યો. ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કર્યા પછી પેલા નવાએ ચૈત્યવંદનનો આદેશ માગ્યો. ત્યારે એક બોલ્યો–" નહિ, પાંચ જ્ઞાનની આરાધનાનો અને કર્મ ક્ષયનો કાઉસ્સગ્ગ કર્યા પછી ચૈત્યવંદન થશે. અમારે ત્યાં આ પ્રમાણે હમેશાંથી રિવાજ ચાલ્યો આવ્યો છે. " ઠીક, પેલા નવાએ તેમ કર્યું; પણ શંકા રહી ગઈ કે વિધિ કઈ સાચી ? આખરે કોઈ જ્ઞાની ગુરુને પૂછયું ત્યારે ખાતરી થઇ કે શ્રાવકો વ્હેલા મોડા આવતાં બીજાને સાથે લેવા માટે જરા થોભી જઇને બેસી રહેવું પડતું, તેના કરતાં જ્ઞાનની આરાધનાનો અને કર્મક્ષયનો કાઉસ્સગ્ગ કરવામાં

સમય વ્યતીત કરવો સારો, એમ ધારી તે લોકોએ એ કાઉસ્સગ્ગ શરૂ કરેલો, પણ ધીરે ધીરે તે વિધિરૂપે પેસી ગયો. જેમ ખરતર-ગચ્છવાળાઓ દાદાસાહેબનો કાઉસ્સગ્ગ કરે છે, પણ જ્યારે દાદા-સાહેબ નહિ થયા હતા, ત્યારે કોનો કાઉસ્સગ્ગ કરતા હશે ? આમ શુભ અભિપ્રાયથી સમયને સફળ કરવા કોઇએ કાઉસ્સગ્ગ કોઇ વખત કર્યો. પણ ધીરે ધીરે તે વિધિરૂપે પ્રવેશી ગયો અને કોઇ સમયે કોઇ કાઉસ્સગ્ગ ન કરે, તો તેનું આખું પ્રતિક્રમણ અવિધિ-રૂપે ગણવામાં આવે. આ પણ पीछेसे चली आती है નું જ પરિણામ છે ને !

એક ગામમાં સાંવત્સરિક પ્રતિક્રમણ કરતી વખતે દીવો રાખવાનો રિવાજ પડી ગયેલ. તેમાં કેટલાક સમજુ લોકોએ દીવો નહિ રાખવાનું જણાવ્યું, ત્યારે બીજો પક્ષ વિરોધ કરવા લાગ્યો કે “ નહિ, આ જૂનો રિવાજ છે. આ રિવાજ કેમ બંધ થઇ શકે ? શું અમારા વડવાઓ **મૂર્ખ** હતા કે–આવો રિવાજ રાખ્યો: તેમણે પ્રાચીન શાસ્ત્રોમાં સાંવત્સરિક પ્રતિક્રમણની જૂની વિધિમાં આવો ઉલ્લેખ જોયો હશે. ત્યારેજ દીવો રાખતા હશેને ? આજ કાલ છાપાં થઇ ગયાં. બધી વિધિઓ છપાઇ ગઇ. એમાં બધો ગોટો વળ્યો ” ઇત્યાદિ પ્રતિપાદન કર્યું. છેવટે તે પક્ષને સમજાવવામાં આવ્યો કે–“ મહાનુભાવો ! પચાસ સો વર્ષ ઉપર લોકોમાં જ્ઞાન ઓછું હતું. યતિયો શિથિલાચારી થઇ ગયા હતા. સાંવત્સરિક પ્રતિક્રમણ વખતે લોકો ભેગા થતાં વિલંબ કરતા, આખરે ધીરે ધીરે ભેગા થતાં રાત પડી જતી, યતિયોને સાંવત્સરિક પ્રતિક્રમણનાં કેટલાંક સૂત્રો કંઠસ્થ નહિં અને લખેલ પાનામાંથી વાંચીને કહેવું પડતું. તેથી દીવાની જરૂરત પડેલી, પરન્તુ દીવો રાખવો એ કંઇ વિધિ નથી, પ્રતિક્રમણમાં દીવાની ઉજેહ પડે, તોય દોષ લાગે, તો

પછી પ્રતિક્રમણમાં દીવો રખાય જ કેમ ?" આખરે તેઓ સમજ્યા અને પીછેસે चली आती है આ ભૂલ તેમના ધ્યાનમાં આવી.

કેટલાક અજ્ઞાનિયો 'ઘોળો મામો' 'કાંકરીયો પીર' 'ચીંથરીયો દેવ' વિગેરેને માને છે, પરન્તુ તેની ઉત્પત્તિની તપાસ કરવામાં આવે તો બરાબર પીછેસે चली आती है ની કહેવતને જ લાગુ પડે. આવીજ રીતે જૈનસમાજમાં બીજી અનેક ક્રિયાઓ છે કે જે પીછેસે चली आती है ની નાતેદાર હોય છે. ઘણી વખત આપણા લોકો, બીજાઓને એવા ચાલી પડેલ દેવોને માનતાં હાસી કરે છે, અને તેમને મિથ્યાત્વી કહી ઉભા રહે; પરન્તુ પોતે આવી માનતાઓ માનવા વાળા કે એવી નિર્મૂળ ક્રિયાઓને કરવાવાળા હોય છે, એનું તો એઓને ભાન યે રહેતું નથી.

ચંદનબાળાના અઠ્ઠમમાં કેટલો ઉત્તમ ભાવ અને રહસ્ય સમાયેલ છે ? પરન્તુ આજકાલ એ અઠ્ઠમની પાછળ કેવી ક્રિયા થાય છે? ચંદનબાળાનો અઠ્ઠમ કરનાર બાઇએ પગમાં આંટી નાંખવી જોઇએ અને અમુક નાણું આપવું જોઇએ. આ પરંપરાનું મૂળ શું છે ? શું આંટી પાડયા વિના અને અંદર નાણું મૂકયા વિના મુનિરાજને દાન દે તો તેનો અઠ્ઠમ નિષ્ફળ જાય ? કેટલાક ત્યાગી પુરૂષો કહે છે કે એ પૈસા જ્ઞાનખાતામાં જાય છે. પરન્તુ આવી એક ઉત્તમ તપસ્યાની પાછળ આવા પ્રકારનો ટેકસ હોવાનું કંઇ કારણ ? આ રિવાજ શું એ સ્પષ્ટ નથી બતાવતો કે શિથિલાચારી ગોરજીઓના વખતમાં આ લફરૂં પેસી ગયું છે ? શુ વીતરાગનો ત્યાગી માર્ગ આવી તપસ્યામાં આવો ફોર્સ પાડી શકે ? આ પીછેસે चली आती है એનું પરિણામ નહીં તો બીજુ શું છે ?

કેટલાક ગામોમાં વાસક્ષેપ નંખાવવાના ટકા લેવાય છે. તેમાં

અને બીજા હાથમાં પાનાં રાખીને ઉપયોગપૂર્વક ખુશીથી વ્યાખ્યાન વાંચી શકાય છે; અને તેથી જ પરમપૂજ્ય શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજ, પૂજ્યપાદ શ્રીઆત્મારામજી મહારાજ, પૂજ્ય શ્રીમૂલચંદ્રજી મહારાજ, અને અને પૂજ્ય શ્રીનીતિવિજયજી મહારાજ તથા શ્રીઝવેરસાગરજી મહારાજના સાધુઓ વર્તમાનમાં બાંધતા નથી. આમ કારણોની તપાસ કરી સમયાનુસાર એવા રિવાજોમાં ફેરફાર કરવામાં ધર્મનો નાશ કે पीछेसे चली आती है નું ઓઠું આગળ ન જ ધરવું જોઇએ.

આવી જ રીતે બોલીયોના રિવાજોનો પણ ઉંડો અભ્યાસ કરવામાં આવે તો તેમાં શું છે ? એમાં જણાશે કે તે રિવાજો ચોક્કસ કારણોથી ઉપજ કરવાને માટે દાખલ કરવામાં આવ્યા છે અને જ્યારે તે રિવાજો સમાજે જ દાખલ કર્યાં છે, તો પછી, જેમ તેના ભાવોમાં વધઘટ કરી શકીએ છીએ, તેવી રીતે તે આવક અમુક ક્ષેત્રમાં નહિ, ને અમુક ક્ષેત્રમાં લઇ જવાનો પણ સમાજ પ્રબંધ કરી શકે છે. સામાન્ય બુદ્ધિ પણ એ વાત સ્વીકારી શકે કે એક કયારીમાં પાણી ઘણું થઇ જાય છે, એટલે ખેતરનો માલીક તે કયારીનો માર્ગ બંધ કરી આવતું પાણી બીજી કયારીમાં લઇ જઇ શકે છે. કારણ કે ખેતરના માલીકે એ પાણીની નીક એટલા માટે બનાવી છે કે-કૂવાનું પાણી આખા ખેતરમાં પહોંચી વળે. અને તેના માટે જેમ જેમ આવશ્યકતા જણાતી જાય છે, તેમ તેમ તે પાણીને જુદે જુદે સ્થળે લઇ જવા માર્ગો ખુલ્લા કરી દે છે. પરન્તુ તે ખેતરવાળો એમ કહેવાની કે માનવાની તો ભૂલ ન જ કરે કે-' આ કુવાનું પાણી હમણાં સુધી આ કયારીમાં લઇ ગયો છું. માટે મારાથી બીજી કયારીમાં કેમ લઇ જઇ શકાય ? બીજી કયારીમાં પાણી પહોંચાડવા માટે તો મારે બીજો કૂવો ખોદાવવો જોઇએ. "

છોકરાને વાસક્ષેપ નાખે તો અમુક રકમ, છોકરીને નાખે તો અમુક રકમ. આ રિવાજ માટે પણ જો કોઇ કહે કે ભાઇ, વાસક્ષેપ નાખવામાં પણ કિંમત ? ત્યારે એનો જવાબ મળે કે પીછેસે ચલી આતી હૈ । અમારાથી કેમ ફેરવાય ? અને વધારે દીર્ઘદર્શી પુરુષો તો એ જ જવાબ આપે કે એ નિમિત્તે આવક થાય છે. આવક બરાબર છે, આવકનો માર્ગ તો સારો, એમાં કોઇથી ના પડાય તેમ નથી.

કહેવાની મતલબ કે કોઇ પણ રિવાજ રાખવો કે ન રાખવો, એ સંઘની અનુકૂળતા કે મુનસફી ઉપર આધાર રાખે છે, પરંતુ આવા રિવાજોમાં તથ્ય શું છે ? શાથી આ રિવાજો પડયા છે ? આ રિવાજો કયારથી પડયા છે ! આ રિવાજને ફેરવવામાં આવે તો ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જેવું તો નથી થતું ? અથવા શાસ્ત્રીય દોષ તો નથી લાગતો ! ઇત્યાદિ બાબતોનો જરૂર વિચાર કરવામાં આવે તો કેટલાક ગચ્છો સંબંધી, કે પરંપરા સંબંધી સામ્પ્રદાયિક ઝઘડાઓ, કે જે આપણી અજ્ઞાનતાથી કરી રહ્યા છીએ, તે ઘણે ભાગે ઓછા થઇ જાય.

દાખલા તરીકે-એ વાત ખરી છે કે તપાગચ્છના સાધુઓ પહેલાં વ્યાખ્યાન સમયે મુહપત્તિ મુખ પર બાંધતા હતા. એ વાત કેટલાક રાસાઓ-ગ્રંથમાંથી પણ મળી આવે છે. પરન્તુ તે વખતે તેમ કરવાનું કારણ હતું. અને તે કારણ એ જ કે પહેલાં તાડપત્રો ઉપર લખેલા લાંબા લાંબા પાનાના ગ્રંથો હાથમાં રાખીને વાંચવા પડતા. આથી પુસ્તક પકડવામાં જ બન્ને હાથો કામમાં આવી જતા, ત્યારે મુહપત્તિ કયાં રાખવી ? અને ઉઘાડે મ્હોંએ બોલવામાં તો આશાતના થાય, અતએવ વ્યાખ્યાન સમયે બાંધતા, પરન્તુ હવે તે કારણ રહ્યું નથી. એક હાથમાં મુહપત્તિ

અને બીજા હાથમાં પાનાં રાખીને ઉપયોગપૂર્વક ખુશીથી વ્યાખ્યાન વાંચી શકાય છે; અને તેથી જ પરમપૂજ્ય શ્રીવૃદ્ધિચંદ્રજી મહારાજ, પૂજ્યપાદ શ્રીઆત્મારામજી મહારાજ, પૂજ્ય શ્રીમૂલચંદ્રજી મહારાજ, અને અને પૂજ્ય શ્રીનીતિવિજયજી મહારાજ તથા શ્રીઝવેરસાગરજી મહારાજના સાધુઓ વર્તમાનમાં બાંધતા નથી. આમ કારણોની તપાસ કરી સમયાનુસાર એવા રિવાજોમાં ફેરફાર કરવામાં ધર્મનો નાશ કે **पीछेसे चली आती है** નું ઓઠું આગળ ન જ ધરવું જોઇએ.

આવી જ રીતે બોલીયોના રિવાજોનો પણ ઉંડો અભ્યાસ કરવામાં આવે તો તેમાં શું છે? એમાં જણાશે કે તે રિવાજો ચોક્કસ કારણોથી ઉપજ કરવાને માટે દાખલ કરવામાં આવ્યા છે અને જ્યારે તે રિવાજો સમાજે જ દાખલ કર્યા છે, તો પછી, જેમ તેના ભાવોમાં વધઘટ કરી શકીએ છીએ, તેવી રીતે તે આવક અમુક ક્ષેત્રમાં નહિ, ને અમુક ક્ષેત્રમાં લઇ જવાનો પણ સમાજ પ્રબંધ કરી શકે છે. સામાન્ય બુદ્ધિ પણ એ વાત સ્વીકારી શકે કે એક કયારીમાં પાણી ઘણું થઇ જાય છે, એટલે. ખેતરનો માલીક તે કયારીનો માર્ગ બંધ કરી આવતું પાણી બીજી કયારીમાં લઇ જઇ શકે છે. કારણ કે ખેતરના માલીકે એ પાણીની નીક એટલા માટે બનાવી છે કે-કૂવાનું પાણી આખા ખેતરમાં પહોંચી વળે. અને તેના માટે જેમ જેમ આવશ્યકતા જણાતી જાય છે, તેમ તેમ તે પાણીને જુદે જુદે સ્થળે લઇ જવા માર્ગો ખુલ્લા કરી દે છે. પરન્તુ તે ખેતરવાળો એમ કહેવાની કે માનવાની તો ભૂલ ન જ કરે કે-' આ કુવાનું પાણી હમણાં સુધી આ કયારીમાં લઇ ગયો છું. માટે મારાથી બીજી કયારીમાં કેમ લઇ જઇ શકાય? બીજી કયારીમાં પાણી પહોંચાડવા માટે તો મારે બીજો કૂવો ખોદાવવો જોઇએ. "

આમ કોઇ ન જ કરે. મતલબ કે આમ વ્યાવહારિક કાર્ય કરવામાં એક ખેતીકાર પણ पीछेसे चली आती है નું અનુકરણ નથી કરતો, તો પછી આપણાથી ધાર્મિક ક્ષેત્રોની પુષ્ટિ માટે તો पीछेसे चली आती है નું અનુકરણ કેમ થઇ શકે ? આવશ્યકતાનુસાર ફેરફાર કરીએ તો જ સામાજિક કે ધાર્મિક વિષયના તમામ અંગો પુષ્ટ રહી શકે અને પૂર્વપુરૂષો એ પ્રમાણે ફેરફારો કરતા પણ આવ્યા છે.

જરા ધ્યાન તો આપો. યોગક્રિયાની વિધિમાં કેટલો ફેરફાર થયો છે ! ઉપધાનાદિ ક્રિયામાં અને તેની તપસ્યામાં કેટલો ફેરફાર થયો છે ? પ્રાચીન વિધિઓ જરા મેળવવામાં આવે. જુદા જુદા આચાર્યોની વિધિયોમાં જુદા જુદા પાઠો અને તેનું આલંબન કરીને આજકાલના પંન્યાસો પણ સૌ સૌની મરજીમાં આવે છે તેમ ક્રિયાઓ ધપાવે જાય છે. અને જ્યારે પૂછે છે કે–ફલાણા મહારાજ આમ કરાવે છે, અને આપ આમ કેમ ? આનો ઉત્તર અમારી પરંપરા આમ છે. અર્થાત્ એનો અર્થ એજ કે पीछेसे चली आती है

શાસ્ત્રોમાં કહેલ છે કે યોગાનુષ્ઠાન સિવાય વાંચના આપે, તો પ્રાયશ્ચિત્ત; છતાં વર્ત્તમાનમાં વાંચના આપવામાં આ વિધિ કેટલી પળાય છે ? આ ફેરફાર નહિં તો બીજું શું કહેવાય ?

આવી એક બે નહિં; સેંકડો બાબતો એવી છે, કે જેના રીવાજોમાં ફેરફાર થતા આવ્યા છે, જૈનધર્મના–સમાજના પૂર્વ પુરુષો पीछेसे चली आती है નું જો અનુકરણ કરતા આવ્યા હોત અને પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કર્યો હત, તો જૈનધર્મ કે જૈન-સમાજ આજે ક્યારનાએ કાળના ગ્રાસ બની ગયાં હત. પરન્તુ

નહિં, સમયાનુસાર આપણા પરમ પૂજ્ય પૂર્વાચાર્યો ફેરફારો કરતા આવ્યા છે. જ્યારે જ્યારે સમાજને જેમાં જેમાં ફેરફારો આવશ્યક જણાયા, ત્યારે ત્યારે તેમાં તેમણે પરિવર્ત્તન અવશ્ય કર્યું છે. હા, મૂળવસ્તુનો લોપ થવા નથી દીધો. મૂળવસ્તુને ધક્કો નથી પહોંચવા દીધો. તેનું રક્ષણ અવશ્ય કર્યું છે. ખરી રીતે જોવા જઇએ તો બાહ્ય ક્રિયાઓ-રિવાજો ધર્મ અને સમાજરૂપી અંગના-શરીરના રક્ષકો છે. એ રક્ષકના વેષમાં ગમે તેવો ફેરફાર કરી શકીએ છીએ. એક શરીર ઉપર, એ શરીરની રક્ષા માટે ઋતુ અનુસાર વસ્ત્રો પહેરવામાં કંઇ ખોટું નથી. હા, એ વસ્ત્રોથી શરીરની હિફાજત થાય છે કે કેમ ? મૂળ શરીરને તેનાથી કંઇ હરકત તો પહોંચતી નથી ? એ જ માત્ર જોવાનું છે. બાકી શીયાળામા ગરમ કપડાં ઓઢ્યા કે પહેર્યાં, માટે ઉનાળામા પણ ગરમ પહેરવા અને ઓઢવાં જ જોઇએ, એ ક્યાંની બુદ્ધિમત્તા ! ચૌદમી કે પંદરમી શતાબ્દિમાં ધર્મના કોઇ અંગની રક્ષા માટે અમુક કાર્ય કર્યું, માટે તેનું તે જ કાર્ય આ વીસમી સદીમાં પણ કાયમ રાખવું જ જોઇએ, એ ક્યાંનો ન્યાય ? બલ્કે તે વખતનું એ કાર્ય આ વખતમાં ઘાત વિઘાતક હોય, છતાં તેને કાયમ રાખવું-કારણ કે पीछेसे चली आती है એ કેવું ડહાપણ ?

માટે દરેક મહાનુભાવોએ સમયને ઓળખીને કાર્ય કરવાની જરૂર છે. અને તેટલા માટે દરેક કાર્યમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોવાની પ્રભુની આજ્ઞા છે. આ પ્રમાણે સમાજના યુવકો અને ધર્મના ધોરીઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઇને સામાજિક અને ધાર્મિક કાર્યો કરે, નહિં કે पीछेसे चली आती है માટે કરે-એવાં કાર્યો દ્વારા જૈન ધર્મની જાહોજલાલી થાઓ, એટલું જ અંતઃકરણથી ચ્છી વિરમું છું.

( ૧૯ )

## ધાર્મિક અભ્યાસ.

કોઇ પણ સમયમાં પ્રત્યેક માણસે ધાર્મિક અભ્યાસ કરવો અનિવાર્ય સમજવામાં આવ્યું છે. ક્રિયાકાંડ તરફ અરૂચિ રાખનારા આજ કાલના કેટલાક યુવકો પ્રતિક્રમણાદિના અભ્યાસને મહત્ત્વથી રહિત સમજે છે અને તેનું જ એ કારણ છે કે બી. એ. કે એલ. એલ. બી. થઇ જવા પછી તેઓની ક્રિયા તરફની અરૂચિમાં વધારો થાય છે. બલ્કે " આવા ક્રિયાકાંડોમાં શું પડ્યું છે ? " એ શબ્દો કાઢતાં પણ આપણે ઘણી વાર સાંભળીએ છીએ. પરન્તુ તેઓ ભૂલી જાય છે કે, સામાયિક પ્રતિક્રમણ, પૌષધ, જ્ઞાન, ધ્યાન, તપ, જપ, પૂજા વિગેરે આત્મશુદ્ધિનું અસાધારણ કારણ છે. અને આત્મશુદ્ધિ કિંવા અંતઃકરણની પવિત્રતા, એજ

ખરો ધર્મ છે. ધર્મ, એ સિવાય બીજી શી વસ્તુ છે ? અને તેટલા માટે ક્રિયાકાંડ, એ પ્રત્યેક મનુષ્યને માટે–આત્મકલ્યાણાભિલાષીને માટે જરૂરનું છે. મોક્ષનું સાધન કેવળ જ્ઞાન નથી, પરન્તુ જ્ઞાન અને ક્રિયા બન્ને છે, **ज्ञानक्रियाभ्यां मोक्षः** । એટલે ક્રિયાકાંડને ઉપયોગી સૂત્રોનો અભ્યાસ પણ જરૂરનો છે. જેઓ પ્રતિક્રમણાદિનો સ્વયં અભ્યાસ નથી કરતા તેમને જન્મભર પ્રત્યેક ક્રિયામાં પરતંત્રતા ભોગવવી પડે છે. બીજાની સ્હામે તાકવું પડે છે. ઉપરાંત મ્હોટી ઉમરવા થવા છતાં–ખાસ ડાહ્યા અને વિચક્ષણ ગણાવા છતાં કોઇ સમયે થોડા કે ઘણા માણસોની વચમાં માત્ર વંદનુ, કે પ્રતિક્રમણનાં સૂત્રો બોલવાનો પ્રસંગ આવે છે, ત્યારે તેઓને કેવા શરમીંદા થવું પડે છે, એ એમનો આત્મા જ જાણે છે.

અતએવ ધાર્મિક અભ્યાસ તો પ્રત્યેક જૈન બાળકને બાલ્યાવસ્થાથી જ કરાવવો જોઇએ. એમાં બે મત હોઇ શકે નહિં. અને તેનુંજ એ કારણ છે કે–આજ કાલ પ્રાયઃ પ્રત્યેક ગામમાં ન્હાની મ્હોટી જૈનશાળા કાયમ થતી રહી છે, બલ્કે બોર્ડિંગોમાં પણ અમુક સમય વિદ્યાર્થીઓને ધાર્મિક અભ્યાસ કરાવવામાં આવે છે એ ખરેખર પ્રશંસનીય છે,

પરન્તુ આ પ્રસંગે હું એ સંબંધી મારો અંગત વિચાર પ્રકટ કરવા ઇચ્છું છું કે **બાળકોને ધાર્મિક અભ્યાસ કરાવવો શી રીતે ?** અર્થાત્ અભ્યાસ કરાવવાની પદ્ધતિ કેવી હોવી જોઇએ ?

ધાર્મિક અભ્યાસની મુખ્ય બે પદ્ધતિઓ આપણી નજર આગળ છેઃ એક **પ્રાચીન પદ્ધતિ** અને બીજી **આધુનિક પદ્ધતિ.**

પ્રાચીન પદ્ધતિનો ક્રમ એવો જોવાય છે કે–બાલ્યાવસ્થામાં

સૂત્રોને કંઠસ્થ કરાવવા, અર્થ વિના, અને જ્યારે અર્થને ગ્રહણ કરવાની શક્તિ તેનામાં આવે ત્યારે અર્થ શીખવવા.

પરન્તુ વર્તમાન સમયમાં મ્હોટો ભાગ આ પદ્ધતિને પસંદ નથી કરતો. આ પક્ષનું એવું કહેવું છે કે એક તો બાલ્યાવસ્થાથી કોઇ પણ વસ્તુ ગોખી નાખવાથી બાળકોના મસ્તકને જોર પડે છે. અને બીજુ એ કે અર્થ વિનાની ગોખણપટ્ટી, એ પોપટને 'રામ રામ 'નું રટણ કરાવવા બરાબર છે. માટે કોઇ પણ સૂત્ર અર્થ સાથે ભણાવવું જોઇએ.

બીજા પક્ષનું કહેવું કેટલાક અંશે આપણે સત્ય માની શકીએ. એમની બન્ને દલીલોમાં કંઇક સત્ય સમાએલું છે. બાળકોના મગજો ખૂબ વિકસવા દેવાં જોઇએ. ગોખાવીને તેમના મગજોને વજનદાર ન કરી નાંખવા જોઇએ અને એ પણ ખરૂં છે કે–' રામ ' ' રામ ' નું રટણ પોપટને માટે શું કામનું છે ? જ્યાં સુધી કે તે ' રામ ' નો અર્થ ન સમજે; એવી જ રીતે માત્ર ' नमो अरिहंताणं ' એટલું ગોખી નાખવાથી શું ? અને તેટલા માટે બાલ્યાવસ્થાથી જે જ્ઞાન આપવું, તે સાર્થ–અર્થ સહિત આપવું જોઇએ.

પરન્તુ આની સાથે સાથે આપણે એ વિચારને ભૂલવો જોઇતો નથી કે બાળકોનાં મસ્તિષ્કો અર્થને ગ્રહણ કરવાની શક્તિવાળાં કયારે બને છે ? આનો અનુભવ તેઓને વધારે હોય છે કે જેઓને નાનાં બાળકોને ધાર્મિક અભ્યાસ કરાવવાનું કામ પડયું હોય છે.

હું તો છેલ્લાં કેટલાંક વર્ષોથી જે કંઇ અનુભવ કરી રહ્યો છું, તેમાં મને તો સ્પષ્ટ જણાયું છે કે દસથી પંદર વર્ષની ઉમર સુધીના બાળકોમાં એવું ક્વચિત્ જ કોઇ બાળક હોય છે કે જે અર્થને–ખાસ કરીને પ્રતિક્રમણાદિના સૂત્રોના અર્થને–વાસ્તવિક અર્થને–ગ્રહણ કરવાની શક્તિ રાખતું હોય.

સૌથી પ્રથમ તો તેમની મસ્તિષ્ક શક્તિ જ એવી નથી હોતી -સૂત્રોના અર્થને ગ્રહણ કરી શકે. તેમ સૂત્રોના અર્થમાં વિષય ગહન હોય છે, કે જે વિષયની સ્થૂલ બાબત સાથે પણ તેઓનો સ્પર્શ થયેલો નથી હોતો. હા, તેઓ એક કામ અવશ્ય કરી શકે છે, અને તે એ કે, જેમ મૂલ સૂત્રો કંઠસ્થ કરે છે, તેવી જ રીતે અર્થો પણ ગોખી મારે-રટી નાખે. જેવી રીતે કે આજ કાલની પ્રતિક્રમણની બુકો છપાવેલી હોય છે, તેવી રીતે જૈનશાળાઓમાં તે અર્થો રટાવવામાં આવે છે. પરન્તુ આમ કરવામાં વિદ્યાર્થિઓના મસ્તિષ્કનો બોજો-રટવાનો બોજો ઓછો નથી કરતા, બલ્કે તે બોજો વધારીએ છીએ.

તેમ છતાં થોડા વખતને માટે માની લઇએ કે જેમ મૂલ સૂત્રો રટાવવામાં આવે છે, તેમ અર્થો પણ રટાવવા જોઇએ. તો તેમાં પણ મારું તો એજ વક્તવ્ય છે કે સૂત્રોના રટણમાં, અને અર્થોના રટણમાં ઘણું અંતર છે. કારણ કે-પ્રતિક્રમણનાં સૂત્રોમાં મોટે ભાગે ધાર્મિક બાબતો અને ખાસ કરીને વધુ કાવ્યો છે. પછી તે સંસ્કૃત હોય કે પ્રાકૃત ( માગધી ). આ બન્ને બાબતોનું મૂળ ઘડતર-તેના નિયમો આદિ બાળકના જાણવામાં ન આવ્યા હોય ત્યાં સુધી તે જે રટે છે એ એના હૃદયની સાથે સ્પર્શ શી રીતે કરી શકે ?

દાખલા તરીકે—

પંચિંદિય, લોગસ્સ, કરેમિ ભંતે આદિ પ્રારંભનાં જ સૂત્રો. આ સૂત્રોમાં જે રહસ્ય છે, તે બાળકો અર્થના રટણથી શું સમજી શકવાના હતા ? ત્યાંથી આગળ વધીને ' જગચિંતામણિ ' જ જૂઓ. આ જગચિંતામણિના અર્થો પણ રટવાથી શું ? આમ જ

નમુત્થુણં. ' નમુત્થુણં ' માં આપણે ઘણી વખત બાળકોના મુખથી સાંભળીએ છીએ અને પ્રતિક્રમણની ચોપડીયોમાં પણ ' વિભક્ત પદ ' નો કંઇ પણ ભેદ બતાવ્યા સિવાય " સિવ–મયલ–મરુઅ–મણંત–મકખય–મવ્વાબાહ–મપુણરાવિત્તિ " આવી રીતે છપાયેલ હોય છે અને તે શબ્દોના અર્થો–એટલે જેમ છાપેલ હોય છે, તેવી જ રીતે ઘણે ભાગે વિદ્યાર્થિઓને શીખવવામાં આવે છે. ' मयल ' નહિં પરન્તુ ' अयल ', ' मरुअ ' નહિં પરન્તુ ' अरुअ ' શબ્દો લેવાના છે. અને તેની આદિનો ' મ 'કાર તો પહેલાના શબ્દની વિભક્તિનો છે. આ વાત વિદ્યાર્થીઓ શાથી સમજી શકે ? મારું તો માનવું છે કે સંસ્કૃત–પ્રાકૃતના વ્યાકરણનું જ્ઞાન નહિં કરેલ અને માત્ર પુરાણી ચાલથી ભણી આવેલ શિક્ષક પણ ભાગ્યે જ એવા શબ્દોનો પોતાની બુદ્ધિથી ' पदच्छेद ' કરી શકે. આવી અવસ્થામાં વિદ્યાર્થિઓ શું શીખે ? અને એમનું શીખેલું કેટલું સાર્થક થાય; એ સ્વતઃ સમજી શકાય એવી હકીકત છે.

આથી પણ આગળ વધીને कल्लाणकंद, संसारदावा, स्नातस्या જેવી સ્તુતિઓ ઉપર જ દષ્ટિપાત કરો. એ સ્તુતિઓમાં કાવ્ય–શાસ્ત્રની કઇ બાબતનો સમાવેશ નથી કર્યો ? એમાં ઉપમા ઉપમેય ભાવો ઠાંસી ઠાંસીને ભર્યા છે; એમાં અલંકારો ઉભરાઇ રહ્યા છે. ત્યારે આપણાં ૧૦–૧૨ વર્ષનાં બાળકો કે જેમને કાવ્ય શી વસ્તુ છે, એની ખબરે નથી હોતી. ઉપમેય કે અલંકાર કોને કહે છે, એનું ભાન પણ નથી હોતું, એમને એના અર્થો ગોખાવી મારવા, એનો અર્થ શો ? એકજ ઉદાહરણ—

સંસારદાવાની ચોથી ગાથાઃ—

अम्लालोलधूलीबहुलपरिमलालीढलोलालिमालाझंकारारावा

सारामलदलकमलागारभूमिनिवासे ।। छायासंभारसारे ! वरकमलकरे ! तारहाराभिरामे ! वाणीसंदोहदेहे ! भवविरहवरं देहि मे देवि ! सारम् ॥ ४ ॥

આનો અર્થ વિદ્યાર્થિઓ શું ગોખે ? કોઇ બતાવશે ? લાંબા લાંબા સમાસયુકત વશેષણોના અર્થો સમજાવવામાં તે શિક્ષકોના શરીરે કેટલો પસીનો આવતો હશે કે જેમણે સંસ્કૃતની ગંધ પણ લીધી નહિ હોય, ત્યારે બિચારાં બાળકો માસ્તરના મુખથી એના અર્થને સાંભળતાં તેઓ કેવા અવાક્ અને દિગ્મૂઢ થઇ જતા હશે, એની કલ્પના સ્હેજે થઇ શકે તેમ છે. આવીજ રીતનાં ઉત્તરોત્તર મૂત્રો છે. હવે આ સૂત્રોના અર્થોને રટાવી માર્યાં કયાં સુધી ફલદાયક નીવડી શકે, એનો વિચાર કોઇપણ વિચારક આસાનીથી કરી શકશે.

અરે મૂલ અને અર્થ–બન્ને રટાવવાની વાત તો દૂર રહી, મારવાડના અને ઠેઠ કાઠિયાવાડના વિદ્યાર્થિઓને ભણાવવાનું જેઓને કામ પડયું હશે તેઓને ખાસ્સો અનુભવ હશે કે મૂળસૂત્રોને કંઠસ્થ કરાવવાં-તેમની જીભ ઉપર લાવવા, એ પણ કેવી ટેઢી ખીર છે ! " ચેતન ચતુર થઇ ચૂકયો " એને " ચેતન સતુર થઇ સુકયો, " " चंदेसु निम्मलयरा " ને " मेंदेचु निमलयरा ", " लोगविरुद्धचाओ " ને " लोगविरूधपाओ " તેમ " नमो लोए सव्वसाहूणं " ને " नमो लोए चव्व चाहुणं " નો ઉચ્ચારણ કરનારા તેમજ સંયુકતાક્ષરનું ઉચ્ચારણ કરતાં આખા શરીરને ડોલાવી દેનારા વિદ્યાર્થિઓને મૂળ સૂત્રો જ કંઠસ્થ કરાવવાં કઠિન થઈ પડે છે, અને વિદ્યાર્થિની સાથે શિક્ષકને પણ સવા ૭ ટાંક પસીનો ઉતારવો પડે છે, તો પછી એ નિર્લેપ–કુમળાં મગજોમાં " મકરંદના સુગંધી કણીઆની ઘણી સુંદર સુગંધમાં આસકત થયેલા ચપળ ભ્રમરોની પંકિતના ગુંજારવથી શોભાયમાન, મૂળથી

લઇને ઠેઠ ઉપર સુધી ડોલાયમાન, અને નિર્મળ-સ્વચ્છ પાંદડાંવાળા કમળની ઉપર રહેલા ભુવનના મધ્યભાગમાં નિવાસ છે જેનો એવી કીર્તિના સમૂહ વડે સુશોભિત, હાથમાં સુંદર કમળને ધારણ કરનારી, શોભાયમાન હારથી અલંકૃત, અને દ્વાદશાંગીરૂપી વાણીના સમૂહરૂપી શરીર છે જેનું એવી શ્રુતદેવિ ! મને પ્રધાન એવું મોક્ષરૂપી વરદાન આપો ! "

આવા અર્થો ભરવાને કમર કસવી, અને એ બાળકની સમજમાં ન આવે તો લાલપીળા થવું, એ કોના ઘરનો ન્યાય ?

અતએવ, ઉપરની બાબતો જોતાં વાચકો સહજ સમજી શકયા હશે કે **અર્થોની સાથે મૂળ સૂત્રો કંઠસ્થ કરાવવાં**, એ બાળકોને માટે તો બોજારૂપ-ભયંકર બોજારૂપ જ છે.

અને તેથી મારા નમ્ર મત પ્રમાણે તો જ્યાં સુધી બાળક અર્થગ્રહણ કરવાની શકિત પ્રાપ્ત ન કરે, તેનું મસ્તિષ્ક તેટલી શકિતવાળું ન થાય, ત્યાં સુધી અર્થો તો રટાવવા ન જ જોઇએ. 'અર્થ' તો એક વસ્તુજ એવી છે કે જે કેવળ '**વિચારશક્તિ**'ની સાથે સંબંધ રાખે છે. જેની વિચારશકિત-ગ્રહણશકિત સારી, ને અર્થને જલદી સમજી શકે છે અને તેનું ગ્રહણ પણ જલ્દી કરી શકે છે. માટે બાળકોને તેવી અવસ્થામાં અર્થના ઝમેલામાં ન નાખતાં કેવળ સૂત્રો જ મુખપાઠ કરાવવાં જોઇએ.

આથી પણ વધારે સારો ઉપાય એક બીજો છે. અને તે એ કે બાળકોની જીભને કેળવવા પ્રથમ પ્રયત્ન થવો જોઇએ. અને તે કેળવવાનો સરળ ઉપાય એ છે કે પ્રાચીન પદ્ધતિ પ્રમાણે સંસ્કૃતનો થોડો ઘણો અભ્યાસ દરેક બાળકને જરૂર કરાવવો. આ અભ્યાસ કેવળ જીભને કેળવવા નિમિત્તે જ કરાવવાનો હોય તો વ્યાકરણની રટણ પદ્ધતિમાં પહેલેથી ન નાખતાં " પહેલાં ભાષા અને પછી

વ્યાકરણ" એ પદ્ધતિથી રચાયેલી બુકથી કામ લેવું જોઇએ. મારા માનવા પ્રમાણે "ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન" તરફથી સંસ્કૃતની જે બુકો નીકળી છે, તે ઘણે ખરે અંશે આ કામ સારી શકે છે. આ પ્રમાણે થોડાક સંસ્કૃતના અભ્યાસ પછી જો ક્રિયાકાંડનાં સૂત્રો કંઠસ્થ કરાવવામાં આવે તો બાળકોને જે વધુ મહેનત પડે છે, તે ઘણે અંશે ઓછી થાય. કદાચ આવી રીતે સંસ્કૃત અભ્યાસ ન જ કરાવી શકાય, તો કમમાં કમ મૂળ સૂત્રોની સાથે અર્થોને રટાવવાની તો પદ્ધતિ ન જ રાખવી જોઇએ. વિચારશક્તિ ખીલ્યા પછી–ઉંમર લાયક થયા પછી માણસ કદાચ સંસ્કૃત ન ભણ્યો હોય તો પણ કોઇના સમજાવવાથી અર્થનું ગ્રહણ આસાનીથી કરી શકે છે. અને તેમાં પણ જો તે સંસ્કૃત ભણેલ હશે તો તો પછી તે અર્થો સ્વયં ગ્રહણ કરી શકશે.

બાકી ખરી વાત તો એ છે કે–આપણે ત્યાં મૂળને મૂકી ડાળાંને વળગવા જેવું બની રહ્યું છે. પ્રતિક્રમણાદિનાં સૂત્રો કે સંસ્કૃતના ગ્રંથો જાણવા હોય, તો તેને માટે એની મૂળ ભાષાનું જ્ઞાન કરવું પ્રથમ જરૂરનું છે. મૂળ–ભાષા શીખેલા વિદ્વાનને એવાં સૂત્રો કંઠસ્થ કરવાં કે એના અર્થો કરવા લગારે મુશ્કેલીભર્યાં નથી થતા. તે સ્વયં તેનો આસ્વાદ લૂંટે છે. જે માણસ એવાં નવાં સૂત્રો કે ગ્રંથો બનાવવાની શક્તિ ધરાવતો હોય, તેને તેવા ગ્રંથો માટે એકડે એકથી ભણવું પડે, એવું હોઇ શકતું નથી. એટલા માટે બાળકોને એ ભાષાઓ–સંસ્કૃત–પ્રાકૃત ભાષા–ઉપર કાબુ મેળવાવવો જોઇએ. આને માટે સૌથી સારામાં સારો ઉપાય એ કે જૈનોની પ્રત્યેક સંસ્થામાં સંસ્કૃત–પ્રાકૃત ભાષાનો વિષય દાખલ કરવો જોઇએ. તે ભાષાઓ ચલાવવી જોઇએ. ભલે કોઇ સંસ્થા વ્યાવહારિક જ્ઞાન આપવા માટે સ્થાપન થઇ હોય, પરન્તુ તેની સાથે સાથે જેમ ધાર્મિક જ્ઞાન

આપવામાં આવે છે, તેવી રીતે થોડા ઘણા અંશે પણ સંસ્કૃત-પ્રાકૃતનું જ્ઞાન આપવું જ જોઇએ. અને એનું જ્ઞાન આપ્યા પછીજ ક્રિયાકાંડનાં સૂત્રો કે પ્રકરણોનો અભ્યાસ કરાવવો જોઇએ. મૂળભાષાના જ્ઞાન સિવાય તેના ગ્રંથો રટાવેલા વધુ સમય સુધી રહી શકતા નથી. આપણે જોઇએ છીએ કે-ઘણા લોકોએ ન્હાની ઉમરમાં પાંચ પ્રતિક્રમણ અને પ્રકરણો કરેલાં હોય છે; પછી મ્હોટી ઉમર થતાં મુશ્કેલથી જ તેમાંનું કંઇ યાદ હોય છે. પરન્તુ જો મૂળભાષા શીખીને તે વસ્તુઓ ભણવામાં આવી હોય તો તે ખસતી નથી. અને કદાચ ખસે, તો પણ તેના અર્થોનું રટણ તો તેને રહે જ છે. અને તે ગ્રંથ હાથમાં આવતાં તેને ઓર જ આનંદ આવે છે.

આપણે અત્યારે અનુભવીએ છીએ કે-જૈનસમાજની અનેક સંસ્થાઓમાંથી નીકળેલા વિદ્યાર્થીઓ અત્યારે મૌજૂદ છે. તેઓ અંગ્રેજીમાં જરૂર આગળ વધ્યા હશે, પરંતુ ઉપરની બે ભાષાઓ-સંસ્કૃત પ્રાકૃત-ના અનભિજ્ઞ હોવાથી-નહિં જાણનારા હોવાથી પોતાનાં શાસ્ત્રો જોઇ શકતા નથી; અને તેથી તેમને કોઇ પણ બાબતમાં-બલ્કે જૈન તત્ત્વજ્ઞાન સંબંધમાં પણ અંગ્રેજીનો આશરો લેવો પડે છે. પછી તે અંગ્રેજી લખનારાઓએ ગમે તેવું લખ્યું હોય, તેને 'तदमेव सत्यं' માનીને જૈન સિદ્ધાન્તોની માન્યતાઓમાં શંકાશીલ થવાનો પ્રસંગ આવે છે, પરંતુ જો આપણી સંસ્થાઓમાં વ્યાવહારિક જ્ઞાનની સાથે સંસ્કૃત-પ્રાકૃતનો અભ્યાસ ખાસ કરીને કરાવાતો હોય તો તેઓને તે ભાષાના ગ્રંથો વાંચવામાં જરૂર રસ પડે. તેમ ક્રિયાકાંડનાં સૂત્રોમાં રહેલું રહસ્ય સમજવાથી તેઓની ક્રિયાભિરુચિતા પણ જરૂર વધે.

દિલગીરીની વાત છે કે જૈનસમાજમાં અનેક - બાળાશ્રમો, બોર્ડિંગો, ગુરુકુળો અને શિક્ષાલયો હોવા છતાં આ બે ભાષાએ ઉપર જોર આપનાર માત્ર **શ્રી વીરતત્વ પ્રકાશક મંડળ** જેવી એકાદ

સંસ્થા જ નજરે પડે છે. હા, બીજી બધી સંસ્થાઓ જૈન સંસ્થાઓ હોવાથી–જૈનોના દ્રવ્યથી પોષાતી હોવાથી થોડો ઘણો સમય ધાર્મિક અભ્યાસ, કેવળ ગોખણપટ્ટીથી, જરૂર કરાવાતો હશે, પરંતુ મૂળ ભાષા શીખ્યા સિવાય એનું ખરૂં રહસ્ય તેઓને નહિં મળવાનું અને ભવિષ્યમાં તે જ્ઞાન કાયમને માટે નહિં રહેવાનું, એ તો લગભગ નિર્વિવાદ જેવું જ છે. એતએવ—

બાળકોને ન્હાની ઉમરથી સંસ્કૃત પ્રાકૃતનું જ્ઞાન કરાવવા તરફ દરેક સંસ્થાના સંચાલકોએ લક્ષ આપવું જરૂરનું છે. તેમ ન બને તો ધાર્મિક અભ્યાસ બાળકોને અર્થ સાથે રટાવીને તો ન જ કરાવવો, એવો મારો નમ્ર અભિપ્રાય છે. પ્રારંભમાં તો તેઓને માત્ર મૂલ સૂત્રોજ કંઠસ્થ કરાવવાં અને જ્યારે તેઓમાં સમજશક્તિ આવે, વિચારશક્તિ વધે, ગ્રહણશક્તિ ઉત્પન્ન થાય, ત્યારે તેઓને અર્થો સમજાવવા. ધ્યાનમાં રાખવું જોઇએ કે મારો આ અનુરોધ બાળકોને માટે જ છે. જેઓ ઉમરલાયક છે, વિચારી શકે છે, સમજી શકે છે. તેઓને માટે તો એક એક સૂત્રના જરા વિસ્તારપૂર્વક અર્થો સમજાવવાથી મૂળસૂત્રો પણ કંઠસ્થ કરવાં તેમને માટે આસાન થઇ પડે છે. પરન્તુ બાળકોને અર્થનું રટન ન જ કરાવવું. પરંતુ આથી પણ વધારે ઉત્તમ ઉપાય હું ઉપર કહી ગયો એ જ બને તો દેખાય છે કે–પ્રત્યેક સંસ્થામાં–શાળામાં સંસ્કૃત–પ્રાકૃતનો પ્રથમ અભ્યાસ કરાવવો.

આની સાથે સાથે એક એ અનુરોધ કરવો પણ નહિ ભૂલું કે ધાર્મિક અભ્યાસમાં પુસ્તકો નવીનજ પદ્ધતિથી–ટેક્સ્ટ બુકો તરીકે યોજવાની ઘણીજ જરૂર છે. અને તે એવી પદ્ધતિથી યોજાવવાં જોઇએ કે–સૂત્રોના અર્થો આસાનીથી વિદ્યાર્થીઓ ગ્રહણ કરી શકે. શું વિદ્વાનોની આવી ટેક્સ્ટ બુક તૈયાર કરનાર કમીટી નીમાશે ?



( ૨૦ )

# સંસ્થાઓ અને સંચાલકો.

ગતાંકમાં પ્રત્યેક જૈનસંસ્થામાં ધાર્મિક શિક્ષણ આપવાની, અને તેને માટે સંસ્કૃત પ્રાકૃત શીખવવાની અનિવાર્ય આવશ્યકતા અને એની પદ્ધતિ સંબંધી મારા વિચારો પ્રકટ કરી ચૂક્યો છું. આ લેખમાં આપણી **સંસ્થાઓ અને સંચાલકોના** સંબંધમાં કંઇક વિચારો પ્રકટ કરવા ઇચ્છું છું.

આ વિષયને માટે વધારે વિસ્તારપૂર્વક આલેખવાની મારી ઇચ્છા હતી. અને તેથીજ થોડાક સમય પહેલાં આપણી સંસ્થાઓના છેલ્લામાં છેલ્લા રિપોર્ટો મેળવવાની મેં કોશીશ કરેલી, પરન્તુ જોઇએ તેવી તેમાં સફળતા નથી મળી, એટલે સાધારણ રીતે આ સંસ્થા-

ઓની જે પરિસ્થિતિયો છે, તેનું અવલોકન કરી કંઇક વિચારો પ્રકટ કરીશ.

કોઇ પણ વિષયનો જ્યારે વા વાય છે, ત્યારે લગભગ સર્વત્ર એક સરખો વાય છે. તેનું જ એ કારણ છે કે-દેખાદેખીથી કે આવશ્યકતા સમજીને-ગમે તે કારણે બધી સમાજમાં એકજ પ્રકારનાં કાર્યો કરવાની ધુન ચાલે છે. જૈનસમાજમાં અત્યારે જે સંસ્થાઓ હયાતી ભોગવે છે, તે આવી અનુકરણપ્રિયતાનું પરિણામ કે આવશ્યકતા જાણવાનું પરિણામ છે, પરન્તુ ઉપયોગીતા, અનુપયોગિતાનો સવાલ હવે પછી વિચારવાનો રાખીએ, તો પણ એટલું જરૂર કહી શકાય કે જૈનસમાજમાં—મૂ૦શ્વેતામ્બર સમાજમાં સંસ્થાઓની સંખ્યા અફસોસ કરાવનારી તો નથીજ. અર્થાત્ શ્વેતામ્બર મૂર્ત્તિપૂજક સમાજની સંખ્યાના પ્રમાણમા કાફી સંખ્યા સંસ્થાઓની છે. જો કે આથી પણ વધુ થાય તો એમાં ખોટું કે આશ્ચર્ય પામવા જેવું કંઇ ન કહેવાય, કારણ કે સારી વસ્તુનું તો **अधिकस्य अधिकं फलम्** જ કહી શકાય.

હવે આપણી આ બધી સંસ્થાઓને જો થોડામા થોડા વિભાગોમાં વિભક્ત કરવી હોય, તો તેના બે વિભાગો થઇ શકે. **૧ સ્વતંત્ર શિક્ષણ આપનારી બોર્ડીંગો અને ૨ સ્કુલ કે કોલેજોમાં શિક્ષણ આપનારી બોર્ડીંગો.** ત્રીજો વિભાગ એક એ પણ છે કે જે સંસ્થાઓ કેવળ શિક્ષણ આપે છે-જેની સાથે બોર્ડિંગ નથી હોતી. કહેવાની કંઇજ આવશ્યકતા નથી કે આ બધીયે સંસ્થાઓ કેવળ જૈનસમાજના જ દ્રવ્યથી ચાલે છે. આ સંસ્થાઓના નિમિત્તે જૈનસમાજ જે ખર્ચ ઉઠાવી રહી છે; એનો અડસટો કાઢવામાં આવે તો માસિક લગભગ ૧ાા-૨ લાખથી તો ઓછું નહિં જ હોય—સંભવ છે કે તેથી વધારે પણ હોય. આ હિસાબે વર્ષે લગભગ ૨૦

લાખ કે તેથી વધુ રકમ કેળવણી નિમિત્તે–જૈનસંસ્થાઓને પોષવાના નિમિત્તે–જૈનબાળકો અને યુવકોને સુસંસ્કારી બનાવવા માટે ખરચવામાં આવે છે, ત્યારે હવે આટલા ખર્ચના પ્રમાણમાં જૈનસમાજ પ્રતિવર્ષ ફળ શું મેળવે છે, તે તરફ આપણે દષ્ટિપાત કરીએ.

સૌથી પહેલાં આવી સંસ્થાઓ કે જે બોર્ડિંગોની સાથે બાળકોને સ્વતંત્ર શિક્ષણ આપે છે તે તપાસીએ.

મારા ધારવા પ્રમાણે આવી સંસ્થાઓની હયાતિ આપણી સમાજમાં બહુજ ઓછી છે અને આવી સંસ્થાઓ જે છે તેની લાઇનજ જુદી છે. અને એટલું પણ હું તો જોતો આવ્યો છું કે જે સંસ્થાઓ પોતાનાજ મુકરર કરેલા કોર્સ પ્રમાણે બાળકોને સ્વતંત્ર શિક્ષણ આપે છે, તેનું ફળ પણ સીધી કે આડકતરી રીતે જૈનસમાજના જ ઉપયોગમાં આવ્યું છે અને આવવાનું. **બનારસ પાઠશાળા** આવી સંસ્થામાંની એક હતી. આ સંસ્થા એક જુદીજ લાઇનની હતી. અનેક વિઘ્નો પસાર કરીને પણ આ સંસ્થાએ જે ફળ જૈનસમાજ આગળ ધર્યું છે, તે અત્યારે જૈનસમાજના જ ઉપયોગમાં આવી રહ્યું છે. ભલે તેમાંથી નીકળેલા વિદ્વાનો ગમે ત્યાં નોકરી કરતા હશે; પરન્તુ એમણે '**બનારસ પાઠશાળામાં** રહીને એવી વિદ્યા હાંસલ કરી છે,' કે જે વિદ્યાનો ઉપયોગ જૈનસાહિત્ય, જૈનધર્મ કે જૈનસમાજના લાભમાં જ થઇ રહ્યો છે અને થવાનો. આવીજ પદ્ધતિની કે થોડા ફેરફાર સાથેની જે કોઇ સંસ્થાઓ અત્યારે હયાતિ ભોગવે છે, કિંવા થશે, તે જો સુવ્યવસ્થિત રીતે ચાલી, તો તેનું ફળ જૈનસમાજના જ લાભમાં આવવાનું; પરન્તુ દિલગીરી છે કે–એવી પદ્ધતિની સંસ્થાઓ આપણે ત્યાં ક્વચિતજ જોવાય છે. આવી પદ્ધતિની સંસ્થાઓમાંથી પણ જો જૈનસમાજ

સમુચિત ફળ ન મેળવે, તો તેનું કારણ શું છે, તે હું હમણાજ આગળ બતાવીશ.

હવે એવી સંસ્થાઓ કે જે બોર્ડિંગની સાથે બાળકોને સ્કૂલોના કોર્સ પ્રમાણે વ્યાવહારિક શિક્ષણ આપે છે. આ વિભાગમાં આપણાં બાળાશ્રમો, ગુરૂકુળ વિગેરેનો સમાવેશ થાય છે.

આવી સંસ્થાઓ વર્ષોથી ચાલવા છતાં કંઇ પણ સંગીન ફળ પ્રાપ્ત થયું હોય, એવું આપણે જોઈ શક્યા નથી. પ્રતિવર્ષ પાંચ પચીસ મેટ્રીક પાસ થનારા યુવકો નીકળતા હશે. પરન્તુ સ્કુલમાંથી નીકળતાંજ તેઓ આર્થિક ચિંતાના ચક્કરમાં પડીજ જાય છે. દસ પાંચ વર્ષ એક સંસ્થામાં રહ્યા પછી પણ તેને ૧૫–૨૦ રૂ. ની નોકરી માટે ધનિકોનાં મ્હોં તાકવાંજ પડે છે. એક દુકાનથી બીજી દુકાને ભાગનારાઓ ફરવીજ પડે છે. જ્યારે તે પોતાના પેટ માટેજ એવી ફિકરમાં હોય છે, તો પછી સંસ્થા પ્રત્યેના પોતાના કર્ત્તવ્યને તો ક્યાંથીજ યાદ કરે? મ્હોટે ભાગે લગભગ આવી સ્થિતિ પ્રાથમિક શિક્ષા લેનારાઓની થાય છે. એટલે જે ઇરાદાથી જૈનસમાજ હજારો કે લાખો રૂપિયાનો વ્યય કરી આવી સંસ્થાઓ ચલાવે છે, એમાં જોઇએ તેવી સાર્થકતા તો નથીજ થતી.

ઉપર જે વિભાગની સંસ્થાઓ સંબંધી મેં ઉલ્લેખ કર્યો છે, એમાં ગુરૂકુળોનો પણ હું સમાવેશ કરૂં છું. ખરી વાત એ છે કે–આપણાં ગુરૂકુળોને ગુરૂકુળ કહી શકાય કે કેમ, એજ એક વિચારણીય પ્રશ્ન છે. પ્રાચીન ગુરૂકુળનાં જે વર્ણનો આપણે વાંચીએ છીએ, એમાંની કઇ બાબત અત્યારનાં ગુરૂકુળોમાં જોવાય છે?

ગુરૂકુળ એટલે ૮ વર્ષથી ૨૫ વર્ષ સુધી સંસારની વાસનાઓથી બાળકોને દૂર રાખી બ્રહ્મચર્ય પાલન કરાવવા પૂર્વક–શુદ્ધ સંસ્કારો નાખવા પૂર્વક વિદ્યાધ્યયન કરાવનારા આશ્રમો અને તે પણ

ગુરૂઓના સહવાસમાં રાખીને આપણાં બાળકો એની એ સંસારની વાસનાઓમાં ઉછરે. મરજી પડે ત્યારે આશ્રમમાંથી વિદાય પણ થઇ શકે, સંસારની વાસનાઓમા રચ્યા પચ્યા ગૃહસ્થોના સહવાસમાં રાત દિવસ રહે, બલ્કે એ બાળકો ઉપર સંસ્કાર પાડનારા પણ એવાજ ગૃહસ્થીઓ હોય અને તેની સાથે આપણી પ્રાચીન વિદ્યાઓનું શિક્ષણ દૂર રાખી આજકાલની સ્કૂલોનું જ શિક્ષણ-કે જે શિક્ષણ આજે એકી અવાજે દોષીલું ગણવામાં આવ્યું છે-તે શિક્ષણ અપાય, છતાં આપણે તેને ગુરૂકુળ કહીએ, એનો અર્થ શો ? મારા નમ્ર મત પ્રમાણે તો પ્રત્યેક સંસ્થાના સંચાલકોએ સંસ્થાના નામ અને ઉદ્દેશ પ્રમાણે સંસ્થાને યથાયોગ્ય આકારમાં મૂકવા પ્રયત્ન કરવો જોઇએ. જો કે મારૂં એ કહેવું નથી કે આપણે બહુ પ્રાચીન ગુરૂકુળો પ્રમાણે આ સમયમાં મૂકી શકીએ, તો પણ જેટલા અંશે બને તેટલા અંશે તો તદાકારમાં મૂકવી જ જોઇએ. આથી વિપરીત પદ્ધતિ ચલાવવી, એ તો અનુચિત જ ગણાય. થોડા વખત ઉપર આચાર્ય શ્રીવિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજે ત્યાંના ગુરૂકુળને ઉપયોગી થાય, એવી કંઇ મારા અનુભવજન્ય સૂચનાઓ લખવાની આજ્ઞા કરેલી, તે વખતે મેં તો સ્પષ્ટ જણાવ્યું હતું કે-જ્યારે ગુરૂકુળ નામ રાખ્યું છે, તો એ સંસ્થામાં રહેનારા બાળકોના જીવનને સુસંસ્કારી બનાવવા માટે-એમને રાત-દિવસ ઉપદેશાદિથી સદ્ભાવનાવાળા રાખવા માટે આપના એ સારા મુનિરાજોને સંસ્થા સાથે અવશ્ય રાખવા. જો કે એ ખુશી થવા જેવું છે કે પંજાબના ગુરૂકુળમાં સાંભળવા પ્રમાણે ભણવાનો કોર્સ સ્વતંત્ર જ રાખવામાં આવ્યો છે. મુનિરાજોને રાખવાની વ્યવસ્થા થઇ છે કે કેમ ? એની મને ખબર નથી.

કહેવાની મતલબ કે આપણી સંસ્થાઓએ નામ અને ઉદ્દેશ

પ્રમાણેજ એનું બંધારણ પણ રાખવું જોઇએ. અત્યારની પરિસ્થિતિમાં આવી સંસ્થાઓમાંથી જે કંઇ ફળ પ્રાપ્ત થાય છે તે ઉપર પ્રમાણેનું જ. એટલે કે ૧૦–૫ વર્ષ સંસ્થામાં રહ્યા પછી જીવનની ચિંતા ઉત્પન્ન કરાવનારૂં જ થાય છે.

આપણી સંસ્થાઓનો બીજો એક વિભાગ એ છે કે જે બોર્ડિંગો સાથે કોલેજોનો અભ્યાસ કરાવે છે. આવી સંસ્થાઓની પાછળ જે ખર્ચ થાય છે તે અર્ધમાં રામ અને અર્ધમાં ગામ જેવું હોય છે. પણ આવી સંસ્થાઓ બહુ ઓછીજ છે. અને જે છે, તેમાંથી જરૂર વર્ષ દિવસે બે ચાર ડોકટરો, બે ચાર એલએલ. બી. કે ઇજીનીયરો નીકળતા હશે. પરન્તુ હવે એ ભ્રમ લગભગ ખુલ્લો થઇ ગયો છે કે આવી લાઇનમાં પહોચ્યા પછી તેમને આર્થિક ચિંતા નથી રહેતી, એમ તો નહિંજ. સમય બારીક આવ્યો છે, અને " दिन दो गुने रात चौ गुने " આવી લાઇનના ઉમેદવારો નીકળતા જ રહે છે. એટલે સૌને માટે સાધનો તૈયાર હોય, એવું કંઇ હોતું નથી. આ વિષયનો અનુભવ કરવો હોય તો કોઇએ ટાઇમ્સ કે ક્રોનીકલ જેવામાં જાહેરખબર આપી જોવી. માલૂમ પડશે કે–કેવા ઢગલાબંધ એલ. એલ. બી. ઓ અને બી. એ. થયેલાઓ તરી આવે છે. એટલે જે આર્થિક ચિંતા દૂર કરાવવાના ઉદ્દેશથી આવી સંસ્થાઓ ચલાવવામાં આવે છે એમાં પણ જોઇએ તેવી સફળતા તો નથીજ મળતી. વળી આવી સ્થિતિમાં નીકળેલા યુવકોનો જૈનસમાજ સાથે સંબંધ ઓછો રહે છે. તેઓ સ્વતંત્રતા બદકે સ્વચ્છંદતાના પવનમાં ઉછરે છે, અને તે ઉપરાન્ત ધાર્મિક સંસ્કારોનો લગભગ અભાવ હોય છે, એટલે જૈનસંસ્થામાં કેળવણી લેવા છતાં સમાજ અને ધર્મ પ્રત્યેના પોતાના કર્ત્તવ્યને બહુ જ ઓછા જ યુવકો યાદ રાખે છે.

આમ ફળની દૃષ્ટિએ જોતાં આપણે દરેક પ્રકારની સ્થિતિમાં બહુ ઓછું જ સંતોષજનક કાર્ય થતું જોઇ શકીએ છીએ. આ ઉપરાન્ત પ્રત્યેક સંસ્થાનો જે એક પ્રધાન ઉદ્દેશ્ય હોવો જોઇએ તે —ચારિત્ર-કેરેક્ટરના સંબંધમાં તો કંઇ લખવા જેવું રહેતું જ નથી. શું લખવું ? કેરેક્ટર-ચારિત્રનો વિષયજ એક એવો છે કે જેના સંબંધમાં ચોક્કસપણે કોઇથી કંઇ નિર્ણય થઇ શકે જ નહિ. તો પણ એટલી તો આપણે અવશ્ય આશા રાખી શકીએ કે-જૈનસંસ્થાઓમાંથી—અને તેમાં પણ ખાસ કરીને એવી સંસ્થાઓમાંથી કે-જેનો સંબંધ બાળકોનું ચારિત્ર નિર્મળ બનાવવા તરફ વધુ હોય છે—નિર્મળ ભાવનાવાળા, નૈતિક જીવનવાળા અને સદાચારી યુવકો નિકળવા જોઇએ, પરન્તુ આ સંબંધમાં જે કંઇ કિંવદંતિયો—લોકરવ સાંભળીએ છીએ, તે જો સાચો હોય તો આ ફળ પણ સંતોષકારક તો નથીજ. તો પણ આ વિષયમાં નિશ્ચિત્તપણે કંઇ ન કહી શકું; છતાં આપણી સંસ્થાઓમાંથી ત્યાગની ભાવનાવાળા—સમાજ પ્રત્યેની કે ધર્મ પ્રત્યેની લાગણીવાળા યુવકો ખાસી સંખ્યામાં નિકળ્યા હોય, એવું તો નથીજ જોવાતું અને જો એવા યુવકો નીકળ્યા હત, તો આજે તમામ જૈનસંસ્થાઓ યોગ્ય કાર્યકર્તાઓના અભાવની જે ચિલ્લાહટ કરી રહી છે, એવી ચિલ્લાહટ કરવાનો પ્રસંગ નહિંજ આવતે.

આ પ્રમાણે બધી રીતે તપાસતાં આપણી સંસ્થાઓ નિમિત્તે જે ખર્ચ કરવામાં આવે છે, એના પ્રમાણમાં ફળ બિલકુલ નહિ જેવું જ મળી રહ્યું છે. અને નિરાશાજનક કાર્ય થઇ રહ્યું છે, એ તો સ્પષ્ટ જ છે, પરન્તુ તેમ થવાનું શું કારણ છે ? એ આપણે તપાસવું જોઇએ.

સૌથી પ્રથમ તો આપણી સંસ્થાઓનું એક સંગઠન બળ નથી.

જેટલી સંસ્થાઓ તેટલાં બંધારણો. ચોક્કસ બંધારણ પૂર્વકની અમુક સંખ્યામાં સંસ્થાઓ ચાલતી હોય અને તે બધી સંસ્થાઓનું એક સંગઠન બના હોય તો મારા નમ્ર મત પ્રમાણે થોડા ખર્ચમાં અને વ્યવસ્થાપૂર્વક કાર્ય કરતી એ સંસ્થાઓ થોડા સમયમાં સારું ફળ બતાવી શકે. આવી રીતનું સંગઠન અને વ્યવસ્થિત બંધારણ નહિ હોવાનું જ એ પરિણામ છે કે, દસ પાંચ વર્ષ એક સંસ્થામાં રહીને નીકળનારા યુવકોને ગુજરાનને માટે તો આમ તેમ ફાંફાં મારવા જ પડે છે. સમયનું અવલોકન કરી, જૈન બાળકોના ભવિષ્ય-નો ખ્યાલ કરી તેવીજ પદ્ધતિપૂર્વક આપણી સંસ્થાઓના બંધારણો બનાવવામાં આવતાં હોય, તો બાળકોને-યુવકોને સંસ્થામાંથી નીકળ્યા પછી પેટની કે કુટુંબની ચિંતાનો પ્રશ્ન ઓછોજ રહે, એટલે સંસ્થા-ઓની વાસ્તવિકતા-ઉપયોગિતા સિદ્ધ કરવા માટે સૌથી પ્રથમ સંસ્થાઓનું સંગઠન અને બંધારણ મુકરર થવાની જરૂર છે.

સંસ્થાઓમાંથી વાસ્તવિક જોઇએ તેવું ફળ નહિ પ્રાપ્ત થવાનું બીજું કારણ સંચાલકોનું પણ છે. સંચાલકોનો પ્રશ્ન જૈનસમાજ આગળ એક વિચિત્રભાવે ઉપસ્થિત થયેલો છે. આજે જૈનસમાજની પ્રાય દરેક સંસ્થા યોગ્ય સંચાલકોની માગણી કરી રહી છે. આપણે ત્યાં ક્યાં છે સંચાલકો? ક્યાં છે કાર્ય કરનારાઓ? જો કે એ વાત ખરી છે કે-પ્રાયઃ દરેક સંસ્થા કમીટીના બંધારણપૂર્વક ચાલે છે. પરન્તુ કમીટીના સભ્યોમાં પણ જ્યાં સુધી એક બે વ્યક્તિઓ એવી ન હોય કે જે બધાઓને પ્રેરણા કરે, અને સંસ્થાનાં તમામ અંગોનું નિરીક્ષણ કરે, બલ્કે એમ કહેવું જોઇએ કે સંસ્થાના આત્મા બનીને કામ કરે, એવી એક બે વ્યક્તિઓ ન હોય ત્યાં સુધી કોઇ પણ સંસ્થા પગભર થઇ શકતી નથી, અને તેનું સંચાલન પણ સમુચિત રીતે થતું નથી. અત્યારે આપણી સંસ્થાઓમાંની કેટલીક જે કંઇ

સાધારણ રીતે ઠીક ઠીક ચાલી રહી છે, તે આવા સંચાલકોના સદ્‌ભાવે જ છે. જે સંસ્થાઓને આમ આત્મા બનીને કામ કરનારી વ્યકિતયો નથી મળી, તે સંસ્થાઓની શી દશાઓ થઇ રહી છે, એ કોઇથી અજાણ્યું નથી, તેમ છતાં એક વાત અવશ્ય છે. દરેક સંસ્થામાં પ્રાયઃ કમીટીમાં તેવાજ માણસો જોડાયલા હોય છે કે, જેઓ વેપારી લાઈનના યા એવાંજ બીજાં પોતાનાં કાર્યો પણ કરનાર હોય છે. એવી અવસ્થામાં પોતાનો તમામ સમય કેવળ સસ્થાને માટે જ આપવાનું તો તેમનાથી નથી જ બનતું. અને ન બને એ સ્વાભાવિક પણ છે. અને તેથી ઘણો ખરો આધાર સંસ્થાના નોકરો ઉપરજ રાખવો પડે છે: જો કે હજુ તો જૈનસમાજની એક પણ સંસ્થાને એવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત નથી થયું કે જેનો આત્મા કોઇ વાનપ્રસ્થાશ્રમ જેવી સ્થિતિએ પહોંચેલ અને સંસારનાં કાર્યોથી વિરકત થયેલ કોઇ સદ્‌ગૃહસ્થ બની રહ્યો હોય. મારું તો માનવું છે કે જ્યાં સુધી ઉમર લાયક, કેળવાયલા અને સુખી ગૃહસ્થો પોતાના સાંસારિક કાર્યોથી વિરક્ત થઇ આપણી સંસ્થાઓના આત્મા બનીને કાર્ય કરનારા ન નીકળે ત્યા સુધી સંસ્થાઓ જોઇએ તેવી પ્રગતિ નહિં જ કરી શકવાની. કયાં છે આપણામાં એક પણ એવી વ્યક્તિ કે-જે પોતાનું સર્વસ્વ સંસ્થાને સોંપી દઇ પોતાનું જીવન પણ સંસ્થાને સોંપી દીધું હોય ! કમમાં કમ પોતાનું જીવન સોંપનાર પણ કયાં છે ? જૈનેતર સંસ્થાઓનું જરા નિરીક્ષણ તો કરો, કેટલા આત્મભોગી વીરો નીકળી આવ્યા છે ? ત્યારે શું લોભની પરાકાષ્ટા-ઇચ્છાઓની પરાકાષ્ઠા જૈનસમાજને ત્યાં જ આવીને ભરાઈ છે ? લ્હાવ પણ આપનારા, પોતાના ધંધાઓમાં સારી રીતે આગળ વધી લક્ષાધિપતિઓ થનારા અને દરેક પ્રકારે સુખી તેમજ પુખ્ત ઉમરે પહોંચેલા આપણા કેળવાયલાઓ, હવે ધંધા રોજગારો બંધ કરી પોતાના જ્ઞાનનો અને

અનુભવનો સંપૂર્ણ લાભ આપણી સંસ્થાઓને આપવા આત્મભોગ આપે, તો શું ન બની શકે ? પરન્તુ ઇચ્છાવૃત્તિઓ ક્યાં રોકાય છે ?

આવા મહાનુભાવો નહિં નીકળવાનું જ કારણ છે કે આપણી સંસ્થાઓનો બધો આધાર કેવળ પગારદાર નોકરો ઉપર જ રાખવો પડે છે. આવા પગારદાર નોકરોમાં સદાચારી, નીતિપરાયણ અને બાળકોના જીવનોને સુંદર રીતે ઘડવાની શક્તિ રાખનારા તેમજ જે સંસ્થાનું તે અન્ન ખાતા હોય તેને સ્વકીય તરીકે માની કાર્ય કરનારા ક્વચિત્ જ પ્રાપ્ત થાય છે, અને જ્યારે એવા નથી પ્રાપ્ત થતા, તો પછી તેનું પરિણામ સંસ્થાઓની કમબખ્તી સિવાય બીજું શું આવે ?

હા, જૈનસમાજમાં એક એવો વર્ગ છે કે જે પુખ્ત ઉમરે પહોંચેલ અને પોતાના ધંધાથી લગભગ રિટાયર થએલ અને ઠીક ઠીક કેળવણી પણ લીધેલ હોય છે. આવા મહાનુભાવો કદાચ આવી સંસ્થાઓની લગામો હાથમાં લે, તો સારૂં કામ કરી શકે; પરન્તુ આવો વર્ગ ધાર્મિક શ્રદ્ધામાં એટલો ઉંડો ઉતરી ગયેલ હોય છે કે-જૈનસંસ્થાઓમાં કામ કરીને પણ પગાર લેવામાં પાપ સમજે છે અને પગાર લીધા સિવાય પોતાના કુટુંબનું ગુજરાન ચલાવી શકે તેમ નથી હોતા. એટલે તેઓ ન પગાર લઇને કામ કરી શકે છે અને ન ઓનરરી કામ કરી શકે છે. પરન્તુ હું નથી સમજી શકતો કે ધર્મની આસ્થાપૂર્વક, લાગણીપૂર્વક-પોતાનું સમજીને કામ કરીને પગાર લેવામાં શું પાપ સમાયેલું છે ? ધ્યાનમાં રાખવું જોઇએ કે એવા આસ્તિક-શ્રદ્ધાળુ લાગણીવાળા માણસો જે કામ કરી શકે છે, તે લોભીયા અને કેવળ પગારની દૃષ્ટિએ કામ કરનાર નોકરો નથી કરી શકતા. આપણી પેઢીઓ અને સંસ્થાઓમાં આવા જૈનો નથી રહેતા, એનું જ એ કારણ છે કે જેવા તેવા અને ગમે તે ધર્મના

માણસોથી કામ લેવું પડે છે. હું તો જરૂર કહું કે આવા મહાનુભાવોએ યોગ્ય પગાર લઇ ધાર્મિક કે સામાજિક સંસ્થાઓમાં કામ કરવામાં કંઇ પણ પાપ નથી. મારી ખાતરી છે કે જે માણસને શાસનનો પ્રેમ છે, ધર્મની લાગણી છે. અને જે પોતાનું સમજીને કામ કરે છે તે ૧૦૦ ના પગાર લઇ સવાસોનું કામ કરવાની જ દૃષ્ટિ રાખશે. અને આવી અવસ્થામાં સંસ્થાઓમાંથી કે પેઢીઓમાંથી પગાર લેવો કંઇ પાપકર્ત્તા ન હોઇ શકે. હું માનું છું કે દરેક સંસ્થાના સંચાલકોએ આવા માણસોની શોધ કરી નિયુક્તિ કરવી જોઇએ. કેવળ પૈસાના લોભની ખાતર કામ કરનારાઓથી સંસ્થાઓ કેવી બદનામ થાય છે, એનાં ઉદાહરણો આપવાની જરૂર છે જ નહિ. કેટલીક વખત એવું પણ બને છે કે માણસો પોતાને નિઃસ્વાર્થપણે ઓનરરી તરીકે કામ કરવાનું સ્વીકારી કામ શરૂ કરે છે. પરન્તુ આવા ઓનરેરી કામ કરનારાઓનું ખર્ચ એક પગારદાર કરતાં –તેનાજ જેવી યોગ્યતા ધરાવનાર પગારદાર કરતાં–સવાયું થઇ જાય છે. છતાં તે ઓનરેરી કહેવડાવે છે અને સંસ્થાના સંચાલકો, પોતાને ઓનરરી કામ કરનાર મળેલ છે, એવો ખોટો આડંબર બતાવવાની ખાતર એ સાચી વાત ઉપર ઢાંક પીછોડો કરી સમાજની આંખમાં ધૂળ નાખે છે. હું કહીશ કે આવા ઓનરેરી કામ કરનારાઓ કરતાં પગારદાર નોકરો સારા છે અને સંચાલકોએ પણ આવી રીતે ખોટો આડંબર રાખીને સમાજને ઠગવાના કાર્યથી દૂર રહેવું જોઇએ.

ટૂંકમાં કહું તો–આપણી સંસ્થાઓ નિમિત્તે જૈનસમાજ જે ખર્ચ કરી રહી છે, તેના પ્રમાણમાં ફલ ઘણુંજ ઓછું, બલ્કે નહિ જેવુંજ મળે છે, અને તેટલા માટે આપણી સંસ્થાઓનું સંગઠન કરવું જોઇએ, અને એક કમીટી મુકરર કરી સંસ્થાઓનું બંધારણ મુકરર થવું જોઇએ. તેમ તેની સાથે આપણા કેળવાયલા સુખી

ગૃહસ્થોએ શાસનના પ્રેમની ખાતર-ધર્મની ખાતર પોતાની જિંદગીનો પાછલો ભાગ કેવળ સંસ્થાઓના માટે સમર્પણ કરવો જોઇએ. લોભવૃત્તિઓને ઓછી કરવી જોઇએ. આત્મભોગની ભાવનાઓને વધારવી જોઇએ.

જો આમ થાય તો જે કાર્ય અત્યારે આપણે પચીસ વર્ષમાં નથી કરી શકતા, તે કાર્ય પાંચ વર્ષમાં આસાનીથી કરી શકીએ. આશા છે કે-શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપે અને આપણી સંસ્થાઓથી આપણે કંઇ સંગીન ફળ મેળવવા ભાગ્યશાળી થઇએ.



( ૨૧ )

# મહાવીરના પ્રત્યેક પૂજારીને !

**મ**હાવીર એટલે ત્યાગની મૂર્તિ. મહાવીર એટલે જગતને ઉદ્ધારક. મહાવીર એટલે સત્યને પ્રકાશક. મહાવીર એટલે અહિંસાને પ્રચારક. મહાવીર એટલે વિશ્વપ્રેમનું પ્રતિબિંબ અને મહાવીર એટલે લોભ અને ભયથી જીવન જીવવાને નિષેધક. એવા પ્રભુ મહાવીરનો આજે જન્મ દિવસ છે. ત્રિલોકીના પ્રાણિઓને આનંદ ઉપજાવનાર દિવસ છે. આજનો મંગળમય દિવસ, મહાવીરના પ્રત્યેક પૂજારીએ ઉજવવો જોઇએ અને ઉજવશે પણ ખરા. શું કરીને ? ઘરમાં મિષ્ટાન્ન બનાવીને, મંદિરમાં પૂજા ભણાવીને, વ્યાખ્યાન કરીને, વ્યાખ્યાન સાંભળીને, કસાઇખાનામાંથી દસ-પાંચ જીવ છોડાવીને અને મંદિરોમાં રાત્રે રોશની કરાવીને, પણ મહાવીરના પ્રત્યેક પૂજા-

રીએ સમજવું જોઇએ છે કે આટલું માત્ર કર્યાથી જયન્તીના ઉત્સ-વની સાર્થકતા થાય તેમ છે ? શત્રુંજય, રાજગૃહી, મકસી અને એવાં ઘણાં તીર્થો જ્યાં સુધી ભયમાં છે, તેના ઉપર બીજાઓના આક્રમણો છે, હજારો મહાવીરના પૂજારીઓને એક વખતના અન્નના પણ સાંસા છે, મહાવીરની હજારો પૂજારણ વિધવાઓને પવિત્રતા-પૂર્વક જીવન વ્યતીત કરવાનાં સાધનો ઉપસ્થિત કરી આપવામાં આવ્યાં નથી, હજારો નવયુવકો સાધનોના અભાવે શિક્ષાથી વિમુખ રહી ઉદરનિર્વાહની ચિંતામાં માર્યા માર્યા ફરે છે, અને લાખો મનુષ્યો મહાવીરના પૂજારી થવાને ઉત્સુક હોવા છતાં આપણી અનુદારતાથી ઇચ્છા પૂર્ણ કરી શકતા નથી; ત્યાં સુધી ઉપરનાં કાર્યો કરવા માત્રથી કે મહાવીરના નામનો ઘંટ વગાડી જયજયકાર પોકારવા માત્રથી " મહાવીર જયન્તી " ની સાર્થકતા માનવી, એ સરાસર ભ્રાન્તિજ છે. મહાવીર કે મહાવીરના શાસન સાથે સંબંધ રાખનારી બધી બાબતોનું બારિકાઇથી અવલોકન કરવાની જરૂર છે. જ્યાં સુધી મહાવીરના શાસનની બીજી બીજી વસ્તુઓ ભયમાં હોય, આફતમાં હોય, ત્યાં સુધી વરઘોડા અને ઉત્સવોથી, ઉજમણાં ને ઉપધાનોથી સભાઓ અને ભાષણોથી, પૂજા અને પતાસાં-નાળીયેરની પ્રભાવના-ઓથી મહાવીરના શાસનની વાહવાહ કહેવડાવીએ, જયજયકાર બોલા-વીએ અને ઢોલ તાંસાં કે રજવાડનાં બેન્ડ વગડાવીએ; એ સમયને નહિં ઓળખવાની અજ્ઞાનતા જાહેર કરવા બરાબર કરીએ છીએ.

ખરી વાત તો એ છે કે-મહાવીરના પ્રત્યેક પૂજારીએ-પછી તે સાધુ હોય કે ગૃહસ્થ-સમયને ઓળખી તીર્થોની રક્ષા માટે, જૈન-ધર્મના પ્રચાર માટે, જૈનધર્મમાં દાખલ થવા-મહાવીરના પૂજારી બનવા ઇચ્છનારા લોકોને અપનાવવા માટે અને જૈન સમાજના યુવકોને શિક્ષા તેમજ હુન્નર આદિમાં આગળ વધારવા માટે પોતાના

તન-મન-ધનનો ભોગ આપવાની જરૂર છે, અને તેજ ખરી **મહાવીર જયન્તી** છે. સમયને ઓળખ્યા સિવાય, કેવળ પોતાની વાહ વાહને માટે-પોતાના નાકને માટે, પોતાની મોટાઇને માટે વાજાં વગડાવવામાં કે મિષ્ટાન્નો ઉડાવવામાં લાખોનો ધુમાડો કરાવી નાંખવામાં આવે, અને કહેવું કે-આ તો મહાવીરના નામ માટે છે, મહાવીરના શાસન માટે છે, મહાવીરના ધર્મની ઉન્નતિ માટે છે, એ નરી દાંભિકતા નહિં તો બીજું શું છે? ખરી મહાવીર જયન્તી ઉજવવાનો પ્રસંગ અત્યારે આવી ઉપસ્થિત થયો છે. એને માટે લાખોની સખાવત કરવા કોઇ વીરલો વીરનો પૂજારી નીકળ્યો? આપણું તીર્થધન લૂટાઈ રહ્યું છે. સિદ્ધક્ષેત્ર જેવા પવિત્ર તીર્થ ઉપર આજ ભયંકર આફતનું વાદળ ઘેરાઇ રહ્યું છે, અને વિખેરાવવા માટે, એની સ્વતંત્રતા મેળવવા માટે કોઇ સખાવતી વીર નીકળ્યો? અત્યારે તો ખરી મહાવીર જયન્તી તે ઉજવવાની છે. જ્યાં સુધી આપણું પવિત્ર તીર્થ અને તીર્થો સ્વતંત્રતા પૂર્વક આપણા હાથમાં ન આવે, ત્યાં સુધી આપણા બીજા ઉત્સવો, એ ઉત્સવો રૂપે હોવા જ ન જોઇએ.

મહાવીર જયન્તીનો બીજો પ્રકાર મહાવીરના ધર્મનો પ્રચાર કરવો એ છે. મહાવીરનો ધર્મ-જૈનધર્મ એ યૂનિવર્સલ ધર્મ છે, જગતનો ધર્મ છે, સર્વમાન્ય ધર્મ છે. છતાં એ ધર્મને માનનારા આવા બુદ્ધિવાદના જમાનામાં ગણી ગાંઠી સંખ્યાના માણસો હોય, એનું કારણ શું છે? એનું કારણ સ્પષ્ટ છે. મહાવીરના પૂજારી તરીકે અભિમાન ધરાવનારાઓએ મહાવીરના ધર્મને પોતાનો બાપીકો ધર્મ માની લીધો છે. એ ધર્મની શીતલ છાયામાં બેસવાનો જાણે કે બીજા કોઇનો હકજ નથી, અને કદાચ કોઇ એ ધર્મની ઓથે આવીને ઉભો'યે રહે તો તેની સાથે કોઇ પણ જાતની છૂટ કે

મમત્વભાવ રાખવાની ઉદારતા મહાવીરના પૂજાઓ આપણે ધરાવતાજ નથી. આવી સ્થિતિમાં મહાવીરના ધર્મનો પ્રચાર કેમ થઇ શકે ? મહાવીરના પૂજારીઓની સંખ્યા કેમ વધી શકે ? ધર્મની સાથે સામાજિક બંધારણોને સંડોવાવવાં, એ વાસ્તવિક ધર્મને ખાબોચિયામાં ડુબાવી રાખવા બરાબર શું નથી ? જગત્ જાગ્રત થયું છે. બુદ્ધિવાદનો જમાનો છે, વિજ્ઞાનની કસોટી ઉપર જે ધર્મના સિદ્ધાન્તો સો ટચના સોનાની બરાબર ઓપી ઉઠે, એ ધર્મનો સ્વીકાર કરવાને આજે દુનિયા તૈયાર છે. ત્યારે શું મહાવીરના પૂજારીઓનું એ કર્તવ્ય નથી કે-કોઇ પણ જાતિ કે કોઇ પણ દેશનો માણસ આ ધર્મનો આદર કરે-સ્વીકાર કરે, એને સર્વથા અપનાવવો ? અરે, જેઓ એક સમયે દૃઢ જૈન હતા, મહાવીરના પૂજારી હતા, પરન્તુ અત્યારે કાલના પ્રભાવે કે આપણી બેદરકારીથી વિખુટા પડી ગયા છે, એઓને અપનાવવાની અને જૈનધર્મની શીતલ છાયામાં બેસાડી તેમની સાથે સર્વ પ્રકારનો વ્યવહાર ચાલુ કરવાની પણ ઉદારતા મહાવીરના પૂજારીઓ ન કરી શકે, એના જેવો ખેદનો વિષય બીજો કયો કહી શકાય ? અતએવ મહાવીરના પ્રત્યેક પૂજારીનું કર્તવ્ય છે કે મહાવીરના ધર્મનો જેમ વધુ પ્રચાર થાય, એને માનવાવાળા વધે, અને દુનિયા જૈનધર્મના વાસ્તવિક સિદ્ધાન્તોને જાણે, એવા જે કંઇ શક્ય ઉપાયો હોય, તે હાથમાં લેવા. અને કોઇ પણ દેશ કે જાતિનો માણસ યદિ જૈનધર્મ પાલન કરે છે, તો તેની સાથે તમામ પ્રકારનો વ્યવહાર રાખવાની ઉદારતા રાખવી, એ મહાવીર જયન્તીનો બીજો પ્રકાર છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે સ્વધર્મીની સાથે પરહેજ રાખવાનું ફરમાન મહાવીરના ધર્મમાં છે જ નહિં. સ્વધર્મી સાથે પણ પરહેજ-અનુદારતા રાખવાનું કાર્ય તો તેજ કરી શકે છે કે જેણે મહાવીરના

સામ્યવાદને ઓળખ્યો નથી. ભગવાન્ મહાવીરે કોઇની સાથે કોઇ દિવસ ભેદ રાખ્યો નથી. એને મન તો ધની કે નિર્ધન, પંડિત કે મૂર્ખ, બાલ કે વૃદ્ધ, હિંદુ કે મુસલમાન, ભક્ત કે અભક્ત, શત્રુ કે મિત્ર, આર્ય કે અનાર્ય–તમામ એક સરખા હતા. મહાવીર તમામ આત્માઓમાં એક સરખી અનંતશક્તિ જોતા હતા. અને અત્યેક સંસારનો કોઇપણ આત્મા આત્મકલ્યાણનો–મોક્ષનો અધિકારી છે, એમ તેમણે માન્યું, સમજાવ્યું અને વર્તનમાં મૂકી બતાવ્યું હતું " સૂયગડાંગસૂત્ર "માં

> पभूदोसे निराकिचा न विसज्झेज्ज केणइ ।
> मणसा वयसा चेव कायसा चेव अंतसो ॥

આત્મબળને કેળવી દ્વેષને દૂર કરી કોઇની પણ સાથે મન-વચન કાયાથી મરણ સુધી વિરોધ ન કરવાની પ્રભુએ આજ્ઞા કરી છે. આ પ્રભુઆજ્ઞાનું રહસ્ય શું છે ? એ મહાવીરના પૂજારીઓ સમજશે કે ? મહાવીરનો ધર્મ–રાગ–દ્વેષને દૂર કરવાનો ધર્મ–જગતનો કોઇપણ મનુષ્ય પાળવાનો અધિકારી છે અને ત્યાં એક ધર્મી તરીકેનો દાવો થયો એટલે ત્યાં એક બીજાની સાથે પરહેજ રાખવો પાલવે જ નહિ–રખાય જ નહિ અને ત્યાં સુધી કોઇ પણ સમાજ આટલી ઉદારતા ન કરે

શબ્દથી અહિં ' આજ્ઞાઓ 'થી મતલબ છે. મહાવીરની આજ્ઞાઓનું પાલન એજ મહાવીરની સાચી જયન્તી. આ આજ્ઞાઓનું પાલન આપણે-મહાવીરના પૂજારીઓ કેટલું કરીએ છીએ, એ પ્રત્યેક પૂજારીએ વિચારવું ઘટે છે.

કોઇ પણ પિતાનો સાચો પુત્ર તેજ કે જે પિતાની આજ્ઞાનું પાલન કરે. કોઇ પણ માલીકનો સાચો સેવક તેજ છે કે જે માલીકની આજ્ઞાઓને શિરોધાર્ય ગણે. અને કોઇ પણ દેવનો સાચો પૂજારી તેજ છે કે જે તે દેવની આજ્ઞાઓનું શિર સાટે પાલન કરે. આપણે તો મહાવીરના પૂજારી ! મહાવીર એટલે જગતના પિતા, મહાવીર એટલે જગતના માલીક. મહાવીરની આજ્ઞા એ આપણા માટે આપણું સર્વસ્વ હોવું જોઇએ. મહાવીરની આજ્ઞા એ આપણા માટે શિર સાટે પાળનીય હોવી જોઇએ. આપણાં હાડકાં, ખૂન અને રોમ રોમમાં મહાવીરની આજ્ઞાપાલનનો ભાવ ઓતપ્રોત થઇને રહેવો જોઇએ, અને તોજ આપણે મહાવીરના પૂજારી તરીકે શોભી શકીએ-દાવો કરી શકીએ. આપણે જે કંઇ કરીએ તે મહાવીરના માટે. મહાવીરની શોભામાંજ આપણી શોભા. નહિ કે આપણી શોભાને મહાવીરની શોભા બનાવીએ. પરન્તુ અત્યારે શું થઇ રહ્યું છે ? કયાં છે મહાવીરની આજ્ઞાનું પાલન ? પોતાના સ્વાર્થની ખાતર યશ-કીર્તિના લોભની ખાતર ધર્મના ઓઠા નીચે ઢોંગધતુરાઓ ચલાવ્યા જવા, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? મહાવીરના વેષને નામે મોજો ઉડાવવી, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? ઉત્સર્ગને અપવાદ અને અપવાદને ઉત્સર્ગ બતાવી સ્વાર્થ સાધવા રાતદિન તત્પર રહેવું, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? સમાજ કે જાતિનું ગમે તે થાય, પરન્તુ પોતાના પટારા તર કરતા રાત દિવસ મચ્યા રહેવું, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? પોતાને પૂજાવવાની ખાતર શાસન

પ્રભાવના કે ધર્મની ઉન્નતિના બ્હાના બતાવી ભોળા જીવોને ભરમાવી પૈસાનું પાણી કરાવવું, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? કેવળ પોતાની સત્તા કાયમ રાખવા માટે તીર્થોની કે મંદિરોની પણ બેદરકારી કરવી, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? લોભવૃત્તિઓને તૃપ્ત કરવા માટે ધર્મની ક્રિયાઓમાં ટેકસો રાખવા રખાવવા અને તે નિમિત્તે દ્રવ્યસંગ્રહ કરવો-કરાવો, એ શું મહાવીરની આજ્ઞાનું પાલન છે ? મહાવીરનો પ્રત્યેક પૂજારી મહાવીરની આજ્ઞાઓનું કેટલું પાલન કરે છે, એનો સ્વયં વિચાર કરી લે. અને જ્યાં સ્વયં આજ્ઞાનું પાલન નથી, ત્યાં મહાવીરના નામની ઘંટડી વગાડયા કરવી, જય બોલાવ્યા કરવી, એ કયાં સુધી સાર્થક છે એનો વિચાર ડાહ્યા માણસો સ્વયં કરી શકે તેમ છે. મહાવીરની પ્રથમ આજ્ઞા રાગ-દ્વેષને કમ કરવાની છે. ખરૂં કહીએ તો જૈનધર્મીનું પ્રથમ લક્ષણજ રાગદ્વેષને પાતળાં કરવાં એ છે, પરન્તુ જ્યાં રાગ-દ્વેષની પ્રબળતા હોય, અને ઈર્ષ્યાગ્નિ રાતદિવસ પ્રજ્વલિત રહેતો હોય, ત્યાં જૈનત્વ છે-મહાવીરના પૂજારીપણું છે, એ કેમ માની શકાય ? મહાવીરના પૂજારીઓ વિચારશે કે આપણામાં રાગ-દ્વેષની ન્યૂનતા કેટલી થઈ છે ? અરે, અમારા ત્યાગી મહાત્માઓજ પહેલાં વિચારે. રાગદ્વેષની પ્રબળતા સિવાય બીજું શું કારણ છે કે-ગણ્યાગાંઠ્યા ચારસો સાધુઓ પણ પોતાનું સંગઠન નથી કરી શકતા ? રાગદ્વેષ અને ઈર્ષ્યાની પ્રબળતા સિવાય બીજું શું કારણ છે-કે આજે આપણા તીર્થો આવી ભયંકર સ્થિતિમાં આવી પડવા છતાં બધા સાધુઓ મળીને કોઈ પણ જાતના એક નિશ્ચય ઉપર નથી આવી શકતા ? રાગદ્વેષ અને ઈર્ષ્યાની પ્રબળતા સિવાય બીજું શું કારણ છે કે-સખાવતે બહાદુર ગણાતી જૈનસમાજમાં એક પણ આદર્શ સંસ્થા હયાતી ભોગવતી નથી ? રાગદ્વેષ અને ઈર્ષ્યાની પ્રબળતા સિવાય બીજું શું

કારણ છે કે પોતાના સમુદાયના સાધુઓમાંના કેટલાક શિથિલાચારી અને સ્વચ્છંદી થઇ રહેવા છતાં તેઓના ઉપર કોઇ પણ જાતનો અંકુશ રાખી શકતા નથી ? અને રાગદ્વેષ તથા ઇર્ષ્યાની પ્રબળતા સિવાય બીજું શું કારણ છે કે આટલા ન્હાના સમુદાયમાં પણ જુદા જુદા વાડાઓમાં ગૃહસ્થોને. ખેંચી જવાની તાણાતાણી થઇ રહી છે ? વિચારવાની જરૂર છે. બહુજ વિચારવાની જરૂર છે. મહાવીરના પૂજારીઓમાં-વીતરાગના ઉપાસકોમાં આટલો દ્વેષ શોભે ? ધર્મ કે સમાજ ઉન્નતિનાં કાર્યોમાં પણ એક બીજાની સહાનુભૂતિ ન હોય, એક બીજાનું અનુમોદન ન હોય, એના જેવો ઇર્ષ્યાગ્નિ બીજો કયો હોઇ શકે ? જ્યારે આવી અવસ્થા છે, તો પછી આપણે કેમ કહી શકીએ કે આપણે મહાવીરના પૂજારીઓ મહાવીરની આજ્ઞાનું પાલન કરીએ છીએ ? અને જ્યાં મહાવીરની આજ્ઞાનું પાલન જ ન હોય, ત્યાં મહાવીર જયન્તી-વાસ્તવીક જયન્તી ઊજવી યે. કેમ મનાય ?

અતએવ મહાવીરના પ્રત્યેક પૂજારીએ મહાવીરનો ધર્મ અને મહાવીરની આજ્ઞાઓ તરફ ધ્યાન આપીનેજ પ્રત્યેક કાર્ય કરવાની જરૂર છે. મહાવીર આજ્ઞા કરે છે કે તમે જગતના પ્રાણી માત્ર સાથે **મૈત્રીભાવ** રાખો. જ્યારે આપણે ઘરમાં પણ ભાઇઓ ભાઇઓમાં પણ વેર વિરોધ અને ઇર્ષ્યાઓ રાખીએ, એ કેમ પાલવે ? મહાવીર આજ્ઞા કરે છે અને પોતાના વર્તનથી બતાવી આપે છે કે તમે તમારા દુશ્મન ઉપર પણ-તમારૂં ખરાબ કરનારા ઉપર પણ સ્નેહ કરો-તેને અપનાવો અને **વેરનો બદલો વેરથી ન લેતાં શાંતિથી લ્યો.** જ્યારે આપણે અવૈરીને હિતકારીને પણ વૈરી માની ઇર્ષ્યા અને દ્વેષથી એનું બુરૂ કરવા રાતદિવસ મચ્યા રહીએ, એ કેમ શોભે ?

पन्नगे च सुरेन्द्रे च कौशिके पादसंस्पृशि ।
निर्विशेषमनस्काय श्रीवीरस्वामिने नमः ॥

આ શ્લોકનો પાઠ કરી ભગવાન મહાવીરને નમસ્કાર કરનારા આપણે એના રહસ્યનો જરા યે વિચાર ન કરીએ, એ કેમ ઉચિત ગણાય ?

અને તેટલા માટે મહાવીરના પ્રત્યેક પૂજારીએ આજથી મહાવીરના જન્મ દિવસથી નિશ્ચય કરવો જોઇએ કેઃ—

૧ હું મહાવીરના ધર્મને માનનારી પ્રત્યેક વ્યક્તિને અપનાવીશ અને તેની સાથે કોઇ પણ જાતનો ભેદભાવ રાખીશ નહિં.
- હું મહાવીરના ધર્મની પ્રભાવનાનું કોઇ પણ કાર્ય હશે તેના પ્રત્યે મહાનુભૂતિ પ્રકટ કરીશ, અને મારાથી બનતી કોઇ પણ મદદ દેવાને તૈયાર રહીશ.
૩ હું મહાવીરના કોઇ પણ પૂજારીની–પછી તે ગૃહસ્થ હોય કે સાધુ-નિંદા નહિં કરૂં, તેમ ઈર્ષ્યા પણ નહિં કરૂં.
૪ હું જેમ બનશે તેમ જગતના પ્રાણિ માત્ર સાથે મૈત્રીભાવ ધારણ કરી તે આત્માઓને મારા આત્માની બરાબર સમજીશ, અને તેમના પ્રત્યેના દ્વેષ ભાવથી દૂર રહીશ.
૫ હું મહાવીરના ધર્મને બટ્ટો લાગે, એવું કામ કદિ નહિં કરૂં. અર્થાત્ મહાવીરના શાસનની અપભ્રાજના થાય, એવાં કાર્યોથી વેગળો રહીશ.

મહાવીરનો પ્રત્યેક પૂજારી મારા આ નમ્ર નિવેદન તરફ ધ્યાન આપે અને યત્કિંચિત અંશમાં પણ તેનું પાલન કરવા પ્રેરાય એટલું અંતઃકરણથી ઇચ્છી વિરમું છું ?



( ૨૨ )

## ગુરૂડમવાદ.

જુદા જુદા સમયમાં, જુદા જુદા દેશોમાં જુદા જુદા વાદો ઉત્પન્ન થાય છે. અર્થાત્ કોઇ વખત બુદ્ધિવાદનું બળ વધે છે, તો કોઇ વખત વિજ્ઞાનવાદ વધે છે. કોઇ વખત આત્મવાદની સત્તા જામે છે, તો કોઇ વખત સામ્યવાદ શ્રેષ્ઠ ગણાય છે. કોઇ વખત શ્રદ્ધાવાદ તો કોઇ વખત ક્રિયાવાદ, અને કોઇ વમત જ્ઞાનવાદ તો કોઇ વખત સત્તાવાદ વધી પડે છે. આવાજ 'વાદો' માં એક ગુરૂડમવાદ પણ છે. ભારતવર્ષના એક ખૂણાથી બીજા ખૂણા સુધી અત્યારે જો કોઇપણ 'વાદ' નું જોર ફેલાયું હોય તો તે ગુરૂડમવાદ છે. તેમાં પણ જૈનસમાજમાં તો આ ગુરૂડમવાદનું અત્યારે એકછત્ર સામ્રાજ્ય થયું હોય તેમ જોવાય છે.

ગુરૂડમવાદ અથવા ગુરૂડમશાહી, એ 'નાદરશાહી' નો પ્રતિધ્વનિ છે. સત્તાના મદમા મસ્ત બની બીજાને ચગદવા, પોતાની સત્તાથી ગમે તેવા અધર્મો કે અત્યાચારો ફેલાવવા, ધર્મના કે પુણ્યના ઓઠા નીચે ગમે તે અનીતિઓ કરવી, તેમ સ્વર્ગ-નરકની ચાવિઓ પોતાના હાથમા જ હોવાનુ લોકોને ભાન કરાવી ધર્મના નામે ગમે તેવા હુકમો ચલાવવા, એ ગુરૂડમવાદિયોનુ પ્રધાન લક્ષ્ય-બિન્દુ હોય છે.

આ ગુરૂડમવાદના ઉપાસકો ન કેવળ ગૃહસ્થો જ છે, પરન્તુ મહાવીરના વડીલપુત્ર તરીકેનો દાવો કરનારા અને 'મહાવીર'ના નામે જનતાને ભ્રમમા નાખનારા કેટલાક સાધુઓ પણ છે. બલ્કે એમ કહેવામા આવે કે ગુરૂડમવાદનો મ્હોટે ભાગે પ્રચાર તેઓ દ્વારાજ થઇ રહ્યો છે તો તેમા કંઇ ખોટું નથી.

સાધુ એટલે યાગનુ મદિર, સાધુ એટલે પ્રેમની મૂર્ત્તિ. સાધુ એટલે ઉત્તમ ચંદન અને સાધુ એટલે સુગધી પુષ્પ. સાધુને સાસારિક ખટપટો સાથે શો સબંધ? સાધુને ક્લેશ અને ઝઘડાઓની શી જરૂર? સાધુથી ક્રોધાદિ કષાયો કેમ કરી શકાય? અને સાધુથી ભવ્યાત્માઓ ભાગતા કેમ ફરે? પણ અહિં તો 'સાધુવાદ' નથી 'સત્તાવાદ' છે. અહિં તો 'ગુરૂડમવાદ' છે. અમે સાધુ એટલે અમારાથી બધુ થઇ શકે. समरथको नहि दोस गुसाइ। અમે સાધુ થયા એટલે સત્તાના મદમા ગમે તેને ગમે તેવા કટુવચનો સંભળાવી શકીએ, અમે સાધુ એટલે શિષ્યોને આગળથી મોકલી સામૈયા અને ધુમધામો માટે પ્રેરણાઓ કરાવી શકીએ. અમે સાધુ એટલે સાચુ કહેનારાઓ ઉપર પેટ ભરી આક્રમણો-આક્રોશ કરી

શકીએ. અમે સાધુ, એટલે નજીવો મતભેદ ધરાવનાર કે વિચાર સ્વાતંત્ર્ય રાખનારને સંઘબહાર કે જાતિબહારની શિક્ષાઓ કરી કરાવી શકીએ. અમે સાધુ, એટલે આત્મકલ્યાણનો સીન ઉભો કરી, ગમે તેવા બાળકો કે અબળાઓને દીક્ષા આપવા નસાડી ભગાડી શકીએ. અમે સાધુ, એટલે જ્યાં જઇએ ત્યાં શ્રાવકોએ ઉત્સવો ધૂમધામો-ઉજમણાં-ઉપધાનો કરવાં જ જોઇએ. અને તે નિમિત્તે 'અમારી વાહવાહ પેપરોમાં આવવીજ જોઇએ. પછી ભલે સમાજનાં લાખો મનુષ્યોને એક વખતનું અન્ન પણ ન મળતું હોય. ભલે, લાખો બાળકો અને યુવકો અશિક્ષિત અવસ્થામાં જીવનો ગુજારતા હોય, બલ્કે હજારો વિધવાઓ રોટલીના ટુકડા માટે સગાં સંબંધીઓ અને બીજાઓને ત્યાં ભટકી ઠોકરે ચડતી હોયે. અમને તેની દરકાર નથી. અમારે તો અમારૂં કામ છે. અમારૂં નામ થવું જોઇએ. ફલાણા ગામમાં ફલાણા મહારાજના પધારવાથી આવો અપૂર્વ ઉત્સવ થયો હતો અને આટલા દિવસ નોકારસીઓ ઉડી હતી, તેમ ફલાણા ફલાણા ગામોથી પ્રસિદ્ધ બેંડ બોલાવવામાં આવ્યા હતા, એમ પેપરોમાં આવવુંજ જોઇએ. અમે તો સાધુ, એટલે સાહિત્ય-સેવક તરીકેનું કે એવું કોઇ પણ સ્વાંગ રચી લોકો પાસેથી પૈસા કઢાવીજ શકીએ, પછી પૈસાનો ગમે તેવો દુરૂપયોગ થતો હોય.

ગુરૂડમવાદિયો પોતાની સત્તાના અભિમાનમાં શું શું નથી કરી શક્યા અને શું શું નથી કરતા ? આજ ગુરૂડમવાદિયોના ઉપદ્રવોથી જૈનસમાજ કેટલી ત્રસ્ત બની રહી છે ? એક પણ કાર્ય સર્વાંગ સુંદર નથી બની શકતું એનું શું કારણ છે ? ગુરૂડમવાદિયોનો ગુરૂડમવાદજ. ભૂલવું જોઇતું નથી કે આપણી પ્રસિદ્ધ પેઢીઓ ગુરૂ-ડમવાદિયોના ફંદમાં ન ફસાઇ હત, તો આજે તેના પ્રત્યે જે મતભેદ

જોવા પામીએ છીએ, તે કદાપિ જોવા ન પામતે. એ ગુરૂડમવાદિયોનો જ પ્રતાપ છે કે આજે આપણાં તીર્થો ખાસ કરીને શત્રુંજય તીર્થ આવી ભયભીત સ્થિતિમાં આવી પડયું છે. એ ગુરૂડમવાદિયોનોજ પ્રતાપ છે કે મ્હોટા મ્હોટા મંદિરોમાં લાખોની મિલકતો હોવા છતાં તે મિલકતથી ધર્મનાં કે સમાજનાં કાર્યોને લગાર પણ ફાયદો પહોંચતો નથી, બલ્કે એ મિલકતોનો દુરૂપયોગ થઇ રહ્યો છે. એ ગુરૂડમવાદિયોનો જ પ્રતાપ છે કે-ઉપધાનો અને એવી બીજી બીજી ધાર્મિક ક્રિયાઓમા પણ આજે ટકસો હયાતી ભોગવી રહ્યા છે. એ ગુરૂડમવાદિયોનો જ પ્રતાપ છે કે આવા કટોકટીના સમયમાં પણ જૈન સાધુઓ પોતાનું સંગઠન કરી શકતા નથી. એ ગુરૂડમવાદિયોનોજ પ્રતાપ છે કે જૈનધર્મ પાળનારી અનેક જાતિયો આજે અન્યાન્ય ધર્મોમાં ભળી ગઇ છે. એ ગુરૂડમવાદિયોનોજ પ્રતાપ છે કે જૈન સમાજનો સામાન્ય વર્ગ આજે સાધુના નામથી ભડકી રહ્યો છે. ગુરૂડમવાદિયોએ જૈન સમાજમાં શું શું નથી કર્યું ? સમાજની છિન્નભિન્ન અવસ્થા ગુરૂડમવાદિયોના ગુરૂડમવાદને આભારી છે. મ્હોટાં મ્હોટાં શહેરોમાં વાડાઓ બંધાઇ જવા, એ ગુરૂડમવાદિયોના ગુરૂડમવાદને આભારી છે. આદર્શ અને અતિ ઉપયોગી સંસ્થાઓને તોડી પાડવાનો પવિત્ર (!) પ્રયત્ન ગુરૂડમવાદિયો જ કરે છે, પોતાની અધમતાને ઢાંકવા બીજાની ઉત્કૃષ્ટતાને અપકૃષ્ટતાના આકારમાં બતાવવાનું કાર્ય ગુરૂડમવાદિયો જ કરી રહ્યા છે. જિનમંદિર જેવાં શાન્તિનાં અને ધ્યાન કરવાના સ્થાનો અશાન્તિમય અને આડંબરી ગુરૂડમવાદિયોએ જ બનાવી મૂકયાં છે. ગુરૂડમવાદિયોએ શું નથી કર્યું ? એમના પવિત્ર (!) ગુરૂડમવાદનો પ્રભાવ એમણે કયાં નથી પાડયો ? અને તેમ કરીને એ ગુરૂડમવાદથી તેઓ ચોક્કસ ઉપાશ્રયના માલીક બની બેસવા છતાં પોતાને અનગાર, ચોક્કસ ક્ષેત્રો-

માંજ વિચરનારા હોવા છતાં પોતાને દેશ દેશાન્તર વિહારી, ચોક્કસ ગૃહસ્થોના ઘરોમાં જ ગોચરીએ જનારા હોવા છતાં પોતાને લૈક્ષ્યમાત્રોપજીવી, ખુબ ભારે કિંમતની કાંબળો અને દુશાલા રાખવા છતાં અને બીજાં ઉપકરણોના પટારા ભરી તેના ઉપર મૂર્ચ્છા રાખવા છતાં પોતાને નિષ્પરિગ્રહી કહેવરાવે છે; એટલુંજ નહિ પરન્તુ ક્રોધની મૂર્ત્તિ હોવા છતાં ક્ષમાશ્રમણ, કપટ-પ્રપંચમાં રાત દિવસ મચ્યા રહેવા છતાં નિષ્કપટી; શાસનની અંદર શત્રુતાનાં કામો કરવા છતાં પોતાને શાસનસમ્રાટ્, આકંઠ અજ્ઞાનતા ભરેલી હોવા છતાં પોતાને મહાન્ પંડિત, આચાર્યનો કે સાધુનો એક પણ ગુણ શોધ્યો યે જડે તેમ ન હોવા છતાં પોતાને સૂરીશ્વર, અને મહામુનિરાજ, તેમ कहींकी ईंट कहींका रोड़ा, भानुमतिने कुणवा जोडा વાળી કહેવત પ્રમાણે ઇધર-ઉધરના રખડાઉ સ્વચ્છંદી સાધુઓને સાથે ફેરવવા છતાં પોતાને મ્હોટા સમુદાયના નાયક કહેવરાવવા અને મનાવવા તૈયાર થનારા ગુરૂડમોની કરતૂતોથી હવે સમાજે સાવધાન થવાની જરૂર છે.

આવા ગુરૂડમો ન કેવળ સાધુવર્ગમાંજ છે, પરન્તુ ગૃહસ્થવર્ગમાં પણ તેની સંખ્યા કંઇ કમ નથી. ડહાપણ બુદ્ધિ કે ભલાઇની સાથે બારમો ચંદ્રમા ધરાવનાર કેવળ લક્ષ્મીના મદમાં મસ્ત રહી બીજા નિર્ધન કે અલ્પધનવાળાઓને હલકા-નીચ-કે ગુલામ સમજનારા ગુરૂડમોનું અસ્તિત્વ જેમ જૈનસમાજમાં છે, તેમ, आधी अक्ल में और सब, देढ़ अक्लमें हम સમજનારા કેટલાક કેળવાયલાઓ, બીજાને અશિક્ષિત અણસમજદાર અને મૂર્ખ સમજી પોતાની વાગડોર જે એક હથ્થુ સત્તાથી ચલાવી રહ્યા છે, અથવા ચલાવવાની કોશીશ કરી રહ્યા છે, એ પણ એક જાતનો ગુરૂડમ જ છે. આવા ગુરૂડમવાદિયો જે મંદિરોના ટ્રસ્ટી હોય તો ત્યાં તેઓ તે મંદિરોની મિલકતને

પોતાની મિલકતની માફક ગમે તેમ તેનો વ્યય કરી શકે. જો તેઓ કોઇ ગામના સંઘના આગેવાન છે, તો તેઓ પોતાની આગેવાનીના મદમાં કોઇની મિલકત દાવપેચથી પચાવી પાડે, ધારે તેને સમાજમાં ઉતારી પાડે કે ગમે તેમ કરે. એમને કોઇનાથી કંઇ કહી શકાયજ નહિ.

મતલબ કે ગૃહસ્થવર્ગમાં પણ આવા ગુરૂડમવાદિઓ અવશ્ય છે. અને એઓ પોતાના ગુરૂડમવાદનો ઉપયોગ ખુબ કરી શકે છે, પરન્તુ એ ગુરૂડમવાદિયોએ સમજવું જોઇએ છે કે કોઇપણ જાતની સત્તા, બીજાઓના ઉપર જુલ્મ ગુજારવા માટે નહિ, પરન્તુ બીજાઓને અપનાવવા માટે પ્રાપ્ત થાય છે. સમાજ કે જાતિ, ધર્મ કે સમ્પ્રદાય, સભા કે સોસાઇટી, સંસ્થા કે પેઢી–ગમે ત્યાં આધિપત્ય પ્રાપ્ત કરો, પરન્તુ તે આધિપત્યનો–ગુરૂડમવાદનો દુરૂપયોગ આ વીસમી સદીની જનતા તો કદિ પણ સહન કરી શકે નહિ. જમાનો બદલાયો છે. પ્રાચીન સમયમાં પણ સમાજની દૃષ્ટિએ, ધર્મની દૃષ્ટિએ, કાર્યકર્ત્તાઓની દૃષ્ટિએ મહાન્ પુરૂષો–સત્તાધારી પુરૂષો અવશ્ય થયા છે, પરન્તુ તેઓ આજકાલના સત્તાધારીયોની માફક ગુરૂડમવાદ ન્હોતા ચલાવતા. કારણ કે તેઓ પોતાને એક સત્તાધારી નહિ, પરન્તુ સેવક તરીકે ઓળખાવતા હતા. એમણે પોતાની ગુરૂતા–મ્હોટાપણાનો લાભ બીજાઓને સતાવવામાં, રંજાડવામાં, અન્યાય કરવામા ન્હોતો લીધો, પરન્તુ જે જે વિષયમાં તેઓ મ્હોટા ગણાયા તે તે વિષયને લગતાં મહત્વના કાર્યો કરવામા લીધો હતો અને તેનું જ એ કારણ હતું કે તેઓ આજે પોતાનાં નામો ઇતિહાસનાં પૃષ્ઠોમાં સુવર્ણાક્ષરે અંકિત કરાવી ગયા છે.

સંપ્રતિ, શ્રેણિક, ચંદ્રપ્રદ્યોત, આમ, શિલાદિત્ય, વનરાજ અને કુમારપાલ જેવા જૈનરાજાઓ અને શકડાલ, વિમલ, ઉદયન, વાગ-

ભટ, વસ્તુપાલ, તેજપાલ, ભામાશા અને કર્મચંદ્ર જેવા સત્તાધારી જૈન મંત્રિયો ધારતે તો આજના કંગાલ સત્તાધારી જૈન ધનાઢયો અને કહેવાતા કેળવાયલાઓ કરતાં કેટલાએ ગુણો પોતાનો ગુરૂડમ-વાદ ફેલાવી શકતે ! પરન્તુ નહિ. તેઓ પોતાને ધર્મના, સમાજના, અને સાધર્મિક ભાઇના એક સેવક તરીકે સમજતા હતા. બીજા ભાઇઓની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ અને અને કીર્ત્તિ સમજતા હતા. આવી રીતે જૈન રાજાઓ અને મંત્રિઓજ નહિં; પેથડશા, ઝાંઝણ, જગડુશા, જગસિંહ, ભામાશાહ, જાવડ ભાવડ મારંગ અને ખેમાહડાલિયા જેવા ધનાઢયોએ ગુરૂડમવાદ તો ન્હોતો જ ચલાવ્યો. તેઓ બીજા સાધારણ સ્થિતિના લોકોને કોઇ ચીજ નહિં સમજવાનો **સત્તામદ** તો ન્હોતા જ રાખતા. આવી જ રીતે **ભદ્રબાહુસ્વામી**, ઉમાસ્વાતિવાચક, હરિભદ્રસૂરિ, રત્નપ્રભસૂરિ, કાલિકાચાર્ય, બપ્પભટ્ટિ, સિદ્ધર્ષિ મહારાજ, યશોભદ્રસૂરિ, મલ્લવાદી, **મલધારી હેમચંદ્રાચાર્ય** અને **હીરવિજયસૂરિ** આદિ મહાન્ પ્રભાવક આચાર્યો એવા થઇ ગયા છે કે જેમની આગળ અત્યારના આચાર્યો અને સાધુઓ ચરણરજ સમાન જ ગણી શકાય. તે મહાન્ આચાર્યો આખા સમાજ ઉપર પોતાની સત્તા ધરાવી શકતા હતા. સમાજનું એક પાનું પણ એમની આજ્ઞા સિવાય ન હાલી શકે, એવી સત્તા અને યોગ્યતા રાખતા હતા, પરન્તુ કોઇ કહી શકે તેમ છે કે તેમણે સમાજમાં ગુરૂડમવાદ ચલાવ્યો હતો ? ખરી વાત તો એ હતી કે તેઓ પોતાના મહત્ત્વ કરતાં શાસનનું મહત્ત્વ વધારે સમજતા હતા. તેમને પોતાની કીર્ત્તિ કરતાં શાસનની કીર્ત્તિ વધારે પ્યારી હતી. પોતાના રાગી કરતા શાસનરાગી બનાવવાનું તેમને વધારે પસંદ હતું. પોતાના સ્વાર્થ કરતાં જગત્‌નું કલ્યાણ તેમને વધારે ગમતું હતું, અને તે જ કારણ હતું કે–જેમ તેઓ આખી સમાજને અપનાવતા

હતા, તેમ આબાલવૃદ્ધ સારી સમાજ તેમને અપનાવતી હતી. તેઓ સમાજની નાડને તપાસનારા સાચા વૈદ્યો હતા. તેઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ -ભાવને જાણનારા સાચા સમયજ્ઞો હતા. તેઓ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઈને જૈન કલ્યાણના કાર્યો કરવા વધારે પસંદ કરતા હતા, નહિ કે-' પીછેસે ચલી આતી હૈ ' એ કહેવતને ચરિતાર્થ કરવામાં લોક કલ્યાણ સમજતા હતા. સમય પર શાસનને માટે પ્રાણ આપવાને તેઓ તૈયાર રહેતા. જૈનધર્મની પ્રભાવના માટે માન કે અપમાનની પણ તેઓ દરકાર નહિ કરનારા હતા. સંક્ષેપમાં કહીએ તો તેઓ સત્તાવાદમાં-ગુરૂડમવાદમાં નહિ માનનારા હતા, પરન્તુ શાસનવાદમાં માનનારા-સેવાભાવને પસંદ કરનારા હતા. તેઓનો દૃઢ વિશ્વાસ હતો કે સેવા કરવામાં આત્મકલ્યાણ સમાયલું છે, નહિ કે સત્તા ભોગવવામાં.

અમારા આચાર્યો, પંન્યાસો, મુનિવરો અને ગૃહસ્થવર્ગ, કે જેઓ ગુરૂડમવાદમાં માનનારા છે, એઓએ આપણા તે પૂર્વ પુરૂષોના જીવનો ઉપર ધ્યાન આપવાની જરૂર છે અને તેવીજ રીતે જેઓને શાસનનો પ્રેમ છે, જેઓ મહાવીર પ્રકાશિત મૈત્રીભાવમાં માનનારા છે, જેઓ જૈનધર્મની વાસ્તવિક પ્રભાવનાને ચાહનારા છે, જેઓ જૈનસમાજમાં ફેલાયેલા આ અંધકારથી કંટાળેલા છે, જેઓ વાસ્તવિક સત્યનો દીપક જૈન જગતમાં પ્રકાશવા ચાહે છે, જેઓને પોતાના સાધર્મિક ભાઈઓની દાઝ છે અને જેઓ આ જુલ્મને અધર્મનું કારણ સમજે છે, તેઓએ હવે જાગ્રત થવાની જરૂર છે.

જેના હૃદયમાં સત્ય સૂર્ય ઝગઝગી રહ્યો છે, એનાથી અધર્મ સહન ન જ થઈ શકે, એમણે ચેતવું જ રહ્યું. એમણે સંઘબહાર કે જાતિબહારનો ભય ત્યાગવોજ રહ્યો. એમણે જૂઠા દાક્ષિણ્યને દેશવટો આપવોજ રહ્યો. એમણે સમાજના ભલા માટે ફકિરી સેવીજ

રહી. એમણે ગુરૂડમવાદિયોના ઉપદ્રવોને આસાનીથી વધાવી લેવા કમર કસવીજ જોઇએ. એમણે જગતના કલ્યાણને માટે કેશરીયાં કરવાં જ જોઇએ. એમણે सत्यं ब्रूयात् प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् એ નીતિને સ્યાદ્વાદની દ્રષ્ટિથી નીહાળી નગ્ન સત્ય કહેવાને બહાર પડવુંજ જોઇએ. મારા નમ્ર મત પ્રમાણે આવા ગુરૂડમવાદિયોથી જગતને સાવધાન કરવા માટે એક ટુકડીએ બહાર પડવાની જરૂર છે. આવી એક ટુકડી કેવળ આજ કાર્યને માટે ફકીરી લઇને બહાર નીકળે અને ગામે ગામ, શહેરે શહેર, ગલીયે ગલીયે અને બજારે બજારે જાહેર વ્યાખ્યાનો દ્વારા, છુટાં હેંડબીલો અને ટ્રેકટો દ્વારા, સભાઓ અને સોસાઇટીયો દ્વારા જૈન સમાજના પ્રત્યેક અંગમાં રહેલો સડો અને તે કોની દ્વારા થઇ રહ્યો છે ? શા માટે થઇ રહ્યો છે ? એ સડાઓને દૂર કરવાના વાસ્તવિક શા શા ઉપાયો છે ? એ બધી હકીકતો જરા પણ દાક્ષિણ્ય કે શેહ રાખ્યા સિવાય, જરા પણ મીઠું મરચું કે ઓપ ચઢાવ્યા સિવાય જ નગ્ન સત્ય રૂપે પ્રકાશ કરવું જોઇએ. પરન્તુ સબુર, આવું કામ માથે લેનારાઓએ **સાચા આદર્શ** બનવાની જરૂર છે. સત્યની મૂર્ત્તિ બનવાની જરૂર છે. સાચા ત્યાગી બનવાની જરૂર છે. જો આમ યોગ્યતા પ્રાપ્ત કરીને એક ટોળી બહાર પડે તો જરૂર ગુરૂડમવાદિયોનું જોર ઓછું થાય. અને સમાજ કાંઇક પોતાનું કર્ત્તવ્ય સમજતી થાય. શાસનદેવ એવા ગુરૂડમવાદિયોને સદ્બુદ્ધિ આપો, એ જ ઇચ્છી વિરમું છું.

卐

( ૨૩ )

## इतो भ्रष्टस्ततो नष्टः

જૈનધર્મ કે જૈનસમાજના ઉન્નતિના કાર્યમાં મ્હોટો ફાળો મુનિરાજોએ આપેલો છે. એ વાતની સાક્ષી ઇતિહાસનું પ્રત્યેક પૃષ્ટ આપી રહ્યું છે. એમાં કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. અને એ વાત બિલકુલ સત્ય છે કે રાતદિવસ દ્રવ્યની અને કુટુંબ કબીલાની રક્ષા કરવાની ધુનમાં રાચીપચી રહેલા ગૃહસ્થો, સંસારની સમસ્ત ઉપાધિઓથી અલગ થયેલા, ત્યાગની મૂર્ત્તિસમાન મુનિરાજોથી કદિ પણ આગળ વધી શકેજ નહિ. કોઇ પણ કાર્યમાં મુનિરાજોથી વધુ કાર્ય કરી શકે નહિ, એ મારૂં દૃઢ મન્તવ્ય છે. પરન્તુ તે મુનિરાજો વધારે કાર્ય ક્યારે કરી શકયા હતા ? પોતાના લક્ષ્યબિંદુને સ્મરણમાં રાખ્યું હતું ત્યારેજ. લક્ષ્ય ભૂલી

જનારા ગૃહસ્થો કે સાધુ કોઇ પણ પોતાનું ધાર્યું કાર્ય કરી શકતા નથી. બલ્કે તેઓની સ્થિતિ **इतो भ्रष्टस्ततो नष्टः** જેવીજ થાય છે. દાખલા તરીકે વર્ત્તમાન સ્થિતિ. વર્ત્તમાન સમયમાં આટલા આટલા આચાર્યો, પંન્યાસો, મુનિરાજો હોવા છતાં અને ગૃહસ્થવર્ગમા પણ સમયાનુસાર સારા સારા ધનાઢ્યો હોવા છતાં જોઇએ તેવી ઉન્નતિ થઇ શકતી નથી, એનું શું કારણ છે ? એકજ કારણ, કે બન્ને વર્ગ પોતપોતાનું લક્ષ્ય ચૂકેલ છે, દાખલા તરીકે ચતુર્માસનો સમયજ આપણે જોઇએ.

ચતુર્માસ નજીક આવવાનું થાય છે, એટલે ગૃહસ્થો પોત પોતાના ગામોમાં મુનિરાજોને લઇ જવા માટેની તૈયારી કરે છે. ત્યારે મુનિરાજો પણ ક્ષેત્રો પસંદ કરવાનો ઉદ્યમ આદરે છે. પરંતુ આ બન્ને વર્ગમાં પોત પોતપોતાનું લક્ષ્ય ભૂલાયુ છે એ ભાગ્યેજ કોઇ જોઇ શકે છે.

મુનિરાજોને આગ્રહપૂર્વક વિનતિ કરી પોતાના ગામોમા ચતુર્માસ કરાવવામાં શો હેતુ હોવો જોઇએ, એ સંબંધી આપણે વિચાર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ જણાય છે કે—

" મુનિરાજોના રહેવાથી શાસનપ્રભાવનાનાં કાર્યો થાય, ધર્મક્રિયાઓ થાય. વ્યાખ્યાન-વાણીદ્વારા જિન પ્રવચનનો લાભ મળે, ધર્મચર્ચા દ્વારા નવાં નવાં તત્ત્વોનું જ્ઞાન મળે, કુરિવાજો દૂર થાય, આત્મશુદ્ધિ થાય, અને સારી સારી તપસ્યાઓ થાય. " આજ હેતુ મુનિરાજોને ચતુર્માસ રાખવાનો હોવો જોઇએ.

તેવીજ રીતે મુનિરાજો પણ ક્ષેત્રોની પસંદગી એટલા માટે કરે કે—

" શાન્તિપૂર્વક ચારિત્રની આરાધના થાય, જ્ઞાન ધ્યાન તપ-

જ્યાદિ થઇ શકે, બીજા જીવો ધર્મ પામે, અને શિક્ષા આદિ સમાજોપયોગી કાર્યો થાય."

એ શુભદૃષ્ટિથી ક્ષેત્રોની પસંદગી કરવી જોઇએ.

પરન્તુ વર્તમાન સમયમા તો ઘણે ભાગે આ બન્ને વર્ગના ઉદ્દેશોમાં ફર્ક પડી ગયેલો જોવાય છે.

કોઇ પણ ગામના આગેવાનો મુનિરાજોને વિનતિ કરવા અગાઉ વિચારે છે કે—

" એવા સાધુને આપણે લાવો કે જેઓ આપણી હા એ હા કરે, અને આપણો દોર સંઘ ઉપર ચાલે છે એ બરાબર ચાલ્યા કરે. "

વળી સાથે એ પણ વિચારે છે કે-" એવા ચલતા પૂરજા સાધુને લાવો કે જેની ખટપટથી સંઘમાં ઉપજ સારી થાય.' આમ મુનિરાજોને વિનતિ કરવામાં જેમ શ્રાવકો પોતાનો ઐહિક સ્વાર્થ સાધવાની દૃષ્ટિ રાખે છે; તેવીજ રીતે મુનિરાજો પણ વિચારે છે કે—

" એવા ગામમાં ચોમાસું કરીએ કે જ્યાં મન ધાર્યું કાર્ય કરી શકાય. શ્રાવકો આપણા વળના હોય, શિષ્યાદિને પંન્યાસાદિ પદવી આપવી હોય તો ખૂબ ધુમધામપૂર્વક આપી શકાય. અથવા સ્વયં આચાર્યાદિ પદવી લેવી હોય તો બધા સમ્મત થાય. ઉપધાનાદિ ધૂમધામો મનમાની રીતે કરી શકાય, અને તેની ઉપજ આપણે જ્યાં રાખવી હોય ત્યાં રાખી શકાય. "

આવી રીતે મુનિરાજો પણ પહેલેથી વિચાર કરે છે. આ પ્રમાણે બન્ને વર્ગનાં લક્ષ્યો ચૂકાયાં છે. ધર્મબુદ્ધિ–ઉપકારની લાગણીથી કેટલા સાધુઓ ચોમાસાં કરે છે અને કયા શ્રાવકો ચોમાસાં કરાવે છે ?

વળી કેટલીક વખત તો કેટલાક મુનિરાજો એજ વિચારે કે " આ વખત મુંબઇ કે સૂરત ઉપડો કે જ્યાં સારી રીતે કામ તો થાય. " ( આ કામ કયું, એ વાચકો સ્વયં વિચાર કરી શકે છે. ) વળી કેટલાક એવાં ક્ષેત્રો શોધે છે કે જ્યાં છોકરાઓને કે બાઇઓને દીક્ષાઓ માટે નસાડવા-ભગાડવાનું પણ સારી રીતે બની શકે. જ્યારે કેટલાક સાવ પતિત થયેલા ભ્રષ્ટાચારિઓ તો જ્યાં મનમાની ઇચ્છા-તૃપ્તિઓ થાય, એવાંજ ક્ષેત્ર શોધે છે.

આ બધી મનોવૃત્તિયો લક્ષ ચૂકાયાનુંજ નિદર્શક બનું કરે છે. શું કોઇ એમ વિચારે છે કે આ વખતે તો ચાલો એવા ક્ષેત્રમાં કે જ્યાં મુનિરાજોના વિહારના અભાવે લોકો ધર્મ છોડી રહ્યા છે ? શું કોઇ એમ વિચારે છે કે ચાલો એવા ક્ષેત્રમાં કે જ્યાં શ્રાવકો મંદિરોની સામે યે જોતા નથી, અને મંદિરમાં મહની આશાતનાઓ થઇ રહી છે ? શું કોઈ એમ વિચારે છે કે-ચાલો એવા પ્રદેશમાં કે જ્યાં જૈનોનું એક પણ ઘર નથી. ત્યાં જઇ જૈનભાવના સ્થાપન કરીએ ? શું કોઇ વિચારે છે કે-ચાલો એવા પ્રદેશમાં કે જ્યાં માંસાહાર વધી રહ્યો છે. ત્યાં ગમે તેટલાં કષ્ટો સહન કરી-રહી-માંસાહાર ત્યાગ કરાવી મુનિમાર્ગ ખુલ્લો કરીએ ? શું કોઇ એમ વિચારે છે કે-ચાલો એવા પ્રદેશમાં કે જ્યાં કોઇ ન્હાનો મ્હોટો રાજા હોય તેને જૈનધર્મનો અનુરાગી બનાવીએ ?

જો મુનિરાજો આવી શાસનની લાગણીથી-ધર્મની બુદ્ધિથી-ખરી પ્રભાવનાનું લક્ષ્ય રાખીને પોતાના વિહારો અને ચતુર્માસના નિર્ણયો કરતા હત-કરતા આવ્યા હત, તો આજે જૈન ધર્મિઓની સંખ્યા ગણી ગાંઠી રહેવા પામત જ નહિ, આજે જૈનધર્મ ગુજરાત કાઠિયાવાડના ખાબોચીયામાં જઇને પડયોજ ન હત, આજે મારવાડ--

મેવાડ માલવામાં અનેક મન્દિરોનાં બારણાં બંધ થયાંજ ન હત, બંગાળ અને મગધ જેવા પ્રદેશમાં આટલો માંસાહાર વધતજ નહિ, બંગાળની લાખોની સંખ્યામા હયાતી ધરાવતી ' સરાક જાતિ ' જૈનધર્મથી વિમુખ થતેજ નહિ.

અમારા મુનિવર્ગે ક્ષેત્રોની પસંદગી કયાની કરવાની છે ? જે ક્ષેત્રોને પોતાના ગરાસ તરીકે માની રાખ્યાં છે ત્યાંની ! જ્યાં ખૂબ દાળ ગળે છે ત્યાંની ! જ્યાં પોતાની ઇચ્છા મુજબ આહાર અને વસ્ત્રોની પ્રાપ્તિ થાય છે ત્યાંની ! જ્યાં ચેલા ચાપટ વધારવા માટે છોકરાઓ નસાડી-ભગાડી શકાય ત્યાંની ! જ્યાં ધર્મના નામો દંગો રચી મન ફાવ્યું કરી શકાય ત્યાંની ! અને અમે ઉપાશ્રયો પણ એજ પસંદ કરીશું કે જેને અમારા મઠ તરીકે માની લીધેલ છે અને જ્યાં બેસનાર શ્રાવકોની પાસે ગમે તેવી અસંભવિત-અસત્ય વાતને પણ સંભવિત અને સત્ય કહેવરાવી શકીએ છીએ.

અમને દરકાર નથી કોઇ રાજાને જૈન બતાવવાની, અમને દરકાર નથી જૈનધર્મની વાસ્તવિક પ્રભાવનાની. અમને દરકાર છે અમારી પ્રભાવનાની, અમને દરકાર છે અમારી ઇચ્છાતૃપ્તિઓની, પછી તે ધર્મના સ્વાંગ નીચે કરાવીએ કે ગમે તે નિમિત્તે. અમને જગતના પ્રાણિયોને શુદ્ધશ્રાવક બનાવવાની જરૂર નથી. અમારે માટે તે શ્રાવકો બસ છે કે જેમને અમે અમારી ઝોળીમાંથી વાસક્ષેપ ભરી ભરીને સમકિત આપ્યું છે, અને અમારા સિવાય બીજાને ગુરૂ નહિ માનવાના-અરે, સાધુ પણ નહિ માનવાના નિયમો કરાવ્યા છે.

બસ, અમારે માટે તો ક્ષેત્રો, તે ઉપાશ્રયો અને તે શ્રાવકો કાફી છે. અમારે તો બીજું જગત જોવાની જરૂર નથી.

આ લક્ષબિંદુને ચૂકવાનાં લક્ષણો નહિં તો બીજું શું છે ? અમારો મુનિવર્ગ આમ લક્ષ ચૂકવા છતાં પણ પોતાનાં વ્યાખ્યાનોમાં તેજ પૂર્વાચાર્યોનાં ઉદાહરણો જોરશોરથી સંભળાવશે કે જેમણે કેવળ ધર્મની રક્ષા ખાતર જૈનધર્મની પ્રભાવનામાં જ પોતાનાં જીવનો વ્યતીત કર્યાં હતાં, લગાર પણ ઐહિક સ્વાર્થને પોતાના કાર્યોમાં સ્થાન નહોતું આપ્યું,

સમ્પ્રતિરાજાએ કૃત્રિમ સાધુઓને અનાર્ય દેશોમાં મોકલી મુનિગણોનો વિહાર ખુલ્લો કર્યાનું દષ્ટાન્ત અમારા મુનિવર્ગની જિહ્વા ઉપર બરાબર રમી રહ્યું છે; કુમારપાળ અને હેમચંદ્ર, હીરવિજયસૂરિ અને અકબરનાં દષ્ટાન્તો પણ અમે ધડાકા સાથે જનતાને સંભળાવીએ છીએ, ધર્મની નિંદા નહિ થવા દેવાના કારણે સાધુએ પોતાનો વેષ બાળી દીધાનાં ઉદાહરણો પણ આપીએ છીએ.

પણ એ બધું ગૃહસ્થોને સમજાવવા ખાતર. અમે આવા શાસન રંગી છીએ, એવું દેખાવવાની ખાતર અમારે તેમાંનું કંઇ કરવું નથી. અમારે તો અમારા ભક્તો પાસે વાહવાહ કહેવરાવવી છે. અને તેટલા માટે જ અમે દષ્ટાન્તોદ્વારા ગૃહસ્થોને ઉત્તેજિત કરીએ છીએ–અમારો શાસનપ્રેમ બતાવીએ છીએ,

પરન્તુ અમારે તેમાંનું કરવું–ધરવું કંઇ નથી. અમારે તો અમારાં ધાર્યાં ક્ષેત્રોમાં રહેવું છે, અને મોજો ઉડાવવી છે. અમે બહાર નીકળીએ તો મન ધાર્યાં તોફાનો કેમ કરી શકીએ ? અમારી સત્તાનો ઉપયોગ કેમ કરી શકીએ ! બીજાની ઇર્ષ્યાથી કે ગમે તે કારણે આચાર્યાદિ પદવીઓ લેવી હોય તે કેમ લઇ શકીએ ? પરન્તુ અમારો મુનિવર્ગ ભૂલી જાય છે ! આ પ્રમાણે વર્તમાનમાં इतो भ्रष्टस्ततो नष्टः જેવું જ બને છે. જે ઉદ્દેશથી ચારિત્ર સ્વીકારાયું છે, તે ઉદ્દેશની પૂર્તિ શું આથી

થાય છે ? શું ચારિત્રનો વાસ્તવિક આનંદ મળે છે ! અને જ્યાં વાસ્તવિક આનંદ જ નથી. તેમ સાધુ થવાના ઉદ્દેશની પૂર્તિ નથી, ત્યાં જીવનની સાર્થકતા શી ? અને એવી અવસ્થામાં इतो भ्रष्टस्ततो नष्टः થવા જેવું નહીં તો બીજું શું છે ?

વળી કેટલાક તો એમ બહાનાં કાઢે કે–" શું કરીએ ! શ્રાવકોનો અત્યન્ત આગ્રહ છે. આ જરા ફેલાયાં ફેલાયાં કામ બાકી છે, તે પૂરાં કરવાનો આગ્રહ કરે છે. અમારા હાથે શરૂઆત થઇ છે, માટે પૂરૂં પણ અમારા હાથે જ કરવાનું શ્રાવકો કહે છે. "

પરન્તુ આમાં નરી કપટપટુતા સિવાય બીજું કશું નથી હોતું. જેમને પોતાના ચારિત્રના રક્ષણની ભાવના છે, જેમના હૃદયમાં પરોપકારની ઉત્કૃષ્ટ ઇચ્છાઓ રહ્યા કરે છે, જેમને શાસનની વાસ્તવિક પ્રભાવના કરવાની અભિલાષાઓ છે, તેઓ આવાં બંધનોને તૃણવત્ સમજે છે. ખરી વાત તો એ છે કે તે ક્ષેત્રો અને ગૃહસ્થો ઉપરનો મોહ છોડાતો નથી. જો તે મોહ દૂર થાય, તો સંસારના ત્યાગી મહાત્માઓને કોઇની પણ પ્રતિબંધકતા નડતી નથી.

આ પ્રસંગે અમારા મુનિવર્ગે જગદ્દગુરૂ શ્રીહીરવિજયસૂરિ મહારાજનું દૃષ્ટાન્ત ખાસ કરીને સ્મરણમાં લાવવા જેવું છે. હીરવિજયસૂરિ ગુજરાતનાં જ ઉત્પન્ન થયા, અને ગુજરાતમાં જ વિચર્યા. ગુજરાતનાં જ આહારપાણી એમના જીવનને બંધ બેસતાં થઇ પડયાં હતાં પરન્તુ જે વખતે અકબર બાદશાહે ફત્તેહપુર સીકરી પહોંચવાને માટે નિમંત્રણ મોકલ્યું અને અમદાવાદ, ખંભાત તથા ગંધારના આગેવાનો સૂરીજીને એવા વિકટ પ્રદેશમાં નહિ જવા માટે આગ્રહ કરવા લાગ્યા, તે વખતે સૂરિજી મહારાજે આખા સંઘને કયા શબ્દોથી પ્રતિબોધ કર્યો હતો, એની ખબર છે ! શ્રાવકોનો

ઘણો વાદવિવાદ અને યુક્તિઓ થઇ ગયા પછી જગદ્‌ગુરૂ હીરવિજય-સૂરિ મહારાજે તમામ સંઘને સમજાવતાં કહ્યું હતું કેઃ—

" મહાનુભાવો ! તમારા બધાઓના વિચારો મેં અત્યાર સુધી શ્રવણ કર્યા છે. અને હું સમજું છું ત્યાં સુધી પોત પોતાના વિચારો પ્રકટ કરવામાં કોઇનો પણ ખરાબ અભિપ્રાય નથી. સૌએ લાભનો ઉદ્દેશ રાખીનેજ પોતાના અભિપ્રાયો બતાવ્યા છે. હવે હું મારો વિચાર જણાવું છું.

" જો કે એ વાતનું અત્યારે લાંબુ વિવેચન કરવાનો પ્રસંગ નથીજ કે આપણા પૂર્વાચાર્યોએ કેવળ શાસનની સેવા માટે માન અપમાનની દરકાર રાખ્યા સિવાય રાજદરબારમાં પગપેસારો કરી કરીને રાજાઓને પ્રતિબોધ કર્યો હતો. એટલુંજ નહિં પરન્તુ, તેઓ દ્વારા શાસનહિતનાં મ્હોટાં મ્હોટાં કામો કરાવ્યાં હતાં. કોણ નથી જાણતું કે-આર્યમહાગિરિએ સંપ્રતિરાજાને, બપ્પભટ્ટીએ આમરાજાને, સિદ્ધસેન દિવાકરે વિક્રમાદિત્યને અને કલિકાલ સર્વજ્ઞ પ્રભુશ્રી હેમ-ચંદ્રાચાર્યે કુમારપાળરાજાને-એમ અનેક પૂર્વાચાર્યોએ અનેક રાજા-ઓને પ્રતિબોધ્યા હતા. અને તેનાજ પરિણામથી જૈનધર્મની અત્યારે આટલી જાહોજલાલી જોઇ શકીએ છીએ. ભાઇઓ, જો કે હું તો તે પૂજ્ય પુરૂષોની પગની-રજ સમાનજ છું, તો પણ તે પૂજ્ય પુરૂષોના પુણ્યપ્રતાપથી **यावद् बुद्धिबलोदयम्** એ નિયમાનુ-સાર કંઇ પણ શાસનસેવા માટે ઉદ્યમ કરવો, એ મારી ફરજ સમજું છું. વળી આપણા તે પૂજ્ય પુરૂષોને તો રાજ્ય દરબારમાં પગ પેસારો કરવામાં કેટલીક મુશ્કેલીઓ પડી હતી. અને આ તો સમ્રાટ્ પોતે આપણને આમંત્રણ કરે છે. તો પછી આપણે તેના આમંત્રણને પાછું ઠેલવું, એ મને તો વ્યાજબી લાગતું નથી. તમે બધા સમજી શકો છો કે હજારો બલ્કે લાખો મનુષ્યોને ઉપદેશ

આપવામાં જે લાભ રહેલો છે, તેના કરતાં કઇ ગુણો લાભ એક રાજાને-સમ્રાટને ઉપદેશ આપવામા રહેલો છે, કારણ કે ગુરૂકૃપાથી યદિ સમ્રાટના હૃદયમા જો એક પણ વાત ઉતરી જાય. તો તેનું અનુકરણ કરવાને હજારો કે લાખો મનુષ્યોને બાધ્ય થવુંજ પડે. વળી આપણે એ વિચાર કરવાની પણ જરૂર નથી કે-જેને ગરજ **હશે તે આપણે ત્યાં વસ્તુનો સ્વીકાર કરવાને આવશે. આવા વિચારો શાસનને માટે લાભદાયક નથી. સંસારમાં-પોતાની મેળે ધર્મ કરનારા-સારાં સારાં કામો કરનારા મનુષ્યો બહુ થોડા હોય છે.** અત્યારનો ધર્મ પાંગળો છે. લોકોને સમજાવી સમજાવીને-યુક્તિઓ દેખાવી દેખાવીને જો ધર્મ કરાવવામાં આવે, તોજ મનુષ્યો ધર્મમાં આરૂઢ થાય છે અને પુણ્યકાર્યમાં જોડાય છે. એટલા માટે આપણે તો શાસન સેવાનીજ ભાવના રાખવી જોઇએ છે અને **શાસન સેવાની લાગણીથી-ભાવનાથી આપણને ગમે ત્યાં જવું પડે, તો પણ આપણે તેમાં સંકોચ રાખવોજ જોઇએ નહિં. પરમાત્મા મહાવીર દેવના અકાટ્ય સિદ્ધાન્તોનો ઘેર ઘેર જઇ પ્રકાશ કરવામાં આવશે ત્યારેજ આપણે સાચી શાસનસેવા બજાવી શકીશું.** ' सवी जीव करूं शासनरसी ' એ ભાવનાનો મૂળ ઉદ્દેશ શો છે? **ગમે તે રીતે મનુષ્યોને ધર્મના-અહિંસા ધર્મના અનુરાગી બનાવવા માટે પ્રયત્ન કરવો.** માટે તમે બધા બીજો બધો વિચાર છોડી દઇને અકબરની પાસે જવા માટે મને સમ્મત થાઓ. એજ હું ઇચ્છું છું." ( સૂરીશ્વર અને સમ્રાટ્ )

જગદ્‌ગુરૂ હીરવિજયસૂરિ મહારાજનો ઉપદેશ અત્યારના તમામ મુનિવર્ગે બરાબર હૃદયમાં ઉતારવો જોઇએ છે. ઉપર્યુક્ત ઉપદેશ, એ શાસન પ્રભાવક સૂરીશ્વરના હૃદયનો ફોટો છે. દેશદેશાન્તરમાં ફરો

ઉઠાવવાં પડશે, એવા કરથી કે ચોક્કસ ક્ષેત્રો ઉપરના મોહથી બહાર નહિ નિકળનારા મુનિરાજોએ ઉપર્યુક્ત ઉપદેશ ઉપર બહુજ વિચાર કરવો ઘટે છે.

આપણે આપણું લક્ષ્ય કેવલ શાસનની ઉન્નતિનો લાભ લેવાનુંજ રાખવું જોઇએ છે. લાભાલાભનો વિચાર કરવાની જરૂર છે અને તેનો દીર્ઘ વિચાર કરી દરેક કાર્ય કરવું જોઇએ છે. આજે આપણા ચારસો કે સાડી ચારસો મુનિરાજો જો કેવળ ઉપકાર બુદ્ધિ રાખીનેજ વિચરવાનું અને ચાતુર્માસ કરવાનું નક્કી કરતા હત, તો આજે ગુજરાત કાઠીયાવાડનાં પણ જે અનેક ગામો મુનિરાજોના દર્શનથી વંચિત રહે છે, તેમ રહેવાનો પ્રસંગ આવતેજ નહિં.

ચોમાસુ નજીક આવે છે, મુનિરાજો ક્ષેત્રોની પસંદગી કરવામાં જેમ લાગી ગયા છે. તેમ ગૃહસ્થો પોતાના ગામોમાં મુનિરાજો લાવવા માટે દોડધામ કરી રહ્યા છે. આવા પ્રસંગે મારું ઉપર્યુક્ત નિવેદન ધ્યાનમાં લઇને જો મુનિરાજો પોતાનાં ચતુર્માસો નક્કી કરશે, અને ગૃહસ્થો પણ બીજી કોઇ ઇચ્છાઓ ન રાખતાં કેવળ ધર્મબુદ્ધિથીજ મુનિરાજોને નિમંત્રણ કરશે, તો ઉભયનું કલ્યાણ થવા સાથે શાસનની સાચી પ્રભાવના થશે. અને તેમ નહિં થતાં ચાલ્યું આવે છે તેમ સ્વાર્થવૃત્તિઓમા આસકત રહી મનધાર્યું કરવામાં જોડાએલા રહેશે, તો એ સ્પષ્ટ છે કે–**इतो भ्रष्टस्ततो नष्टः** જેવી સ્થિતિ પ્રાપ્ત થશે. શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપે, એજ ઇચ્છું છું.



## ( ૨૪ )

# એમાં શું ?

'એમાં શું ?' કેવું સુંદર શબ્દ ! કેટલો સુંદર બચાવ ! ભલા ભલા વાદિયો, ટીકાખોર અને હેતુના હેતુઓ માગી જીવ ખાનારાઓનો પલ્લો છોડાવવાનો કેવો સુંદર ઉપાય ! તમારી કોઇ પણ વાત ઉપર તમને કોઇ છંછેડે, તો બીજો કંઇ પણ જવાબ ન આપતાં–બીજી કંઇ પણ ફિલોસોફી ન છાંટતાં–માત્ર કહી દો કે– " એમાં શું ? " બસ, બોલી બંધ ! " એમાં શું " ની આગળ ભલભલા તર્કશાસ્ત્રિયોના તર્કો તૂટી જવાના. ભલા ભલા ધર્મ પ્રેમિયોની શ્રદ્ધાઓ સ્તબ્ધ થઇ જવાની. ગમે તેવાનો આવેશ શાન્ત થઇ જવાનો. સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ, રંક કે રાય, ધની કે નિર્ધન, રાજા કે પ્રજા, ન્હાના કે મ્હોટા, કોઇ પણ હોય: આ શસ્ત્રની

આગળ ચૂપ થવાના, અને જેની પાસે " એમાં શું " નું શસ્ત્ર હશે, તે અવશ્ય વિજય મેળવશે.

એક નવયુવકને સંવત્સરીના દિવસે પણ પ્રતિક્રમણ ન કરતો જોઇ, તમે તેને કહો કે " ભાઇ, આજે તો પ્રતિક્રમણ કરવું જોઇતું હતું. " તે જવાબ આપશે–" એમાં શું ? " મજાલ નથી કે–તે પછી તમે એક શબ્દ પણ ઉચ્ચારી શકો. એક ગરીબ માણસને કોઇ વ્યાપારી છેતરતો હોય, તેને જોઇ તમે તેને કહો કે–" આમ ગરીબોને ચુસો, તે ઠીક કહેવાય ?" જવાબ મળશે–" એમાં શું ? " બસ, પછી તમે કંઇ નહિં કહી શકો ! એક પુરૂષ પરમાત્માની પૂજા કરતાં આશાતના કરતો હોય, તેને તમે કહો કે–" ભાઇ જરા ઉપયોગ પૂર્વક પૂજા કરોને; " જવાબ મળશે "એમાં શું ?" બસ, તમારાથી કંઇ નહિં બોલી શકાય ! આવીજ રીતે કોઇ સાધુ પોતાના ધર્મથી વિરૂદ્ધ વર્તન કરતો હોય, તેને તમે કહો–" મહારાજ, આપનાથી આમ થાય, " જવાબ મળશે " એમાં શું ? " બસ, ખતમ. એક શબ્દ પણ તમારાથી કંઇ નહિં કહી શકાય. ' એમાં શું ' માં અપૂર્વ ચમત્કારિતા છે.

પરન્તુ ભૂલવું જોઇતું નથી કે–" એમાં શું " એ શસ્ત્ર બાહ્યદષ્ટિએ જરૂર વિજય અર્પણ કરાવે છે, પરન્તુ એ શસ્ત્ર ખરેખર ' આત્મઘાતી ' છે, " એમાં શું " ના શસ્ત્રમાં એક એવું વિષ રહેલું છે કે, તેના ઉચ્ચારણની સાથેજ આત્માના ગુણોનો ઘાત શરૂ કરે છે. અને એનું જ એ પરિણામ છે કે આજે કોણ ગૃહસ્થ કે કોણ સાધુ, બન્ને વર્ગમાં મ્હોટે ભાગે નહિં ઇચ્છવાયોગ્ય શિથિલતા બલ્કે પતિતતાનો પ્રવેશ થઇ ચૂક્યો છે. 'આચાર હીનતા' ની શરૂઆત ખાસ કરીને " એમાં શું " જ કરાવે છે. જે વખતે મનુષ્યના હૃદયમાં આ ભાવ–" એમાં શું " નો ભાવ–ઉત્પન્ન થાય

છે, ત્યારે તે ભૂલનો પ્રારંભ કરે છે અને એ નિમિત્તે કરેલી એક ભૂલ બીજી સેંકડો ભૂલોનો જન્મ આપી આખરે પતિતતાની સ્થિતિએ પહોંચાડે છે.

ખૂબ સ્મરણમાં રાખવું જોઇએ કે કોઇપણ વસ્તુનો અધઃપાત એકદમ થતો નથી. ધીરે ધીરે શિથિલતા વધે છે, અને પછી પરિણામે છેક નીચી સ્થિતિએ પહોંચી જવાય છે. પરન્તુ આમ નીચે ઉતરતાં ઉતરતાં પણ મનુષ્ય " એમાં શું " નો આશ્રય લેતો જાય છે. આ આશ્રય જ એવો છે કે જે નીચે જતાં બચાવતો નથી, પરન્તુ નીચે તરફ ઔર ધક્કો મારે છે. વિવેકશૂન્ય મનુષ્ય " એમાં શું " ની આ ઘાતક શક્તિને જોઇ શકતો નથી.

આપણે આ વાતને ઉદાહરણો સાથે જરા વધારે સ્પષ્ટતાથી જોઇએ.

આચાર–બાહ્ય ક્રિયાકાંડ–એનો સંબંધ પણ આત્માની સાથે રહેલો છે. એ વાતને આજકાલના કહેવાતા સુધારકો માનવાને તૈયાર નથી થતા. તેઓ એમ સમજે છે અને કહેવાને તૈયાર થાય છે કે–" એમાં શું પડયું છે ? આત્માનો વિચાર કરવો જોઇએ. ". એમની આ માન્યતાનું જ એ પરિણામ છે કે આજકાલ મોટે ભાગે કેટલાક ગૃહસ્થવર્ગમાં પૂજા, સામાયિક, પૌષધ, પ્રતિક્રમણ, તપ, વિગેરે તરફ અભિરૂચિ કમ જોવામાં આવે છે. તેઓને આ સંબંધી કંઇ કહેવામાં આવે તો માત્ર એજ જવાબ આપશે કે " એમાં શું ? " પરન્તુ એમના આ ' એમાં શું " એ તેમને કેટલી હદે મૂકી દીધા છે, એમનો આત્મા કેટલો શુષ્ક બની ગયો છે, આત્મસ્વરૂપના ચિંતનથી કેટલો રહિત બની ગયો છે, એનો જ્યારે તેઓ એકાન્તમાં બેસી વિચાર કરે તો એમને સ્પષ્ટ સમજાય કે અમારાં કરતાં માત્ર શ્રદ્ધાથી પણ, કંઇને કંઇ

ક્રિયા કરનારા જરૂર સારા છે. અને તે વાત બિલકુલ સાચી છે કે કેવળ શ્રદ્ધાના બળે પણ કોઇ પણ વસ્તુને પકડી રાખનારા કોઇ ન કોઇ સમયે તે ક્રિયાની વાસ્તવિકતાનો આનંદ અનુભવી શકે છે. પરન્તુ જેઓએ ક્રિયાને સર્વથા છોડી છે–જેઓ સર્વથા હાથ ધોઇ બેઠા છે, તેમને માટે એ વાત સર્વથા અસંભવિત થઇ ગયેલ હોય છે.

સંસારમાં કોઇ પણ એવો ધર્મ નથી કે જેના અનુયાયીઓને માટે એક યા બીજી રીતે કંઇને કંઇ ધાર્મિક ક્રિયાઓ કરવાની ફરજ ન રાખવામાં આવી હોય. આ ક્રિયાઓના મહત્ત્વને નહિં સમજનારાઓ અથવા સમજવા છતાં 'પ્રમાદ' કે એવા બીજા કારણે નહિ આચરી શકનારાઓએ "એમાં શું ?" કહીને પોતાનો બચાવ અવશ્ય કર્યો છે–કરે છે, પરન્તુ તેઓની સ્થિતિ કેટલી નીચી હદ સુધી પહોંચી ગયેલી હોય છે, એ બતાવવાની આવશ્યકતા નથી.

ગૃહસ્થોની દશાને તો બાજુ ઉપર મૂકીએ. સાધુઓની દશા જોઇએ તો તેમાંથી પણ આપણને 'એમાં શું' એ શસ્ત્રના ઘણા ચમત્કારો જોવાના મળશે.

દરેક ધર્મના ધર્મશાસ્ત્રોનું જો બારીકાઇથી અવલોકન કરીએ તો લગભગ તમામ ધર્મના સાધુઓનો એક સરખોજ આચાર માલૂમ પડશે. **મનુસ્મૃતિ** અને એવા હિંદુધર્મનાં બીજાં શાસ્ત્રોમાં સાધુઓનો આચાર જોઇએ છીએ તો બરાબર જૈન સાધુઓના આચાર જેવોજ મળે છે.

પરન્તુ હિન્દુ સાધુઓની અત્યારે શી સ્થિતિ છે, એ કોઇથી અજાણ્યું નથી. ગાંજો, ભાંગ, ચરસ, ગાડી, મોટર, ઘરબાર બધુંયે–ધીરે ધીરે તેમાં પ્રવેશ્યું છે, બલ્કે અયોધ્યા, બનારસ અને એવાં તીર્થસ્થાનો કે જ્યાં હિંદુ સાધુઓના મોટા મોટા અખાડા છે, ત્યાંની સ્થિતિ જોતાં કોઇનો પણ અંતરાત્મા એમ બોલી ઉઠયા વિના

નહિ રહે, કે " આમના કરતાં ગૃહસ્થો શા ખોટા ? " એક કવિના શબ્દોમાં કહું તોઃ—

જટા વધારી જોગી કહાવે,
ભભૂત ચઢાવે ભા;
પકડી માટે કરે કડાકા,
જો જો ટીખળ આ.

ડંડી થઇ મડી લે સાથે,
તીર્થે નાવા જા;
ભગવા સાથે ભગવી ફરતી,
જો જો ટીખળ આ.

ગામ તજ્યું ને ધામ તજ્યું પણ,
કામ તજ્યાની ના;
એકેલુ આસરડે બેઠા,
જો જો ટીખળ આ.

સંસારીને એક સલૂણી,
સંતોષી રહે, હા;
મઠધારીનું મંડળ મોટું,
જો જો ટીખળ આ.

સિદ્દ બનીને કથા સુણાવે,
પંથ વધારે આ;
ગમ રમે રંગીને મંડળ,
જો જો ટીખળ આ.

> બીજાની બૈયર છંડાવે,
> મંદિર બાવો થા,
> આચારીને આઠ સલુણી,
> જો જો ટીખળ આ. "

આ સ્થિતિનું જ પરિણામ છે કે, આજે ભારતવર્ષમાં સાધુ-ઓને રાષ્ટ્રમાં ભારભૂત સમજવામાં આવે છે. અને તેમના તરફ ભક્તિને બદલે ઘૃણાનું પૂર વહી રહ્યું છે.

આ પ્રસંગે આપણે વિચારવાનું માત્ર એટલું જ છે કે આટલી બધી શિથિલતા બલ્કે પતિતતા શાથી આવી ? શું આવી સ્થિતિ એકાએક આવી છે ? નહિ. હમેશાં શિથિલતા ધીરે ધીરેજ આવે છે. આચારની એક હીનતા છેક નીચેની હદે પહોંચાડે છે અને એટલા જ માટે હિંદુ ધર્મશાસ્ત્રોમાં કહેવામાં આવ્યું છે કે आचारहीनं न पुनन्ति वेदाः । આચારથી હીન મનુષ્યને વેદ પણ પવિત્ર કરતા નથી.

આવી જ રીતે—આથી પણ વધારે સખ્તાઇ જૈન સાધુઓના આચાર માટે કરવામાં આવી છે, પરન્તુ જ્યાં જ્યાં આ આચારમાં શિથિલતાઓ પ્રાપ્ત થઇ છે, ત્યાં ત્યાં "એમાં શું" નો જ આશ્રય લેવામાં આવ્યો છે. ઘણી વખત આપણે જોઇએ છીએ કે બાહ્ય-દૃષ્ટિએ એક આચાર ઘણોજ નજીવો જણાતો હોય છે, પરન્તુ એવા નજીવા મનાતા આચારના ઉંડાણમાં એવી અજબ શક્તિ રહેલી હોય છે કે જેનું માપ આપણે કાઢી શકવાને બિલકુલ અસમર્થ હોઇએ છીએ.

આચાર સાધારણ હોય કે અસાધારણ—તે તો પાલનીયજ ધર્મ

છે. એમાં જરા પણ શિથિલતા–એના સંબંધમાં જરા પણ " એમાં શું "ની માન્યતા–છેક નીચી હદે આવવાનું પ્રસ્થાન કરવા બરાબર છે.

કેટલાક સાધુઓને, આપણે લગાર પણ વિચાર વિના પોતાના આચારથી વિરૂદ્ધ વર્તન કરતા–વ્યવહાર કરતા જોઇએ છીએ. એમનો વેષ, એમના વાળ, અને એમની બધીયે રીતભાત અને ક્રિયા લગભગ ગૃહસ્થોના જેવીજ જોઇએ છીએ. ત્યારે આપણને એમ થાય કે–સાધુ થઇને આમ કેમ કરતા હશે ? પરન્તુ ઉંડા ઉતરીને વિચાર કરવામા આવે, તો એમ થવાનું કારણ એમની ' એમા શું ?' ની માન્યતા જ હોય છે. તેમને જો પૂછવામાં આવે તો તેઓ જરૂર એવો જવાબ આપશે કે ' એમાં શું ?' પરન્તુ આ એમનું ' એમાં શુ ?' ધીરે ધીરે એમને કેટલી હદે લઇ ગયેલ હોય છે એનો વિચાર એઓને ભાગ્યેજ રહે છે. પ્રારંભમાં નજીવી ગણાતી શિથિલતાઓ ધીરે ધીરે મ્હોટી મ્હોટી બાબતો કે **જે સાધુ ધર્મનાં મહાન્ ચિન્હો છે,** એનાથી પણ દૂર કરાવે છે. અને એમા દૂર થયેલાઓનાં દષ્ટાન્તો પણ આપણને મળી શકે છે.

એક પ્રસંગે **કાલીદાસ** જીર્ણ ગોદડી ઓઢીને જાય છે. **ભોજ** સામે આવે છે, તે વખતે ભોજ અને કાલીદાસની વચ્ચે શો સંવાદ થાય છે :—

भिक्षो ! कंथा श्लथा ते ?
न हि, शफरवधे जालमश्नासि मत्स्यान्-
न्ते वै मद्योपदंशान्
पिबसि हि मधु किं ? वेश्यया, यासि वेश्यां ?
दत्त्वाङ्घ्रीमूर्ध्न्यरीणां,
तव ;किमु रिपवो ? भीभित्तिभेत्तास्मि चैषां

चोरोऽसि ? द्यूतहेतोम्-
त्वयि सकलमिदं ? नास्ति नष्टे विचारः ॥

ભોજ સાધુને પૂછે છેઃ—" આ તમારી ગોદડી જીર્ણ થઇ ગઇ છે ! " સાધુ કહે છે. ના, તે ગોદડી નથી. માછલાં મારવાની જાળ છે. શું તમે માછલી ખાઓ છો ? મદિરાની સાથે. શું મદિરા પીઓ છો ? વેશ્યાની સાથે બેસીને. શું વેશ્યાને ત્યાં જાઓ છો ? દુશ્મનના માથા ઉપર પગ દઇને. શું તમારે દુશ્મન છે ? હું ચોર છું. શું ચોરી કરો છો ? જુગાર રમવો પડે છે. :

છેવટે ભોજ પૂછે છે–શું તમારામાં બધુ છે ? કાલીદાસ કહે છે-**नास्ति नष्टे विचारः** મહારાજ, નષ્ટ થયા પછી વિચાર રહેતો જ નથી.

આપણા આ લેખની પરિભાષામા કહીએ તો નષ્ટ થનારા મનુષ્યને સર્વત્ર-સર્વ ક્રિયામાં '**એમાં શું** ' એજ વિચાર ઉઠે છે. મતલબ કે એક પગથીયું જે ચૂકે છે. તે છેક નીચેજ આવીને અટકે છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે–" એમા શું " આ શબ્દ-ધ્વનિજ સદ્વિચારની વિધ્વંસતા સૂચવે છે અને જ્યાં સદ્વિચાર નથી, ત્યા આત્માના પરિણામો વિધ્વંસ બને છે અને જ્યાં નિધ્વંસ પરિણામ થાય છે, ત્યાં કોઇ પણ જાતના પાપમાં **અરેકારો** રહેતો નથી. અને જ્યાં અરેકારો નથી, ત્યા પછી **નાસ્તિકતા** પ્રવેશી જાય છે.

અતએવ દરેક આત્મકલ્યાણાભિલાષી મનુષ્યોએ પોતાના આચાર-ક્રિયાકાંડ—ની, આરાધનામાં તત્પર રહેવું જોઇએ. માની લ્યો કે કદાચિત્ પોતાથી કોઇ ક્રિયા ન થતી હોય તો તેને માટે પશ્ચા-

તાપ કરવો, લઘુતા ભાવવી, પરન્તુ 'એમા શું ?' એ વિચારને તો પોતાના હૃદયમા સ્થાન ન જ આપવું.

આ પ્રસંગે એક એ પણ વાત વિચારવા જેવી છે કે જેમ ક્રિયાકાડથી-આચાર વિચારથી પરાઙગમુખ થનારાઓ 'એમા શુ' નો આશ્રય લે છે, તેવીજ રીતે કેવળ ક્રિયાકાડમા માનનારા-તેમા જ રચી પચી રહેનારા દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને જોયા વિના માત્ર ક્રિયાકાડને જ પોતાનુ ધ્યેય માની સમયાનુસાર કરવા જોઇતા બીજા કાર્યો માટે પણ "એમાં શું" નો જ આશ્રય લે છે અત્યારે સમાજને કઇ વસ્તુની વધારે જરૂર છે? અત્યારે રાષ્ટ્રની શી સ્થિતિ છે? ઇત્યાદિ બાબતોનો વિચાર કર્યા વિના માત્ર પોતાની પ્રાચીન પદ્ધતિને-જૂની રૂઢીને જ ધ્યેય માની સમયાનુસાર કાર્ય કરનારાઓના કાર્યોને વખોડે છે યા તિરસ્કારની દૃષ્ટિથી જૂએ છે અને જ્યારે તેઓને કોઇ કઇ પૂછે છે ત્યારે કહેશે કે "એમા શુ ?" પરન્તુ ખરી વાત એ છે કે-તેઓ પોતે પણ માનેલા આચારોના મહત્ત્વને-ક્રિયાકાડના મહત્ત્વને સમજ્યા નથી. મારા ધારવા પ્રમાણે તેઓ ક્રિયાકાડને પોતાનું સાધ્ય માની બેઠેલા હોય છે. પરન્તુ વસ્તુત તે ઠીક નથી બાહ્ય આચારો 'ક્રિયાકાડ' એ સાધ્ય નહિ પરન્તુ સાધન છે, તેવીજ રીતે સેવાના કે બીજા પરોપકારના કાર્યો એ પણ સાધનો છે.

એટલે એક બીજાના કાર્યોને ન વખોડતા બની શકે તેટલા અશે તે તે સાધનોમા અભિરૂચિ વધારવી, એ આત્મક યાણાભિલાષિઓનુ કર્ત્તવ્ય છે

ટૂંકમા કહુ તો-ક્રિયાકાડ-આચાર વિચાર-પછી તે ન્હાનો હોય કે મ્હોટો, પરન્તુ તેના ઉડાણમાં અપૂર્વ રહસ્ય રહેલું છે,

અને તેથી તેમાં શિથિલતા લાવવી એ આત્માને હાનિ પહોંચાડવા બરાબર છે. એવીજ રીતે સમયાનુસાર બીજાં કાર્યો પણ જરૂરનાં છે, અને તે સાધનો તરફ અભિરૂચિ વધારી તે તરફ વૃત્તિ કરવી જોઇએ, અને જેટલા અંશે ન બની શકે, તેટલા અંશે ન્યૂનતા ભાવવી, પરન્તુ એમ કદી ન માનવું કે '**એમાં શું ?**'

આશા છે કે "એમાં શું ?" ના મન્તવ્યથી દૂર થઇ 'આત્મકલ્યાણ' ને પોતાનું લક્ષ્યબિંદુ રાખી તેને અનુકૂળ પ્રવૃત્તિ કરવામાં આવશે.



## ( ૨૫ )

# દીક્ષા.

‘ દીક્ષા ’ એટલે મોક્ષની નિમંત્રણી. ‘દીક્ષા’ એટલે સ્વર્ગની ચાવી. ‘ દીક્ષા ’ એટલે પ્રાણિ માત્રની આરાધ્ય દેવી. ‘ દીક્ષા ’ એટલે સ્વર્ગના આત્માઓને પણ આત્મકલ્યાણ માટે લલચાવનારી સુંદરી, અને ‘ દીક્ષા ’ એટલે સાંસારિક પદાર્થોમાં આસક્ત બનેલા જીવોને મોક્ષ તરફ આકર્ષનારી એક વૈદ્યુતિક શક્તિ. આ દીક્ષાને કોણ ન પસંદ કરે ? આ દીક્ષાનો કોણ અનાદર કરે. જ્યાં રાજ્યનો ભય નથી, જ્યાં ચોરનો ભય નથી, જેનાથી આ લોકમાં સુખ છે અને પરલોકમાં હિત થાય છે અને જે દીક્ષામાં ભલભલા નરદેવો પણ શિર ઝુકાવી રહે છે, અને જે દીક્ષા ઉત્તમ કીર્તિને પ્રાપ્તિ કરાવે છે, આ ‘ દીક્ષા ’ ગ્રહણ કરવા તરફ કોનું

**દીક્ષા** ' નુ પાલન થઇ શકે છે દીક્ષા લીધા પછી પણ છળકપટો ન જાય, દીક્ષા લીધા પછી પણ સાસારિક પ્રેલોભનોથી ચિત્ત દૂર ન થાય દીક્ષા લીધા પછી પણ પુસ્તક કપડા કે બીજી વસ્તુઓ ઉપરની મૂર્ચ્છા ન હટે, દીક્ષા લીધા પછી પણ રાગ-દ્વેષની પ્રવૃત્તિયો વધતી રહે, અને દીક્ષા લીધા પછી પણ ઉપાશ્રયો કે ક્ષેત્રો ઉપરના મમત્વ દૂર ન થાય, તો પછી એ ' દીક્ષા લીધા ' ની સાર્થકતા શી છે ? કયા તે મહાપુરૂષોની દીક્ષા, કે જેમને દેખતાની સાથે જ ક્રોધી માણસ પણ શાન્ત જઇ જતો અને કયા આજે ભાગવતી દીક્ષાનો પોકાર કરનારાઓની ' દીક્ષા કે જેમને જોવાથી ન ક્રોધ થતો હોય એને પણ ક્રોધ થાય અને કદાચ ચૌદસુ રત્ન પણ ચખાડવા તૈયાર થાય ' દીક્ષા ' દીક્ષા 'મા પણ કેટલુ અંતર છે કહેવાની મતલબ કે ' દીક્ષા ' લેવી, એટલાજ માત્રથી કંઇ ' દીક્ષા ' ની ' ભાગવતી દીક્ષા ની સાર્થકતા થતી નથી દીક્ષા લીધા પછી પોતાના ' આત્મ કલ્યાણ 'ના લક્ષ્ય બિન્દુને નજ છોડવુ, એમાજ ખરી બહાદુરી છે.

આવી જ રીતે દીક્ષા લેવામા જેમ પોતાના આત્મકલ્યાણ તરફ લક્ષ્ય રાખવાની જરૂર છે, તેવી જ રીતે ' દીક્ષા ' લેનારે પોતાની જવાબદારીને પણ ભૂલવી જોઇતી નથી દીક્ષિતોની-સાધુઓની જવાબદારીના સબધમા હુ ઘણી વખત મારા વિચારો બતાવી ચૂકયો છુ એટને વિસ્તારથી ન કહેતા એટલુ જ માત્ર કહીશ કે ' દીક્ષા ' લેવી એટને જગતના ગુરૂ બનવાનુ છે, ' દીક્ષા ' લેવી એટને એક દસ વીસ કે પચીસ માણસના કુટુબના સર્કલ માથી મુક્ત થઇ वसुधैव कुटुम्बकम् બનવાનુ છે દીક્ષા લેવી એટલે જગતના પૂજ્ય બનવાનુ છે ' દીક્ષા લેવી ' એટલે જગતની દૃષ્ટિએ આદર્શ બનવાનુ છે દીક્ષા લેવી એટલે જગતના કલ્યાણનો

માર્ગ બતાવવાનો છે. દીક્ષા લેવી એટલે જગતના કલ્યાણ માર્ગમાં પ્રવૃત્તિવાળા રહેવા છતાં ' જલ કમલવત્ સંસારની પ્રલોભન શક્તિઓથી નિર્લેપ રહેવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાનું છે. ' દીક્ષા ' લેવાની આ જવાબદારીનો ખ્યાલ માત્ર પણ નહિં કરી શકનાર દીક્ષા લેવાને યોગ્યજ કેમ કહી શકાય ? અને કદાચ લે તો પણ પોતાની આ જવાબદારી નહિં સમજી શકનાર પોતાના કર્ત્તવ્યમાં આરૂઢ છે, એમ માની યે કેમ શકાય ! અને જ્યારે, જે માણસ પોતાના કર્ત્તવ્યમાં આરૂઢ નથી-કર્ત્તવ્યથી ચ્યુત છે, એને એ દૃષ્ટિમાં નિહાળવો-જોવો, એ ક્યાં સુધી યોગ્ય છે, એનો વિચાર દરેક બુદ્ધિમાન મનુષ્ય કરી શકે છે.

દીક્ષાનું માહાત્મ્ય હમેશાંથી સંસારમાં ચાલ્યું આવે છે. ' દીક્ષા ' પ્રત્યે-દીક્ષિતો પ્રત્યે-ગૃહસ્થોનો હમેશાંથી પૂજ્યભાવ ચાલુ રહ્યો છે. ઉત્તમ ગુણોને ધારણ કરનાર ગૃહસ્થ પણ ' દીક્ષિત ' ને દેખતાં શિર ઝુકાવશે. રાજા કે મહારાજા, શેઠ કે શાહુકાર, ગરીબ કે તવંગર, સ્ત્રી કે પુરૂષ, બાળક કે વૃદ્ધ ગમે તે હશે, જ્યાં તે દીક્ષિતને દેખશે, પોતાનું ઉત્તમાંગ મસ્તક ઝુકાવશે. કદાચ કોઇ અભિમાની બાલદૃષ્ટિથી શિર નહિં નમાવે, તો હૃદયનું નમન તો જરૂર કરશે જ કરશે. પણ તે શા માટે ? એનો વિચાર, કોઇ દિવસ દીક્ષિતો ' ભાગવતી દીક્ષા ' ના ઉપાસકો કરે છે કે ? ગમે તેવો ગૃહસ્થ-વિરક્ત અને વ્રતી ગૃહસ્થ પણ સમજે છે કે-" આ અમારાથી ગુણોમાં મ્હોટા છે, અમે છ કાયના કૂટામાં-આરંભ સમારંભમાં ફસાએલા છીએ, જ્યારે આ મહાત્મા તેનાથી દૂર છે. અમે સ્ત્રી પુત્ર પરિવારના મોહમાં ફસાઇ માત્ર તેનીજ રક્ષાના સ્વાર્થમાં ફસાએલા છીએ, ત્યારે આ ગુરૂદેવ જગતના ઉપકારમાં જ પોતાનું જીવન ખપાવી રહ્યા છે. અમે ઇન્દ્રિયલોલુપતામાં લાલચુ બનેલા

છીએ, ત્યારે આ ગુરૂએ પચેન્દ્રિયના વિષયોને જીત્યા છે. અમે ઘર-બાર-કુટુબ-કબીલાના મોહમા ફસાએલા છીએ ત્યારે આ ત્યાગી મહાત્મા મર્વ ચીજો ઉપરના મોહથી દૂર રહે છે." ઇત્યાદિ વિચારોથી એ ગૃહસ્થો, આપણને-દીક્ષિતોને નમન કરે છે, વંદન કરે છે. પણ આ વંદન કરાવનારા દીક્ષિતો કોઇ દિવસ એનો વિચાર કરે છે કે આ ગૃહસ્થો જે ગુણોથી અમારા ઉપર આકર્ષિત થાય છે, એ ગુણો અમારામા કેટલા છે ? કહેવાની કંઇજ જરૂર નથી કે-દરેક મનુષ્ય પોત પોતાના શુભ કે અશુભ કૃત્યોને-પુન્ય કે પાપને-ગુણ કે અવગુણને સમજી શકે છે. છોકરાનો સાચો બાપ કોણ છે, તે 'મા' જ સમજી શકે છે. તેનીજ રીતે 'પાપ' પણ માણસ પોતેજ સમજી શકે છે અને તેટલા માટેજ " **મા જાણે બાપ, ને આપ જાણે પાપ** " એવી કહેવત બોલાય છે. આવી અવસ્થામા દીક્ષિતો સમજી શકે છે કે ગૃહસ્થો આપણને જે માન આપે છે, જે વંદનાદિ ક્રિયા કરે છે, તેને યોગ્ય અમે કયા સુધી છીએ ! પરન્તુ હવે તો આવી સ્થિતિ પણ નથી રહી. ગૃહસ્થો સ્વયં સમજવા લાગ્યા છે કે " આ મહાત્મા કયા સુધી યોગ્ય છે ? " અને એ સમજવાનુજ પરિણામ છે કે-કેટલાક સ્થળે 'ભક્તિ'ના સ્થાનમા 'ઘૃણા' અને 'વંદન'ના સ્થાનમા 'ચૌદમા રત્ન'ની નોબતો આવ્યાનુ' સંભળાય છે. જો આવી સંભળાતી વાતો સાચી હોય તો ખરેખર જૈનસમાજની કમનસીબીનો જ સમય સમજવો જોઇએ અને એ કમનસીબીના જવાબદાર હુ' તો એ ' દીક્ષિતોને ' ' ભાગવતી દીક્ષા 'ના નામે ધમપછાડ કરનારાઓનેજ ગણુ કે જેઓ પોતાના ધર્મથી ચ્યુત થવાના કારણે સમાજમા આવા પ્રસંગો ઉપસ્થિત કરાવે છે. જો દીક્ષિતો-સાધુઓ પોતાના કર્ત્તવ્યને સમજતા હોય, પરમાત્માની આજ્ઞાઓનુ પાલન કરવા તરફ રાત દિવસ સચેષ્ટ રહેતા હોય,

સાધુધર્મનો રાત દિવસ વિચાર કરતા હોય તો . આ પ્રમાણે લોકોને 'અશ્રદ્ધા'ના-'ધૃણા'ના કારણભૂત ક્યારે પણ થઇ શકે નહિં. પરંતુ જ્યાં પોતેનિજ પોતાનું પગથિયું ચૂકતા હોય, ત્યાં બીજાઓનો દોષ કાઢવો, એ નિરર્થક છે. દીક્ષિતો-આદર્શ ગણાતા પુરૂષોના-ત્યાગી પુરૂષોના-પોતાના ધર્મથી ચ્યુત થવાથી જગતના મનુષ્યો ઉપર કેટલી બુરી અસર થાય છે, એનો વિચાર સ્વયં એ મહાપુરૂષોએ કરવો ઘટે છે. ભૂલવું જોઇતું નથી કે-સાધુધર્મ એ એક સ્વચ્છ-કપડા જેવો છે. સફેદ કપડા ઉપર પડેલો ડાઘ જલ્દી નજર આગળ આવે છે અને તેટલાજ માટે સાધુઓને-દીક્ષિતોને જગતના આદર્શ સમજવામાં આવે છે. આ સાધુઓનું ધર્મભ્રષ્ટ થવું બીજાઓને અધર્મ પમાડવાના કારણભૂત થાય છે. અને બીજાને અધર્મ પમાડવો એના જેવું અધર્મ કાર્ય બીજું કયું હોઇ શકે ? વૃદ્ધ પુરૂષોનું વચન છે કે "સો માણસ ધર્મ ન પામે, એની દરકાર નથી, પણ એક માણસ અધર્મ પામવો ન જોઇએ." બિલકુલ સાચું છે. આપણાથી કોઇ ધર્મ ન પામે તો તે કાંઇ હાનિકર્તા નથી, પરન્તુ 'અધર્મ' પામવો, એ ખરેખર નુકસાન કર્તા છે. લાખના સવાલાખ ન થાય, એ એટલું દુઃખકર ન થાય, જેટલું કે લાખના સાઠ હજાર કે બાર હજાર કરવાથી થાય છે. કોણ કહેશે કે જે સાધુઓ બીજાને અધર્મ પમાડનારા થાય છે-પોતાના કર્ત્તવ્યથી બીજાને અધર્મ પમાડનારા થાય છે, તેઓ લાખના સાઠ હજાર કે બાર હજાર કરનારા નથી થતા ? ત્યારે શું 'ભાગવતી દીક્ષા' લીધાની આ સાર્થકતા ! જગતના ગુરૂ બનવાની આ ઉપયોગિતા ?

અતએવ 'ભાગવતી દીક્ષા'ના ઉપાસકોએ-સાધુઓએ દીક્ષિતોએ પોતાના ધર્મને જ સંભાળવાની જરૂર છે. જો આપણે આપણો

ધર્મ સંભાળીશું-આપણા કર્ત્તવ્યોને-નિયમોને અનુસરી જીવન વ્યતીત કરીશું, તો બીજાઓને નિંદા કરવાનો કે ઘૃણા કરવાનો કે તિરસ્કાર કરવાનો પ્રસંગ નહિજ આવે.

આ બધો વિચાર જેમ દીક્ષિતોએ-સાધુઓએ કરવાનો છે તેવીજ રીતે જેઓ દીક્ષાના ભાવિકો છે, દીક્ષાના ઉમેદવારો છે, દીક્ષા લેવા માટે આમ તેમ દોડંદોડા કરે છે તેમણે પણ વિચાર કરવાનો છે. દીક્ષાના ઉમેદવારોએ સૌથી પહેલાં તો એજ વિચાર કરવાનો છે કે પોતાને વૈરાગ્ય કેટલો છે, સંસારની વાસનાઓથી પોતાનું મન કેટલું ઉદ્વિગ્ન થયું છે, અને પોતે ' દીક્ષા 'ના મહત્ત્વને કયાં સુધી સમજી શકયા છે. ' દીક્ષા ' શી વસ્તુ છે ? ' દીક્ષા 'માં કેવાં કેવાં કષ્ટોનો મુકાબલો કરવો પડે છે ? ' દીક્ષા ' લીધા પછી પોતાના કર્તવ્યને બજાવવા માટે બરાબર તૈયાર રહેવાશે કે કેમ ? અને ' દીક્ષા ' લેવામાં કેટલી જવાબદારિયો શિર ઉપર આવવાની છે ? આ બધી બાબતોનો દીક્ષાના ઇચ્છુકે જેમ વિચાર કરવાનો છે, તેવીજ રીતે જેની પાસે તે દીક્ષા લેવા જાય છે તે ગુરૂની બરાબર પરીક્ષા કરી છે કે કેમ ? એ ગુરૂની પ્રકૃતિ પોતાની પ્રકૃતિથી મળતી આવે છે કે કેમ ? એ ગુરૂ ચારિત્રધર્મમાં સ્થિર છે કે કેમ ? એ ગુરૂ કેવળ આત્મકલ્યાણની ભાવનાથી દીક્ષા આપે છે કે એમાં બીજો પણ કંઇ સ્વાર્થ રહેલો છે ? ઇત્યાદિ કેટલીએ બાબતોનો દીક્ષાના ઇચ્છુકે વિચાર કરવો જોઇએ છે. ઘરના કલેશથી કે માતા પિતાના ઠપકાથી અથવા બીજા કોઇ કારણે કંટાળી ક્ષણિક વૈરાગ્યમાં તણાઇ દીક્ષા સંબંધી સ્વપ્નમાં પણ કંઇ વિચાર કર્યા વિના ગુરૂ પાસે દોડી જવું અને ગુરૂજીને પ્રાર્થના કરવી કે ' મને તો સંસાર ખારો ઉસ જેવો લાગે છે, મને જલદીથી દીક્ષા આપો, ' એનો અર્થ કંઇજ

નથી, માટે દીક્ષા લેનારે પોતાની જવાબદારી અને ધર્મો અવશ્ય સમજવા જોઇએ.

હવે દીક્ષા આપનાર-ગુરૂએ દીક્ષા કોને આપવી ? કયારે આપવી ? કેવા સંયોગોમાં આપવી ? શા માટે આપવી ? ઇત્યાદિ બાબતોનો વિચાર કરવો રહે છે. આ વિચાર હવે પછી કરવા ઉપર રાખી અત્યારે તો આટલેથી જ વિરમું છું.

---

( ૨૬ )

ગત લેખમાં આપણે ' દીક્ષા ' નું માહાત્મ્ય જોઇ ગયા. તેની સાથે સાધારણ દૃષ્ટિએ એ પણ તપાસ્યું કે દીક્ષા શા માટે લેવી ? દીક્ષા લેનારનો શો ઉદ્દેશ હોવો જોઇએ ?

દીક્ષા લેનારનો ઉદ્દેશ ' આત્મકલ્યાણ 'નો-પટ્કાયના કૂટાથી નીકળવાનો હોવો જોઇએ. નહિ કે ઉલમાંથી નીકળીને ચૂલમાં પડવાનો. નહિ કે મોહના ખાબોચિયામાંથી નીકળી મોહના સાગરમાં પડવાનો ! નહિ કે-મહંતજી-ગુરૂજી કહેવરાવવા માત્રનો ! આથી વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો—

मूंड मुडाये तीन गुण
मिटे सीस की खाज ।
खाने को लड्डु मिले
लोक कहे महाराज ॥

આ ત્રણ વસ્તુઓ પ્રાપ્ત કરવા માટેનો ઉદ્દેશ નહિ હોવો જોઇએ. જેઓ આ બાહ્ય લાલચોથી દીક્ષા લે છે, તેઓ ખરેખર જાણી જોઇને પોતાના આત્માને અધોગતિમાં લઇ જવાનો પ્રયત્ન કરે છે.

આ ઉપરાન્ત દીક્ષા લેનારની જવાબદારીનો ખ્યાલ પણ તે લેખમાં ઉપસ્થિત કરાવ્યો છે. એટલે કે-દીક્ષા લેનાર ન કેવળ પોતાના આત્મકલ્યાણને માટેજ દીક્ષા લે, પરન્તુ દીક્ષા લીધી પછી તે જગતના ગુરૂ બને છે, દીક્ષા લીધી પછી તે જગતનો આદર્શ બને છે; એટલે એણે તો એક ચોખ્ખા-નિર્મળ આદર્શ-કાચની માફક રહેવાનું છે.

હવે આ લેખમાં આપણે એ વાતનો વિચાર કરીએ કે, **“ દીક્ષા કોણે આપવી ? ”**

આ એક વિચારણીય પ્રશ્ન છે. દીક્ષા લેનારમાં જેમ યોગ્યતા જોવી પડે છે-જોવી જોઇએ છે, તેવીજ રીતે દીક્ષા આપનારને પણ પોતાની યોગ્યતાનો પહેલાં વિચાર કરવો ઘટે છે. ' દીક્ષા આપવી ' એટલે બીજા જીવોની જીવનદોરીને પોતાના હાથમાં લેવાની છે. દીક્ષા આપવી, એટલે બીજા જીવોના આત્મોદ્ધારની જવાબદારી પોતાના શિરપર લેવાની છે. દીક્ષા આપવી, એ કંઇ બાળકોના ખેલ નથી. દીક્ષા આપનારમાં ઘણી ઘણી યોગ્યતાઓ જોઇએ છે. દીક્ષા આપવામાં ખાસ મહત્ત્વના ગુણો હોવા જોઇએ છે. પરન્તુ અત્યારે તો જૈન સમાજમાં ગમે તેવો વેષધારી બીજા જીવોને દીક્ષા આપી દે છે. સદાચારી કે દુરાચારી, ભણેલા કે અભણ, વ્યવહારજ્ઞ કે અવ્યવહારજ્ઞ, સમયજ્ઞ કે અસમયજ્ઞ-ગમે તે હશે, પણ ભગવાનનાં પ્રકાશિત કરેલાં, અને, ભગવાને સ્વયં આદરેલાં **પાંચ મહાવ્રતોનું** ઉચ્ચારણ કરાવે છે. પાંચ મહાવ્રત બીજાઓને આપે છે. હવે કયાં કરવો યોગ્યતા-અયોગ્યતાનો વિચાર ? ગમે તેવી સ્થિતિ પોતે ભોગવવા છતાં પણ ગુરૂ બનવા માટે રાત દિવસ હાય હાય કરવી, ધમપછાડ કરવી, ઉત્કટ ઇચ્છાઓ કરવી, એ " ગૃહસ્થોની પુત્ર પ્રાપ્તિની ઇચ્છા " ની સાથે બલ્કે તેથી પણ નીચી કોટીએ મૂકવા જેવી ઇચ્છા નથી શું ?

યોગ્ય પુરૂષો, બીજાનું કલ્યાણ ઇચ્છીને યોગ્ય ગુરૂવને, યોગ્ય અવસ્થામાં, યોગ્ય સંજોગોમાં દીક્ષા આપે, તો તેમાં કોઇને કંઇ કહેવા જેવું હોય જ નહિ, પરન્તુ પોતામાં યોગ્યતાનો છાંટો યે ન હોય, અને બીજાના તારણહાર બનવાનો પ્રયત્ન કરવો, એ બીજાના જીવન ઉપર પાણી ફેરવવાનો પ્રયત્ન નથી શું ? ખરી વાત એ છે કે પોતાના સ્વાર્થ આગળ મનુષ્યો સત્ય વસ્તુને ભૂલી જાય છે. અને બીજાના જીવનનો જરાયે ખ્યાલ

કરતા નથી સાધુઓ સમજે છે કે-અમે દીક્ષા ન આપીએ અને બે ચાર કે પાચ ચેલાઓ સાથે આગળ આગળ દંડો લઇને આરતે કદમ ન ચાલીએ, ત્યા સુધી અમારા સાધુત્વને લોકો કેમ જાણે? એ પાચ ચેલા સાથે નહિ હોય તો અમારા સામૈયા કેમ થશે? અમારા ગુરૂ કેમ જ્યા જાય છે ત્યા ઢોલ-તાસા વાગે છે! ત્યારે અમે શુ કમ છીએ! અમે પણ જુદા વિચરીએ અને બે પાચ ચેલા અને બે પાચ ચેલીઓને સાથે લઇ કોઇ મારા ગામમા પ્રવેશ કરીએ તો અમારૂ પણ સામૈયુ ન થાય શુ! અમારી આગળ પણ માણસોની ભીડ ન જામે શુ!

વિગેરે ઇચ્છાઓને આધીન થઇ યોગ્યતા કે અયોગ્યતાનો ખ્યાલ કર્યા સિવાય જે આવ્યો તેને મૂડે છે ખરી રીતે, તેઓ એક શિષ્ય તરીકે ગુરૂના ચરણકમળમા રહેવાના ગૌરવ કરતા, ગુરૂ બની બે ચાર ભાર ઉઠાવનાર ચેલાઓ અને બે ચાર કપડા ધોઈ આપનારી કે ઓઘા દોરા બનાવી આપનારી ચેલીઓને સાથે લઇ ફરવાના ગૌરવને વધારે મહત્ત્વનુ સમજે છે પણ સાચી રીતે તો તેમની યોગ્યતાની કિંમત અહિજ અકાઇ જાય છે. કારણ કે તેઓ ગુરૂના ચરણ સેવન કરતા શિષ્યના ચરણ સેવનને અને શિષ્યાઓની મનવરો પતાવરોને વધારે મહત્ત્વ આપે છે, એમની આ યશોલિપ્સાઓજ એમની યોગ્યતા (!)નુ માપુ સ્વરૂપ પ્રકટ કરે છે

આવી બાહ્ય ઇચ્છાઓને આધીન થઇ ઘણા ખરા સાધુઓ શિષ્યો માટે જે ધમપછાડા કરે છે, જે ઉપદ્રવો મચાવે છે, જે અપમાનો સહે છે જે વૈમનસ્યોને જન્મ આપે છે, જે અધર્મ પમાડે છે, એ બધી બાબતો અત્યારે કોઇથી અજાણી નથી અને આનુ એજ પરિણામ છે કે—આજ ગૃહસ્થવર્ગ પૈકીનો ઘણો ભાગ

ભાગ આવા ઉપદ્રવોથી ત્રસ્ત બન્યો છે અને પરિણામે સારા કે ખોટા તમામ સાધુઓ પ્રત્યે અરૂચિભાવવાળો થયો છે. વિચારવાનું માત્ર એટલુંજ છે કે જેઓના હૃદયમાં કેવળ શાસનની જ દાઝ છે, જેઓ બીજાના કલ્યાણનેજ માત્ર ચાહે છે અને જેઓને પોતાના ચારિત્ર્યના પ્રભાવ ઉપર પૂર્ણ વિશ્વાસ છે, તેઓને આટલી ધમપછાડો કરીને દીક્ષા આપવાની ઇચ્છાઓ થાય ખરી કે ? પરન્તુ ખરી વાત તો એજ છે કે–મહત્વાકાંક્ષાઓ–લોભલાલચો તેમના ઉપર સવાર થયેલી હોય છે, અને તેનુંજ એ પરિણામ છે કે તેઓ પોતાની યોગ્યતાનો જરા પણ ખ્યાલ કર્યા સિવાય અને દીક્ષા લેવા આવનારની પણ યોગ્યતા તપાસ્યા સિવાય ગમે તેટલી ધાર્મિક કે સામાજિક હાનિયોને નહિ જોઇને દીક્ષા આપવા માટે તૈયાર થાય છે. પરન્તુ એ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે–દરેક સાધુએ, બીજાને દીક્ષા આપવા અગાઉ પોતાની યોગ્યતાનું માપ કાઢવાની જરૂર છે. પોતામાં ગુરૂ બનવાની યોગ્યતાનું માપ કાઢવાની જરૂર છે. પોતામાં ગુરૂ બનવાની યોગ્યતાનો છાંટો યે ન હોય, અને બીજાઓને મૂંડવા–ચેલા બનાવવાથી 'શો ફાયદો ? અને પોતામાં યોગ્યતાનો અભાવ છતાં બીજાને દીક્ષિત કરવો છે, એનો અર્થ જ એ છે કે એઓ જાણી જોઇને બીજાના જીવનને કૂવામાં ડૂબાવવા ચાહે છે. ' બીજાનું ગમે તે થાય. હું તો અમુક ચેલાઓનો ગુરૂ કહેવાઇશ: ' એવી ઇચ્છા માત્રથી દીક્ષા આપનારનું હૃદય કઇ અધમસ્થિતિએ પહોંચેલું હોવું જોઇએ, એ કોઇ પણ સહૃદય વિચારી શકે છે..

ઉપરના વૃત્તાન્ત ઉપરથી કોઇએ એમ સમજવાની ભૂલ નજ કરવી કે ' હું દીક્ષાનો વિરોધી છું '. નહીં, હું પોતે દીક્ષિત છું અને હું દીક્ષાને–ભાગવતી દીક્ષાને મનુષ્ય માત્રના કલ્યાણનું પરમ

સાધન માનું છું. અને દરેક **સાચા સાધુએ** બીજા ભવ્ય જીવોના ઉદ્ધારને માટે સંસારની વાસનાઓમાં રચી-પચી રહેલા જીવોનો ઉદ્ધાર કરવા ભરસક પ્રયત્ન કરવો જોઇએ. પ્રત્યેક મનુષ્યને દીક્ષાનું મહાત્મ્ય સમજાવવું જોઇએ. અને યોગ્ય જીવોને યોગ્ય સમયમાં, યોગ્ય સંયોગોમાં દીક્ષા આપવી જોઇએ. એમ પણ માનું છું. પરન્તુ તેની સાથે સાથે દીક્ષા આપનારે પોતાની યોગ્યતાનો-જવાબદારીનો પણ ખ્યાલ અવશ્ય કરવાની જરૂર છે. એક વ્યવહાર અકુશળ અને નિરક્ષર ભટ્ટાચાર્ય મનુષ્ય એક મહાન્ જવાબદારી ભર્યું કાર્ય ઉઠાવવા ચાહતો હોય, તો તે જેટલું અયોગ્ય કહેવાય, તેટલુંજ પોતાની યોગ્યતાનો ખ્યાલ કર્યા સિવાય બીજાના જીવનની દોરી હાથમાં લેવાનું કાર્ય અયોગ્ય છે. અતએવ દીક્ષા આપવાની ઇચ્છા રાખનાર દરેક સાધુએ પોતાની યોગ્યતાનો ખ્યાલ પહેલાં કરવો જોઇએ છે.

દીક્ષા આપનારમાં કયા કયા ગુણો આવશ્યક છે, એ સંબંધી જૈનશાસ્ત્રોમાં અનેક સ્થળે ઉલ્લેખ છે. પરન્તુ તે બધા ઉલ્લેખોનો અહિં ઉતારો ન કરતાં **શ્રીમાન્ માનવિજયજી ઉપાધ્યાયે ધર્મ-સંગ્રહ**માં બતાવેલા ગુણો જ માત્ર આપણે સંક્ષેપમાં જોઇએ.

**ધર્મ સંગ્રહ**ના દ્વિતીય ભાગના તૃતીય અધિકારમાં દીક્ષા આપનાર ગુરૂમા આ ૧૫ ગુણોની આવશ્યકતા બતાવવામાં આવી છેઃ—

૧ विधिप्रपन्नप्रव्रज्यः—શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે તેણે દીક્ષા લીધેલી હોવી જોઇએ. આ ગુણથી સ્પષ્ટ થાય છે કે ગમે તે વખતે ગમે તેમ કપડાં પહેરી લેનાર ગુરૂ બનવાનો અધિકારી નથી. વાચકો વિચારી શકશે કે ઘડીમાં કયાંય ને ઘડીમાં કયાંય,' ઘડીમાં કયાંય ને ઘડીમાં કયાંય, એમ મનમાં આવ્યું તેમ જ્યાં ત્યાં વેષો બદલી સાધુ

થનારા ગુરૂ કહી શકાય કે કેમ ? પણ અત્યારે તો વિધિ પૂર્વક દીક્ષા લીધાની વાત તો દૂર રહી, પતિત થએલા અને વારંવાર બહિષ્કૃત થએલા પણ ખાસ્સા ' ગુરૂદેવ ' કે ' પંન્યાસજી મહારાજ ' થઇ દીક્ષાઓ આપે છે, એટલું જ નહિં પરન્તુ ઉપધાન અને વડી દીક્ષાઓ આદિની પણ ક્રિયાઓ કરાવે છે. સ્વચ્છંદતાની તે કંઇ સીમા છે.

૨ आसेवितगुरुक्रमः—ગુરૂકુલવાસ સેવી હોવા જોઇએ. ગુરૂ બનનારે ગુરૂકુલવાસનું સેવન કર્યું હોવું જોઇએ. જૈન સમાજમાં ગુરૂકુલના સેવનની, બારિકાઇથી આપણે અવલોકન કરીએ તો, ખરેખર અતિ શોચનીય દશા દેખાયા વિના નથી રહેતી. સ્વચ્છંદતાના કારણે અત્યારે ગણ્યા ગાંઠયા ભાગ્યશાળીઓ જ એવા નિકળશે કે જેમણે ગુરૂકુલવાસનું સુચારૂ રૂપે સેવન કર્યું હશે અથવા જેઓ કરતા હશે; પરન્તુ જેણે ગુરૂકુલવાસ સેવ્યો નથી, તેનામાં શાન્તિ, ગંભીરતા, સમયજ્ઞતા અને શાસ્ત્રની બાબતોનું રહસ્ય સમજવામાં ભાગ્યેજ આવી શકે છે, અને તેથી તે ગુરૂ બનવાનો અધિકારી નથી થતો. ખરી વાત છે કે જે સાચો શિષ્ય બન્યો નથી-જેણે ખરૂં શિષ્યત્વજ ભોગવ્યું નથી, એ ગુરૂ બનીજ કેમ શકે ? જે સાચો **સેવક** બને છે, તેજ કોઇ દિવસ **સેવ્ય** બની શકે છે. તેમ જે સાચો **શિષ્ય** બને છે તેજ ગુરૂ બનવાનો અધિકારી થઇ શકે છે.

૩ अविराधितचारित्रः—જેણે પોતાનું ચારિત્ર ખંડિત નથી કર્યું-અખંડિત ચારિત્ર રાખ્યું છે, તે.

૪ पठितागमः—જેણે વિધિપૂર્વક આગમોનું અધ્યયન કર્યું હોય. શાસ્ત્રકારે વિધિપૂર્વક આગમોનું અધ્યયન કરેલું બતાવ્યું છે, એનું કારણ એ છે કે ગુરૂગમ પૂર્વક આગમોનું અધ્યયન કરેલું

હોવું જોઇએ. આગમોનો અભ્યાસ એ સામાન્ય શાસ્ત્રોનો અભ્યાસ નથી. મહાન્ ગીતાર્થ ગુરુઓ પાસે જેઓ આગમોનું અધ્યયન કરે છે, તેઓજ આગમના રહસ્યને મેળવી શકે છે, નહિ તો સૂત્રોના અર્થો ઉલટ-પાલટ કરવામાં લગાર વાર ન લાગે અને અત્યારે એ પ્રમાણે સ્વચ્છંદતાથી આગમો જોનારાઓની શ્રદ્ધાઓ ઉપર કાલિમાઓ લાગેલી પણ આપણે કયા નથી જોતા ?

૫ तत्त्ववित्—તત્ત્વનો જાણનાર હોય. ન્યાય વ્યાકરણ કે બીજા શાસ્ત્રને ભણી જવા, એ જુદી વસ્તુ છે, અને તત્ત્વના જ્ઞાતા થવું એ જુદી વસ્તુ છે. અતએવ ગુરુ તેજ બની શકે જે તત્ત્વજ્ઞ હોય.

૬ उपशान्त—મન, વચન, કાયાના વિકારોને રોકનાર-દમન કરનાર હોય.

૭ अखिले प्रवचने वात्सल्ययुक्त—સાધુ-સાધ્વી શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ પ્રત્યે વાત્સલ્યભાવવાળો હોય.

૮ सर्वसत्त्वहितान्वेषी—સમસ્ત જીવોના હિતનું અન્વેષણ કરનાર હોવો જોઇએ. અર્થાત્ સમસ્ત જીવોનું હિત ચાહનાર હોય, નહિ કે બીજાઓને નષ્ટ ભ્રષ્ટ કરવા માટે. બીજાઓને પાયમાલ કરવા માટે, રાત દિવસ પ્રપંચ ખેલનાર હોય.

૯ आदेय—બીજાના ગ્રાહ્ય વચનોનો આદર કરનાર હોય. बालादपि शुभाषितं ग्राह्यं એનું પાલન કરનાર હોય. નહિ કે-હઠાગ્રહી-દુરાગ્રહી.

૧૦ अनुवर्त्तक—વિચિત્ર સ્વભાવવાળા મનુષ્યોમાંથી ગુણોને શોધી, એ ગુણોનું અનુકરણ કરવાની બુદ્ધિવાળો હોય.

૧૧ गंभीरः—ગંભીરતાવાળો હોય. ગંભીરતા એ તો બધા

ગુણોનો શિરતાજ ગુણ છે. ગમે તેવો ગૃહસ્થ પણ તુચ્છ સ્વભાવનો–ન્હાના પેટનો હોય છે, તો તે દરેક સ્થળે અપમાનિત અને દુઃખી થાય છે, તો પછી સાધુને-ગુરૂને માટે તો કહેવું જ શું ? ' ગુરૂ ' બનનારમાં જો ગંભીરતા નથી,–તુચ્છતા છે–ઉછાંછળાપણું છે, તો તે વિવાહની વરસી કરતાં કે લાખના બાર હજાર કરતાં વાર નહિં લગાડે, અને તેથી શાસનને પણ ધક્કો પહોંચશે. અતએવ ' ગુરૂ ' બનનારમાં ગંભીરતાનો ગુણ પણ અત્યાવશ્યક છે.

૧૨ અવિષાદીઃ—ઉપસર્ગ પરિસહના પ્રસંગોમાં કાયર બની ખેદ કરનારો ન હોય. પણ અત્યારે તો નજીવી નજીવી બાબતોમાં પણ મર્યાદાઓ મૂકી મહાન્ ઉત્પાત કરી બેસનારા ' ગુરૂદેવો ' પોતાને ' મહાન્ ગુરૂ ' કહેવરાવવાનો દાવો કરે છે. પરન્તુ શાસ્ત્રકારો તો એમજ કહે છે કે જે 'ગુરૂ બનવા ચાહે છે તે અવિષાદી હોય.

૧૩ ઉપશમલબ્ધ્યાદિયુક્તઃ—ઉપશમલબ્ધિ, ઉપકરણલબ્ધિ, અને સ્થિરહસ્તલબ્ધિ, એ લબ્ધિયોથી યુક્ત હોય.

૧૪ સૂત્રાર્થભાષકઃ—સૂત્ર અને તેના અર્થોનો ભાષક હોય. ભાષક એટલે માત્ર અર્થ કહેનાર જ નહિ, પરન્તુ રહસ્ય યુક્ત અર્થોને સમજાવનાર હોય, પરન્તુ અત્યારે આપણે શું જોઇએ છીએ. માત્ર ભાષાનાં પુસ્તકો અને તે પણ કિસ્સા કહાનિયો જેવાં પુસ્તકો સંભળાવનારા પણ ' ગુરૂ ' ઓ છે. એટલું યે જવા દો, જેઓને પાંચ પ્રતિક્રમણ માત્ર પણ મુશ્કેલીથી આવડતાં હશે, એવાઓ પણ બીજાઓના તારણહાર બને છે, ' ગુરૂદેવ ' બને છે, અને એવા ' ગુરૂ ' અને ગુરૂના ઉપાસક શિષ્ય–આનંદથી વિચરે છે. આપણે સહજ સમજી શકીએ તેમ છીએ કે આવા ગુરૂઓ અને આવા શિષ્યો કાઇ મારા ગુરૂકુળવાસમાં રહી કંઇ વિદ્યાધ્ય-

યન કરવા સાથે સાચું ગુરૂત્વ પ્રાપ્ત કરે તો જગતનું કેટલું કલ્યાણ કરે.

૧૯ स्वगुर्वनुज्ञातगुरुपदः—અર્થાત્ પોતાના ગુરૂની અનુજ્ઞાથી જેણે ' ગુરૂ ' પદ મેળવ્યું છે. મતલબ કે જેનામાં પોતાના ગુરૂએ-ગચ્છનાયકે ગુરૂ પદની યોગ્યતા અર્પી છે.

ઉપરના ગુણોનું સ્થૂલ બુદ્ધિથી અવલોકન કરનાર પણ જોઇ શકશે કે ' ગુરૂ ' બનવાનું ' મહત્ત્વ ' શાસ્ત્રકારોએ એક ઓરજ પ્રકારે વર્ણવ્યું છે. અર્થાત્ ' ગુરૂ ' બનવું એ જેમ આજકાલના સમયમાં બાળકોનો ખેલ થઇ પડયો છે, તેવું નથી. ગુરૂ બનવા માટે અતિ યોગ્યતાઓ પ્રાપ્ત કરવાની જરૂર છે.

કદાચ એમ કહેવામાં આવે કે આટલા બધા ગુણો અત્યારના સમયમાં કેમ હોઇ શકે ? તો પણ, એ તો દરેકે કબૂલ કરવું જ જોઇએ કે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રમાણે આ બધા નહિં તો આમાંના ઘણાખરા ગુણો તો ગુરૂ બનનારમાં જોઇએ જ, અને જ્યાં સુધી ' ગુરૂત્વ ' ગુણોથી નથી મેળવ્યું ત્યાં સુધી માત્ર 'શિષ્ય' કરીને 'ગુરૂત્વ'-નામ માત્રનું ગુરૂત્વ મેળવવું, એનો અર્થ કંઇજ નથી. જેઓ ગુણોથી ગુરૂત્વ મેળવીને પછી ' શિષ્ય 'ના ગુરૂ બને છે, તેઓ જ એક સાચા ગુરૂ તરીકે પોતાની ફરજો સમજી શકે છે. અને એ ફરજોને બજાવવા રાતદિવસ સચેષ્ટ રહે છે. પોતાનામા ગુણ ન હોય અને પછી ચેલાચાપટ કરવાથી લોકોને પણ નાના પ્રકારની વાતો કરવાના પ્રસંગ મળે છે, અને તેથી શાસનની પણ અપભ્રાજના , સિવાય બીજું શું હોઇ શકે ? અતએવ શાસનપ્રેમી મુનિરાજોએ શિષ્યો કરવા અગાઉ પોતાનામાં 'ગુરૂ' ના કેટલા ગુણો છે, એનો વિચાર કરી, એ ગુણો જો પોતામા ન હોય તો તે ગુણો પ્રાપ્ત કરીનેજ

શિષ્યો બનાવવા તરફ પ્રવૃત્તિ કરવી ઘટે છે. પોતાની અયોગ્યતામાં બીજાઓને મૂંડી પોતાનું અને પરનું જીવન પાયમાલ કરવું, એ તો કોઇ પણ રીતે યોગ્ય ન કહેવાય. હા, જેઓ ગુરૂના ગુણો ધરાવે છે, તેઓ યોગ્ય પુરૂષોને યોગ્ય સમયમાં અને યોગ્ય સંયોગોમા દીક્ષાઓ આપે, એ ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ઉપર પ્રમાણે આપણે ' દીક્ષા કોણે આપવી ? " એ જોયું, હવે આપણે પોતાની અયોગ્યતામાં દીક્ષા આપવાનું પરિણામ તપાસીશું.

---

( ૨૭ )

ગયા અંકમાં આપણે જોઇ ગયા છીએ કે–' દીક્ષા ' આપનાર ગુરૂમાં કયા કયા ગુણો હોવા જોઇએ. કારણ કે યોગ્યતા વિનાના ' ગુરૂ ' ગુરૂ બનીને શિષ્યનું શું કલ્યાણ કરી શકવાના હતા ? અત્યારે આપણે અનેક સ્થળે જોઇ રહ્યા છીએ કે કેટલાક ગુરૂઓ કહેવાય તો જરૂર છે કે તેઓ આટલા શિષ્યના ગુરૂ છે, પરંતુ તેઓના અમાનુષી અત્યાચારથી જુલ્મથી શિષ્યો અંદરના અંદર શેકાયા કરે છે. અને લજ્જા કે ભયના કારણે છૂટી પણ શકતા નથી. કેટલાક ગુરૂઓ પોતાનું કર્ત્તવ્ય નહિ સમજવાના કારણે પોતાના શિષ્યોના હૃદયોમાં યથાયોગ્ય વૈરાગ્યની પુષ્ટી પણ કરી શકતા નથી. બલ્કે સ્વયં નિરક્ષર ભટ્ટાચાર્ય હોવાથી શિષ્યોની જ્ઞાન પ્રાપ્તિનો પણ પ્રબંધ કરી શકતા નથી. કેટલાક ગુરૂઓ સાધારણ રીતે પંડિત હોવા છતાં વાણિયાઓની પંચાયતમાંથી ફુરસદ મેળવી શકતા નથી, અને તેથી પોતાના શિષ્યોને બ્રાહ્મણ પંડિતોના હાથમાં સોંપે છે. ન્યાય, વ્યાકરણ પણ બ્રાહ્મણ પંડિત ભણાવે, જૈન તત્ત્વજ્ઞાન પણ બ્રાહ્મણ પંડિત ભણાવે, અને આગમનો અભ્યાસ પણ બ્રાહ્મણ પંડિત જ કરાવે. આનું પરિણામ શું આવે ? એ કોઇ પણ બુદ્ધિમાન સ્વયં સમજી શકે તેમ છે. આગમનાં ગુઢ રહસ્યો, કે જેને સમજવામાં સારા સારા વિદ્વાન સાધુઓ પણ–ગુરૂગમતા પૂર્વક નહિ ભણવાથી–નથી પ્રાપ્ત કરી શકતા, તે રહસ્યો આપણે એક અજાણ પંડિત પાસેથી શિષ્યોને આપવાની આશા રાખીએ એનો અર્થ શો ? અગર ગુરૂ વિદ્વાન્ છે તો તેમનું શું એ કર્તવ્ય નથી કે તેમણે પોતાના શિષ્યોને સૂત્રોનો ગંભીર અર્થ સમજાવવો ! પરન્તુ છીકણીના સડાકામાંથી અને વાણીયાઓની પંચાયતમાંથી ફુરસદ મળે ત્યારે શિષ્યોને ભણાવેને !

આમ જુદી જુદી દૃષ્ટિએ તપાસતાં ગુરૂઓ પોતાનું કર્તવ્ય નહિ બજાવવાનું જ મોટે ભાગે પરિણામ છે કે આજકાલ ન્હાના ન્હાના સાધુઓમાં સ્વચ્છંદતાનો ઝેરી પવન ફુંકાએલો છે.

ગુરૂઓની અયોગ્યતાનું એક એ પણ પરિણામ છે કે, તેઓ પોતાના સ્વાર્થની આગળ સામુદાયિક નુકસાનને જોઇ શકતા નથી. ચાહે દુનિયાનો ઉતારજ કેમ ન હોય, પરન્તુ ' કોઇ પણ ચેલો હાથ આવે છે, ' એવા વિચારમાં તેઓ ફરતાજ રહે છે. એનું જ એ કારણ છે કે-એક સમુદાયથી બહિષ્કૃત થયેલ, ચારિત્રથી પતિત, નિરક્ષર, રોટલીવિજય, કે ભાતવિજય સાધુજ કેમ ન હોય, બીજા સમુદાયમાં જશે કે તેને ઝટ સંગ્રહી લેશે. અને પોતાની સાથે ફેરવશે. આવી રીતે " कहींकी ईट, कहींका रोडा, भानुमतिने कुणबा जोडा. " વાળી કહેવતને ચરિતાર્થ કરનારા પણ આપણા મહાન્ ગુરૂઓ કયાં નથી જોવાતા ? આમ કરવામાં માત્ર તેઓનું એકજ લક્ષ્ય હોય છે, અને તે એ કે ગમે તેવો કાણો કૂબડો, ગમે તેવો રોટલાખાઉ, ગમે તેવો અક્કલનો ઓથમીર, ગમે તેવો અડબંગ સાધુ હશે, પરન્તુ એમ તો કહેવાશે કે ફલાણા મહારાજ પાસે આટલા સાધુઓ છે ? ફલાણા મહારાજ-ફલાણા આચાર્ય આટલા સાધુઓ સાથે પધાર્યા છે ! બસ, આજ દૃષ્ટિ. પરન્તુ તેઓની આ લોભવૃત્તિ સામુદાયિક સંગઠનને કેટલી કુઠરાઘાત સમાન નીવડે છે, એનો તેઓ વિચાર કરતા નથી. એક ગુરૂના શિષ્યને બીજા ગુરૂઓ સંગ્રહવા લાગ્યા છે, એનું જ એ પરિણામ છે કે શિષ્યોમાં ગુરૂઓ પ્રત્યે જે બહુમાન-વિનય-વિવેકાદિ હોવાં જોઇએ, તે રહેતાં નથી. કારણ કે શિષ્યો એમ સમજે છે કે-ગુરૂજી જરા ટકપક કરશે, તો લેઇ દંડ-કમંડલને ચાલતા થઇશું. અને બીજે કયાંય જઇ બેસીશું. જેમ નાતરાંની છૂટ જે કોમમાં હોય, તે કોમની સ્ત્રીયો સ્વતંત્રપણે રહે

છે, અને પતિ પ્રત્યે જે ભક્તિ હોવી જોઇએ, તે નથી રાખતી, કારણ કે તે એમ સમજે છે કે ધણી બહુ લપ્પડ સપ્પડ કરશે તો દુનિયામાં બીજા ઘણાએ તૈયાર છે. એવી દશા આપણા સાધુ વર્ગની છે. છેવટે કોઇ સાધુ પાસે ન દાળ ગળે તો સ્વતંત્રરામ થઇને ફરે છે, કારણ કે જૈનસમાજ પીળાંની પાછળ મુગ્ધ છે. પીતવસ્ત્રધારી અને ઓઘો મુહપત્તી રાખનાર દેખ્યા, એટલે આદર-ભાવ તૈયાર જ છે. એવું પૂછવાની કે જાણવાની જૈનસમાજ ઓછીજ દરકાર કરે છે કે-તમે કોણ છો? કોના શિષ્ય છો? કેમ એકલા રખડો છો? સમુદાયથી કેમ છૂટા પડયા છો? વિગેરે.

પરન્તુ આ બધાનું મૂળ કારણ તપાસીએ તો આપણા કેટલાક ગુરૂઓમાં જે **ગુરૂતા** હોવી જોઇએ, એની ન્યૂનતાનું જ આ પરિણામ છે. જો ગુરૂઓ પોતાની ફરજ સમજતા હોય, સામુદાયિક સંગઠન કરીને તે પ્રમાણે ચાલતા હોય, શિષ્યલોભી ન હોય, સ્વયં ગુણને પ્રાપ્ત કરીને દીક્ષા આપવાની પદ્ધતિ રાખતા હોય તો આવા પ્રસંગો ન જ બને. અને બને તો પણ ક્વચિત્જ. અસ્તુ.

કહેવાની મતલબ કે-' ગુરૂ બનવું ' એ પણ એક મોટી જવાબદારી ઉઠાવવા બરાબર છે, અને તેટલા માટે એવા ગુરૂ બનવા માટે પહેલાં યોગ્યતા મેળવવી જોઇએ છે.

આવીજ રીતે ' શિષ્ય કોને કરવો, ' આ પ્રશ્ન પણ વિચારણીય છે. શિષ્યને માટે ઘણી ઘણી યોગ્યતાઓ જોવાની છે. અને તે યોગ્યતાઓ હવે પછી આપણે જોઇશું.

---

( ૨૮ )

' દીક્ષા ' આપનાર ગુરૂમાં કયા ગુણો હોવા જોઇએ, એ આપણે જોઇ ગયા. હવે આપણે એ તપાસીએ કે-" દીક્ષા કોને આપવી. " અર્થાત્ ' દીક્ષા ' નો ઉમેદવાર કોણ હોઇ શકે ? અને તેમાં કયા કયા ગુણો હોવા જોઇએ ?

આ ગુણો જોવાની આવશ્યકતા એટલા માટે છે કે-' સાધુ ' થવું, એટલે એક મ્હોટામાં મ્હોટી જવાબદારી વ્હોરવાની છે. વર્ત્તમાન પરિસ્થિતિ જોતાં સાધુઓનો અને ગૃહસ્થોનો એટલો બધો ઘનિષ્ઠ સંબંધ બનેલો છે કે—ન તો ગૃહસ્થોને સાધુ સિવાય ચાલી શકે તેમ છે. અને ન સાધુઓને ગૃહસ્થો સિવાય. ગૃહસ્થોનું નૈતિક જીવન, સદાચારતા અને કર્ત્તવ્ય પરાયણતા, એ બધું સાધુઓના ઉપદેશ ઉપર અવલંબી રહ્યું છે અને સાધુઓનો ઉપદેશ, તેમના જ્ઞાન અને ચારિત્ર ઉપર અવલંબી રહ્યો છે. આવી સ્થિતિમાં સાધુઓમાં સાચી સાધુતા, કર્તવ્ય પરાયણતા, સમયજ્ઞપણું અને વિદ્વત્તા એ બધીયે વસ્તુઓની અનિવાર્ય જરૂર છે. પરન્તુ આ વસ્તુઓની પ્રાપ્તિ યોગ્ય પુરૂષો સાધુ થાય, તોજ તેમાં આવી શકે. અયોગ્ય પુરૂષોનું સાધુ થવું, સમાજને માટે ભાર ભૂતજ ગણી શકાય. હા. એ જરૂર છે કે-સંસારના તમામ મનુષ્યો એક સરખી યોગ્યતા નથી ધરાવી શકતા, તો પણ કમમાં કમ નવા થનાર સાધુઓથી હરકોઇ માણસ એટલી તો આશા અવશ્ય રાખી શકે, કે તેઓ સ્વપરનું કલ્યાણ કરનારા ન થાય તો નહિં, પરન્તુ કમમાં કમ પોતાનું કલ્યાણ કરવા જેટલી તો શકિત તેમનામાં અવશ્ય હોવી જોઇએ અને તે શકિત ' દીક્ષા ' આપનારે અવશ્ય જોવી જોઇએ.

આપણે જોઇએ અને અનુભવીએ છીએ કે-એક સામાન્યમાં

સામાન્ય કાર્ય પણ કોઇને સોંપવું હોય છે, તો પહેલાં તેની પરીક્ષા કરીએ છીએ. તે કાર્ય માટે તેની યોગ્યતા જોઇએ છીએ, તો પછી મહાવીરના વડીલ પુત્ર, ત્યાગની મૂર્ત્તિ, લાખો મનુષ્યોના આદર્શ તરીકે ઉભા કરવા પહેલાં એના ઉમેદવારની યોગ્યતા-અયોગ્યતાનો જરા પણ વિચાર ન કરીએ, અને જે આવ્યો તેને મૂંડિયે, અને ધપાવે રાખીએ એ કેટલું ખેહુદુ, શાસનને માટે કેટલું ઘાતક અને સમાજને માટે કેટલું હાનિકર્તા હોઇ શકે, એ સહજ સમજી શકાય તેવો વિષય છે. ખરૂં પૂછીએ તો અત્યારની છિન્નભિન્નતા અંધાધુંધી, એ વિના પરીક્ષાએ ધબેડયા રાખ્યાનું જ પરિણામ છે. અને આવી જ રીતે નિરંતર પ્રવૃત્તિ જો ચાલુ રાખીશું, તો એ નિશ્ચિત છે કે-સાધુ સંસ્થા પ્રત્યે જે કંઇ બચ્યો-બચાવ્યો સદ્‌ભાવ રહ્યો છે, તે પણ ખોઇ બેસવાનો સમય આવશે, અને અત્યારે હિંદુ-સાધુઓની જે દશા થઇ રહી છે, તેજ દશા કદાચ જૈન સાધુઓ માટેની પણ થાય.

અતએવ મુનિવર્ગે ચેતવાની જરૂર છે, અને જે કંઇ નવા સાધુઓ કરવામાં આવે, તેમની પરીક્ષા કરવાનું અવશ્ય ધ્યાનમાં લેવું જોઇએ.

'દીક્ષાના ઉમેદવારમાં કયા કયા ગુણો હોવા જોઇએ,' એનું વર્ણન **प्रवचन सारोद्धार, ठाणांगसूत्र तथा धर्मसंग्रह** આદિમાં વિસ્તારથી કરવામાં આવ્યું છે. એ વર્ણન ઉપર આપણે દૃષ્ટિપાત કરીએ, તે પહેલાં આપણી સ્થૂલ બુદ્ધિથી નિહાળતાં દીક્ષાના ઉમેદવારમાં મુખ્ય કયા ગુણો અનિવાર્ય દેખાય છે, તેજ જોઇ લઇએ.

સૌથી પહેલાં 'દીક્ષા' ના ઉમેદવારમાં એ જોવું જરૂરનું છે કે તે પાંચ મહાવ્રતોને પાલન કરવાનું સામર્થ્ય ધરાવે છે કે કેમ?

સાંસારિક વાસનાઓ ઉપરથી તેનું મન હઠયું છે કે કેમ ? સાંસારિક પ્રલોભનો તેને ડગમગાવી શકે તેમ છે કે કેમ ? અર્થાત્ તેના હૃદયમાં વૈરાગ્યનો અંકુર કયાં સુધી ફૂટયો છે ? અને તેની સાથે સાથે એ પરિક્ષા કરવી પણ આવશ્યક છે કે એનો વૈરાગ્ય ચિર-સ્થાયી રહી શકે તેમ છે કે કેમ ? શું ચોક્કસ કારણોથી–માતાપિતાના કે કોઇના ઠપકા વિગેરેથી ગુસ્સાવાળો થવાથી તો તેને સંસાર ખારો નથી લાગ્યો ?

ઘણી વખત એવું બને છે કે પોતાના સંબંધિયો તરફનું જરા કંઇ નિમિત્ત મળવાથી માણસને એકદમ વૈરાગ્યનો ઉભરો આવી જાય છે, પરન્તુ એ ક્રોધ શાન્ત થયા પછી એને તેજ સંબંધિયો યાદ આવે છે, અને પછી તેને વિચારો થાય છે કે " દીક્ષા લેવાની ઉતાવળ ન કરી હત, તો સારું થાત, " આ વિચારના પરિણામે કાં તો તે વેષ છોડીને ઘરે જઇ બેસે છે, અને કદાચિત્ લજ્જાના કારણે દીક્ષા નથી છોડતો તોપણ તેને ચારિત્રનો જે આસ્વાદ લેવો જોઇએ અથવા મળવો જોઇએ, તે લેતો પણ નથી. અને મળતો પણ નથી અને તેથી દીક્ષિત અવસ્થામાં રહેવા છતાં પણ તે શુષ્ક જીવન–નીરસ જીવન વ્યતીત કરે છે.

એટલા માટે વૈરાગ્યની પરીક્ષા દીક્ષા આપનાર ગુરૂએ સૌથી પહેલાં કરવી જોઇએ છે. બેશક, એ હું માનું છું કે દુઃખગર્ભિત વૈરાગ્ય પણ કોઇ વખતે આત્મકલ્યાણનો સાધક બને છે. કંઇ બધાઓને જ્ઞાનગર્ભિત વૈરાગ્ય થતો નથી. પરન્તુ તેની સાથે સાથે એતો ખરું જ છે કે દુઃખગર્ભિત વૈરાગ્ય પણ ક્ષણિક તો ન જ જોઇએ. પ્રારંભનો એ દુઃખગર્ભિત વૈરાગ્ય ચોક્કસ સમય પછી જ્ઞાનગર્ભિત વૈરાગ્ય રૂપે પરિણમવો જ જોઇએ. કારણ કે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય,-એજ સ્થાયી ભાવે રહી શકે છે અને એ વાત તો દેખીતી

છે કે જ્યાં સુધી પૌદ્‌ગલિક ભાવોની અસારતાનું જ્ઞાન થયું નથી, જ્યાં સુધી સંસારની અનિત્યતાનું ભાન થયું નથી, જ્યાં સુધી ' આત્મકલ્યાણ ' એજ જીવનનું ધ્યેય સમજાયું નથી, ત્યાં સુધી **સાધુતા** જ કેમ પ્રાપ્ત થઇ શકે ? અને જ્યાં સુધી **સાધુતા** નથી પ્રાપ્ત થઇ, ત્યાં સુધી માત્ર મુંડન કે લુંચન, સફેદ કે પીળાં-તેજ માત્ર આપણું શું કલ્યાણ કરી શકે ?

માટે, ' દીક્ષા ' ના ઉમેદવારમાં ગુરૂએ સૌથી પહેલાં **વૈરાગ્ય** વાસનાનું જરૂર નિરીક્ષણ કરવું જોઇએ. એટલું જ નહિં પરંતુ, એ વૈરાગ્યની પરીક્ષા પણ કરવી જોઇએ. આ પરીક્ષા અત્યારે કેટલી કરવામાં આવે છે ? એ કોઇ કહી શકે તેમ છે ? અત્યારની દીક્ષાઓમાં મ્હોટે ભાગે એવી દીક્ષાઓ જોઇએ છીએ કે ગમે તેવો માણસ ' દીક્ષા ' નું નામ લેતો આવ્યો, કે ઝટ ગુરૂ મહારાજ તૈયાર છે. નથી પૂછાતું કારણ કે નથી જોવાતો વૈરાગ્ય. " જે આગળ બેઠે ઉલાર નહિં ને પાછળ બેઠે ધરાળ નહિં " એવો કોઇ આવ્યો, તો તે ઝટ **મુંડે ભવિત્તા** થઇ જ જશે, અને જો એમ લાગ્યું કે પાછળ રોનાર-પીટનાર છે, તો તેને માટે રપુચક્કરનો ઉપાય તૈયાર જ છે. પેલા દીક્ષા લેવા આવનાર વૈરાગીજી ( ! ) પણ સમજે છે કે ચાલો, મફતની રેલવે મુસાફરી મળે છે, ગામ ગામ ફરીશું, જોઇશું અને માલ પાણી ઝાપટીશું, ખોટું શું છે ?

પરન્તુ બુદ્ધિમાનો વિચાર કરી શકે તેમ છે કે જેના અંતઃકરણમાં સાચો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, એને નાસવા ભાગવાની જરૂર ખરી કે ? વૈરાગ્ય કે જે દુનિયાને એક જુદી જ દિશામાં બતાવે છે, એ વૈરાગ્યને ધારણ કરનાર માણસ શું નાસી-ભાગી શકે ? અને એ ગુરૂજીને પણ નસાડવા-ભગાડવાની ઝંઝટમાં પડવું પડે ખરૂં કે ? જેના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તે ગમે તે

ઉપાયે સંબધિયોને સમજાવી શકે છે. જબરદસ્તીથી જો ઘરમાં લઇ જાય તો પણ આખરે તો એના વૈરાગ્યને આધીન સંબંધિયોને થવું જ પડે છે, તો પછી નાસવા-ભાગવાનું શું કારણ હશે, એ સમજી શકાતું નથી.

આ તો આપણે યોગ્ય ઉમરના વૈરાગિયોની-દીક્ષાના ઉમેદવારોની વાત જોઇ, પરન્તુ ન્હાની ઉંમરના બાળકોને નસાડવા-ભગાડવા કે સંતાડવા સિવાય બીજો શો ઉપાય છે ? એમ જરૂર પ્રશ્ન ઉદ્ભવી શકે છે.

પરન્તુ આ પ્રશ્નનો ઉત્તર તો સાંજ મળી જાય છે કે-બાલ્યાવસ્થા અને વૈરાગ્ય એ એનો સંયોગ જ અકલ્પનીય છે. જો કે એ વાત ખરી છે કે-મ્હોટાઓ કરતાં બાળકોમાં વૈરાગ્યના અંકુરો-સદ્ભાવનાઓ વધારે હોય છે, તેમનું હૃદય પણ કોમળ હોય છે, પરન્તુ બાળકોનો વૈરાગ્ય એટલે શું ? બાળકોનો વૈરાગ્ય એ સાચો વૈરાગ્ય નહિં, પરંતુ એક પ્રકારનો એ પણ મોહ છે-કૌતુક છે. બેશક પૂર્વજન્મના સંસ્કારોથી ઘણા બાળકોને સાધુનાં ઉપકરણો કે સાધુને જોઇ તે તરફ તેનું ચિત્ત આકર્ષાય છે, પરન્તુ ખરી રીતે એ વૈરાગ્યનું પરિણામ નથી હોતું.

આ પ્રસંગે ઘણા ખરા શિષ્યલોભી મહાત્માઓ ચરિતાનુવાદમાંથી એવાં દૃષ્ટાન્તો આપે છે કે જે બાળવયમાં દીક્ષા લીધા સંબંધી હોય છે. ચરિતાનુવાદમાંથી પાંચ પચીસ નહિં, બલ્કે સેંકડો ઉદાહરણો એવાં મળી શકે તેમ છે, પરન્તુ ચરિતાનુવાદ એટલે શું ? ભૂલવું જોઇતું નથી કે **ચરિતાનુવાદ એ વિધિવાદ** નથી. ચરિતાનુવાદ અને વિધિવાદમાં આકાશ પાતાળનું અંતર છે. અમુક માણસે અમુક કામ કર્યું, એટલે આપણે તે કરવું જ જોઇએ,

અથવા આપણે તેમ કરી શકીએ, એમ માનનારા કે કહેનારાઓ ખરેખર સૈદ્ધાન્તિક આશાઓનું મહાન્ અપમાન કરે છે. એટલું જ નહિં પરન્તુ તે પૂર્વ પુરૂષોએ ગમે તે શક્તિથી, ગમે તે કારણે કરેલાં કાર્યોને પણ પોતાની કોટીમાં મૂકી તેમનું અપમાન કરવા બરાબર કરે છે. કોણ જાણે પૂર્વ પુરૂષોએ કેવા કારણે કેવા સંયોગોમાં તે પ્રમાણે કર્યું હશે ! ઘણે ભાગે ચરિતાનુવાદમાંના એવાં ઉદાહરણોમાં–ન્હાની ઉંમરમાં દીક્ષા આપ્યાનાં ઉદાહરણોમાં મુખ્યત્વે એજ જોવાય છે કે–' બાળકમાં ગુરૂ કઇપણ પ્રકારના ખાસ લક્ષણદ્વારા અપૂર્વ શક્તિ જૂએ છે. અને એ શક્તિ બતાવીને તેના માતપિતા પાસે માગણી કરે છે. પછી ગમે તે રીતે તે બાળકને દીક્ષા આપે છે." આવા જ બનાવો મોટે ભાગે જોવાય છે. નસાડી–ભગાડીને દીક્ષા આપ્યાના જે પ્રસંગો કોઇ કોઇ મળે છે, તેમાં પણ ખાસ કરીને એવી શક્તિવિશેષ જોવાથી અને ભવિષ્યમાં એ બાળક શાસનનો ધોરી થશે, એવું જોવાથી તેને ગમે તે રીતે દીક્ષા આપવાનો પ્રયત્ન થયેલો છે, અને એ પણ સાચું છે કે ગુરૂએ તેની પ્રારંભમાં જે પરીક્ષા કરી હોય છે, તેજ પ્રમાણે તે ભવિષ્યમાં નીવડે છે. પરંતુ અત્યારે? અત્યારે જેઓ શાસનમાં ભયંકર તોફાનો મચાવીને, સેંકડો લોકોને અધર્મ પમાડીને, અજૈનવર્ગમાં પણ ખરાબ અસર ઉત્પન્ન કરીને એકાદ છોકરાને મૂંડે છે; તેઓ શું તેનામાં એવું કોઇ અપૂર્વ લક્ષણ જુએ છે ? એવું ખરેખર લક્ષણ જોવાની કોઈ સત્તા ધરાવે છે ?

ખરી વાત તો એ છે–સ્વાર્થની આગળ પરમાર્થ જોવાતો નથી. શિષ્યો વધારવાની લોભવૃત્તિ શાસનમાં કુઠારાઘાતનું કામ કરી રહી હોય છે, એ પણ જોઇ શકાતું નથી. જે આવ્યો તેને મૂંડયો, એના પરિણામે શાસનમાં કેટલા અનર્થો થઇ રહ્યા છે અને આવી શિષ્યલોભવૃત્તિ કેટલાક ધૂર્તોને પણ એક પ્રકારનું ઠગાઇનું સાધન

બની ગયું છે. ખરૂ છે કે " લોભિયા હોય ત્યાં ધૂતારા ભૂખે મરતા નથી. " શિષ્યલોભથી એવા ઘણાં ધૂતારાઓ ઠગાઈના ધંધા કરી અનીતિમય જીવન ગુજારી રહ્યા છે , અને અમારા મહાત્માઓ એવું જીવન ગુજારવામાં તેમને સહાયક થઈ રહ્યા છે, આ શું ઓછું પુણ્ય (!) ઉપાર્જન કરી રહ્યા છે ? આવા મહાત્માઓ ઘણી વખત પોતેજ ઠગાય છે, પોતાનાંજ કપડાં કાંબળીયો અને વખતે પ્રાઇવેટ-માં રખાવેલી માલમતાઓ પણ ગુમાવી બેઠેલા સંભળાય છે, છતાં એ લોભવૃત્તિને ક્યાં છોડાય છે ? અસ્તુ.

હવે આપણે એ જોઇએ કે શાસ્ત્રકારો દીક્ષાના ઉમેદવારમાં ક્યા ક્યા ગુણો જોવાનું ફરમાવે છે.

## ( ૨૯ )

'દીક્ષા' ના સંબંધમાં હું કહીજ ચુકયો છું કે ઠાણુાંગ સૂત્ર, **પ્રવચન સારોદ્ધાર**, અને ધર્મસંગ્રહ વિગેરેમાં વિસ્તારથી વર્ણન છે. આ બધું વર્ણન આપવા જતાં 'દીક્ષા' ના લેખોમાંજ કદાચ કલેવર ધાર્યા કરતાં વધી જાય, અને તેથી આ લેખનો વધારે વિસ્તાર ન કરતાં માત્ર ' ધર્મસંગ્રહ ' માં બતાવેલ ' દીક્ષા લેનાર 'ની યોગ્યતાનોજ ઉલ્લેખ કરી આ લેખને સમાપ્ત કરીશ.

' धर्मसंग्रह 'ના બીજા ભાગના ત્રીજા અધિકારમાં દીક્ષાની યોગ્યતા માટે નીચેના ગુણો આવશ્યક બતાવ્યા છે.

आर्यदेशसमुत्पन्नः शुद्धजातिकुलान्वितः ।
क्षीणप्रायाशुभकर्मा तत एव विशुद्धधीः ॥ ७३ ॥

" दुर्लभं मानुषं जन्म निमित्तं मरणस्य च ।
सम्पदश्चपला दुःखहेतवो विषयस्तथा ॥ ७४ ॥

संयोगे विप्रयोगश्च मरणं च प्रतिक्षणम् ।
दारुणश्च विपाकोऽस्य सर्वचेष्टानिवर्त्तनात् " ॥ ७५ ॥

इति विज्ञातसंसारनैर्गुण्यः स्वत एव हि ।
तद्विरक्तस्तत एव तथा मन्दकषायभाक् ॥ ७६ ॥

अल्पहास्यादिविकृतिः कृतज्ञो विनयान्वितः ।
सम्मतश्च नृपादीनामद्रोही सुंदराङ्गभृत् ॥ ७७ ॥

श्राद्धः स्थिरश्च समुपसंपन्नश्चेति सद्गुणः ।
भवेद् योग्यः प्रव्रज्याया भव्यसत्त्वोऽत्र शासने ॥ ७८ ॥

અર્થાત્—૧ આર્યદેશમાં ઉત્પન્ન થયેલ, ૨ શુદ્ધ જાતિ અને કુલથી યુકત, ૩ જેનાં અશુભ કર્મો ક્ષીણ પ્રાયઃ થયાં હોય, ૪ વિશુદ્ધ બુદ્ધિ હોય, ૫ "મનુષ્ય જન્મ દુર્લભ છે. તે મરણનું નિમિત્ત છે, સમ્પદાયો ચપલ છે, વિષયો દુઃખના હેતુ છે, સંયોગમાં વિયોગ રહેલો છે, પ્રતિક્ષણ મરણ ઉભુંજ છે, અને તે મરણનો વિપાક છે, કારણ કે સર્વ ચેષ્ટાનું તે સમયે નિવર્તન થાય છે." એ પ્રમાણે સંસારની અસારતા સ્વયં જાણતો હોય, ૬ સંસારથી વિરક્ત હોય, ૭ મંદકષાયવાળો હોય, ૮ અલ્પહાસ્યાદિ-વિકૃતિવાળો હોય, ૯ કૃતજ્ઞ હોય, ૧૦ વિનયયુકત હોય, ૧૧ રાજાદિની સમ્મતિ લીધેલ હોય, ૧૨ કોઇનો પણ દ્રોહી ન હોય ૧૩ સુંદર આકૃતિવાળો હોય, ૧૪ શ્રદ્ધાળુ હોય, ૧૫ સ્થિર બુદ્ધિનો હોય, ૧૬ સમુપ સમ્પન્ન અર્થાત્ આત્મસમર્પણરૂપ બુદ્ધિવાળો હોય. એ પ્રમાણેના સદ્ગુણવાળો ભવ્ય મનુષ્ય આ જિનશાસનમાં **દીક્ષાને** યોગ્ય ગણાય છે.

હું આ લેખમાળામાં અનેક વખત લખી ચૂકયો છું કે દીક્ષા –ભાગવતી દીક્ષા, એ છોકરાઓના ખેલ જેવી વસ્તુ નથી. દીક્ષાની ચાદર જેના તેના ઉપર ઓઢાડી દેવી, અથવા દીક્ષાનું પ્રધાન ઉપકરણ –ઓઘો–જંતુરક્ષક–રજોહરણ જેના તેના બગલમાં સોંપી દેવામાં કંઇ દીક્ષાની સાર્થકતા નથી. 'દીક્ષા'નો સંબંધ આત્મગુણોના વિકાશની સાથે રહેલો છે, અને જ્યાં સુધી યોગ્ય પુરૂષોનેજ દીક્ષા ન આપવામાં આવે ત્યાં સુધી માત્ર જમાતજ વધારે જવી, એનો અર્થ કંઇજ નથી.

ઉપરના ગુણોનું નિરીક્ષણ કરીને જો દીક્ષાઓ અપાતી હોય, તો આજ વીરશાસનમાં જે વૈરશાસનનું કામ થઇ રહ્યું છે, તે થવાજ ન પામતે. કદાચ માની લઇએ કે એ બધાએ ગુણો એક વ્યકિતમાં ન સંભવી શકે, તો પણ ઘણા ખરા ગુણો તો તેમાં

જોવાજ જોઇએ. પરન્તુ ગુણો જોવાની તો વાત દૂર રહી, કેટલીક દીક્ષાઓ તો, એ દીક્ષાના ઉમેદવારની સૂરત શકલ જોયા વિના પણ થઇ જાય છે, ત્યાં પછી ગુણોની ક્યાં વાત કરવી.

ઉપરના ગુણોનું બારીકાઇથી અવલોકન કરવામાં આવે, તો દરેક વાચકને સ્પષ્ટ જણાશે કે અત્યારે દીક્ષાને નામે જે અંધાધુંધી ચાલી રહી છે, કલકત્તાના અજાયબ ઘરમા મૂકવા જેવાં પૂતળાંઓને પણ જે દીક્ષાઓ અપાઇ રહી છે, એકથી બીજાને ને બીજાથી ત્રીજાને ઠગીને માલ ખાટી જનારાઓને જે દીક્ષાઓ અપાઇ રહી છે, મનુષ્યાકૃતિમાં હોવા છતાં બહુચરાજીના...ની માફક ચેષ્ટા કરનારાઓને પણ જે દીક્ષાઓ અપાઈ રહી છે, બાર વાગે આહાર કરવા બેસે અને ૩ા-૪ વાગે ઉઠે, એવા ભોજનાનંદિયોને જે દીક્ષાઓ અપાઇ રહી છે, ન્હાની ઉમ્મરના બાલકોને નસાડી ભગાડી, અને તેનાં માતપિતાઓને રોકકળાટ કરાવી જે દીક્ષાઓ અપાઈ રહી છે, એક ઘરથી બીજું ઘર અને બીજા ઘરથી ત્રીજું ઘર માંડનારાઓને જે દીક્ષાઓ અપાઇ રહી છે; તેમ જૈન અને અજૈન વર્ગમાં પણ જૈન ધર્મની અસાધારણ નિંદા થાય, એવા સંયોગોવાળી પણ જે દીક્ષાઓ અપાઇ રહી છે. એ બધી ક્યાં સુધી યોગ્ય છે ?

ઉપરના ગુણોમાં ખાસ ધ્યાન ખેંચનારા ગુણો આ છે:—

૧ સંસારની નિઃસારતાને જાણનારા હોય, સંસારથી ઉદ્વિગ્ન ચિત્તવાળો હોય. હવે વિચારવાનું એ છે કે જેનું મન સંસારથી બિલકુલ વૈરાગી બની ગયું છે, એને નાસવા-ભાગવાની જરૂર ખરી કે ? અને ગુરૂજીને પણ એના માટે નાના પ્રકારનાં કપટ પ્રપંચો કરવાની જરૂર ખરી કે ? બીજા મહાવ્રતને અભરાઇએ મૂકવાની જરૂર ખરી કે ?

૨ રાજાદિને સમ્મત હોય અર્થાત્ એની દીક્ષામાં કોઇ મ્હોટાઓનો

વિરોધ ન હોય. આ ગુણથી સ્પષ્ટ થાય છે કે સંઘનો વિરોધ હોય, એવી દીક્ષા પણ સાધુથી કેમ આપી શકાય ? વળી નસાડવા ભગાડવા એ પણ એક પ્રકારનો રાજ્યદ્રોહ નહિં તો બીજું શું છે ?

૩ દીક્ષા લેનાર અદ્રોહી હોય. એક સ્થાનથી નાસી છૂટેલો બીજે સ્થળે દીક્ષા લેવા જાય, એક સ્થળેથી કપડા કાંબળીઓની ધાપ મારીને બીજે સ્થળે લેવા જાય, એવા માણસો અદ્રોહી–અવંચક કહેવાય કે નહિં ? એનો વિચાર ભાગવતી દીક્ષા ( ! ) ના ઉપાસકોએ જરૂર કરવો ઘટે છે.

૪ સુંદર શરીરવાળો. આ ગુણ ઉપર ધર્મસંગ્રહની ટીકામાં અને પ્રવચન સારોદ્ધારમાં પણ સારી રીતે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. એવી આકૃતિવાળા,–એવા અંગોપાંગવાળા કે જેમને જોતાંજ સુગ ચડે, સાથે વાત કરતાંજ લોકોને ઘૃણા થાય, એવાઓને પરમાત્માના પ્રતિનિધિ બનાવવા, એ શું પરમાત્માની પરમ પવિત્ર દીક્ષાને લજ્જાવવા બરાબર નથી શું ? કમમાં કમ દીક્ષિતનું એટલુ રૂપ તો હોવુંજ જોઇએ કે જેના ઉપર દીક્ષાનું તેજ–ચારિત્રનું તેજ ઓપી ઉઠે. હાથીની અંબાડી રાજભના ઉપર ચઢાવવી, એ, અંબાડીને અપમાનિત કરવા જેવું નથી શું ? હા, એ હુ માનું છું કે, ચારિત્રનો સંબંધ આત્માની સાથે છે, આત્મગુણોની સાથે છે, એમાં શરીરની સુંદરતા કે શરીરનું વિકલપણું કંઇ લાભ–નુકશાન કરતા નથી, તો પણ બાહ્યદષ્ટિથી જ્યારે આપણે ચારિત્ર આપીએ છીએ, તો પછી બાહ્યદષ્ટિએ સમુચિત યોગ્યતા પણ જોવી, એ સૌ કોઇ કબુલ કરશે. ચારિત્રના ગુણો આત્માની સાથે સંબંધ રાખે છે. તેમ જાણવા છતાં પણ આપણે વેષને નમન કરીએ છીએ, વંદન કરીએ છીએ. થોડી વાર પહેલાં એક માણસ બધા ગૃહસ્થોની સાથે હરે છે ફરે છે, કોઇ હાથે જોડતું નથી, પરન્તુ થોડીજ વારમાં

માથું મૂંડાવી, સાધુના વસ્ત્રો પહેરી; તેમ ગુરૂ પાસે બે ચાર વાળનો લોચ કરાવી જ્યાં સભામાં આવે છે, કે આખી સભા જયજયકાર કરે છે. તેને વંદન કરે છે. શું દસ-પાંચ મિનિટમાં એનામાં સાધુનાં મહાવ્રતો આવી ગયાં ? શું દસ પાંચ મિનિટમાં તે ગુરૂ બની ગયા ? ચારિત્રના ગુણો એના આત્માની સાથે સ્પર્શ્યા હશે કે નહિં, તે તો જ્ઞાની જાણે છે. પરન્તુ મનુષ્ય તેના વેષને જોઇને નમન વંદન કરે છે. એ બધું બાહ્યદ્રષ્ટિનું છે, તો પછી દીક્ષાને માટે શરીરની સુંદરતા કે અવિકલપણું અવશ્ય જોવુંજ જોઇએ.

છેલ્લા समुपसम्पन्न નામના ગુણમાં ધર્મસંગ્રહકારે ઘણી બાબતોનો સમાવેશ કર્યો છે. તેમાં ઉમ્મર સંબંધી પણ એક વિચારણીય પ્રશ્ન છે. આમ તોરથી આપણે સૌ જાણીએ છીએ તેમ આઠ વર્ષથી ઓછી ઉમ્મરનાને અને વધારેમાં વધારે સાઠ કે સીત્તેર વર્ષથી ઉંચી ઉમ્મરનાને દીક્ષા નહિં આપવાનું જણાવ્યું છે. પણ આ બાબત ખાસ વિચારવા જેવી છે અને તે કર્ત્તાના શબ્દોથીજ. કર્ત્તાએ બતાવેલા હેતુને નહિં સમજનારા અથવા તેને છુપાવી રાખનારા શિષ્યલોભીઓ માત્ર આઠ વર્ષની બાબત રજૂ કરી પોતાનો બચાવ કરે છે.

આઠ વર્ષથી ઓછી ઉમ્મરનાને દીક્ષા નહિં આપવાનું પ્રધાન કારણ તો, તેટલી ઉમરે દેશથી કે સર્વથી વિરતિની પ્રતિપત્તિનો અભાવ બતાવવામાં આવેલ છે. પરન્તુ આ અભ્યન્તર કારણ છે. પરન્તુ એ કારણને જાણવાનું સામર્થ્ય આપણામાં નથી; અને તેટલા માટે ગ્રંથકારે બાહ્ય કારણ જે બતાવ્યું છે, તે પણ આપણે જોવું જોઇએ. ટીકાકારે લખ્યું છે—

" अन्यच्च—बालदीक्षणे संयमविराधनादयो दोषाः,

सप्रयोगोलकसमानो, यतो यतः स्पन्दते ततस्ततोऽ ज्ञानित्वात् षट्कायवधो भवति । तथा निरनुकम्पाः श्रमणाः यदेवं बालानपि बलाद्दीक्षाकारागारे प्रक्षिप्य स्वच्छन्दतामुच्छिदन्तीति जननिंदा ।"

ઉપરના કથનથી એ સ્પષ્ટ થાય છે કે બાલ્યવયમાં દીક્ષા આપવાથી, એ દીક્ષિતદ્વારા ષટ્કાયની વિરાધનાનો ભય છે, અને બીજુ કારણ એવી દીક્ષાથી **જૈન ધર્મની–જૈન સાધુઓની નિંદા થવાનો ભય છે.**

આ બન્ને કારણો વિચારવા જેવાં છે. ષટ્કાયની વિરાધના અને જનનિંદાનો ભય, જો આઠ વર્ષથી ઉપરની ઉમ્મરમાં પણ હોય, તો શું દીક્ષા આપવી ? જે કારણોથી બાલ્યવયમાં–આઠ વર્ષથી નીચી ઉમરમાં દીક્ષા આપવાનો નિષેધ કરવામાં આવ્યો છે. એજ કારણ જો બીજી કોઇ અવસ્થામાં પણ હોય, તો એ સૌ કોઇ સમજી શકશે–સ્વીકારી શકશે કે એવી અવસ્થામાં દીક્ષા નજ આપી શકાય.

'દીક્ષા' એ તો જગતને અનુમોદનાનું કારણ હોય, 'દીક્ષા' એ તો બીજાઓને ધર્મના માર્ગ તરફ પ્રેરણાનું કારણ હોય, 'દીક્ષા' એ તો બીજાઓને પ્રશંસવાનું કારણ હોય, એ 'દીક્ષા' એવી અવસ્થામાં કેમ આપી શકાય, કે જેથી હજારો માણસો અધર્મ પામે, હજારો માણસો જૈન ધર્મની અને જૈન સાધુઓની નિંદા કરે !

આ પ્રસંગે પણ હું સ્મરણ કરાવીશ કે જેઓ ન્હાની ઉમ્મરની દીક્ષાનાં ઉદાહરણો બતાવીને પોતાના મતની પુષ્ટિ કરે છે, તેઓ ખરેખર જાણી જોઇને બીજાઓને ભ્રમમાં નાખે છે. આપવાદિક ઉદાહરણો વિધિ માર્ગ તરીકે પ્રમાણભૂત ન હોઇ શકે.

વૃદ્ધાવસ્થાના સંબંધમાં કર્ત્તાએ કહ્યું છે કે-સત્તેર વર્ષથી ઉપરની ઉમર વૃદ્ધાવસ્થામાં ગણાય છે, વળી કેટલાક સાઠ વર્ષથી ઉપરની ઉમ્મરને પણ ગણે છે. છેવટે એમ પણ કહ્યું કે-જે કાળમાં જે ઉત્કૃષ્ટ આયુષ્ય હોય. તેના દસ ભાગ કરવા, તેમાં આઠમા, નવમા અને દશમાં ભાગમાં જે વર્ત્તમાન હોય, તે વૃદ્ધ કહી શકાય.

આ તો એક ગણતરી માત્ર છે. પરન્તુ ખરી રીતે શાસ્ત્રકારોએ આટલી અવસ્થા બતાવેલી હોવા છતાં પણ, ધારો કે કોઇ કોઇ માણસ એથી ઓછી ઉમ્મરમાં પણ શક્તિથી હીન થઇ ગયો હોય અને વૃદ્ધાવસ્થાનાં તમામ લક્ષણો તેનામાં આવ્યાં હોય, તો તેને શું આપણે વૃદ્ધ નહિ ગણીએ ? શું એવા ઉમ્મરના ન્હાના, પરન્તુ શક્તિથી હીન થયેલા ડોકરાને દીક્ષા આપીશું ? તેવીજ રીતે બાલ્યાવસ્થા માટે પણ સમજવું જોઇએ. બાલ્યાવસ્થા વ્યતીત થઇને યુવાવસ્થામાં કોઇ માણસ પ્રવેશ કરતો હોય, પરન્તુ તેનામાં જો એક બાળકના જેવાં લક્ષણો છે અથવા એક બાળકના જેવાજ સયોગો છે, તો તેવી અવસ્થામાં દીક્ષા કેમ આપી શકાય !

## ઉપસંહાર.

હવે ઉપસંહારમાં માત્ર એટલું જ કહીશ કે-દીક્ષા આપનારાઓએ ' દીક્ષા ' લેવા આવનારના તમામ પ્રકારના સયોગો જોવાની જરૂર છે. માત્ર પોતાનો ચેલો થશે-હું વધારે શિષ્યોનો ગુરૂ કહેવાઇશ, આટલું જ લક્ષ્ય રાખીને બીજાનું ગમે તે થાય, દુનિયાં નિંદે કે સ્તવે, ધર્મની હીલણા થાય કે ગમે તે થાય, ઇત્યાદિ બાબતોનો જરા પણ વિચાર કર્યા વિના ધબેડે રાખવું, એ એક પ્રકારે શાસનનું દ્રોહીપણુંજ કહી શકાય, જે પરમાત્માના શાસનમાં

આપણે પૂજાઇએ છીએ-જે પરમાત્માના વેપ ઉપર આપણે તાગડ ધિન્ના કરીએ છીએ અને જે પરમાત્માના શાસનનું ધુંમરૂં આપણે લઇને ફરીએ છીએ, એ પરમાત્માની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું, એ પરમાત્માના શાસનની આપણા સ્વાર્થની ખાતર નિંદા કરાવીએ, એના જેવું દ્રોહીપણું બીજું શું હોઇ શકે ?

ધ્યાનમાં રાખવું જોઇએ છે કે બુદ્ધિવાદના આ જમાનામાં અંધાધુંધી ચાલી શકે તેમ નથી. ગૃહસ્થ કે સાધુ, ન્હાના કે મોટા ગરીબ કે તવંગર, દરેકે સંયોગોનો વિચાર કરીને, પરિસ્થિતિયો જોઇને કાર્ય કરવાની જરૂર છે, પરિસ્થિતિયોને જોયા વિના સત્તાના મદમાં કે हमको कौन पूछनेवाला है ? એવા અભિમાનથી સ્વચ્છંદતા ભર્યું કાર્ય કરવું છે. એ પોતાની ઇજ્જતના હાથે કરીને કાંકરા કરવા બરાબર છે.

જૈન સાધુઓની-ખાસ કરીને ' ભાગવતી દીક્ષા ' ના નામે ધમાલ કરી મૂકનારાઓની અત્યારે જે દશા થઇ રહી છે, તે દશા કદિ ન આવત, જો સમાજની નાડ તપાસીને પોતાના બાહ્યસ્વાર્થની ખાતર ધર્મને નામે ઢોકસલો ન ચલાવ્યો હોત.

હજુ પણ અમારા મુનિવરોએ ચેતવાની જરૂર છે. મુનિવરોને તો દેખીનેજ, જોનારના અંતઃકરણમાં પ્રભાવ પડવો જોઇએ. મુનિરાજ તો જ્યાં જાય ત્યાં શાન્તિનું જ વાતાવરણ ફેલાય, મુનિરાજ જ્યાં જાય ત્યાં સંપનેજ વધારે, મુનિરાજને દેખતાની સાથેજ લોકોનું હૃદય નમી પડે. ભાગવતી ' દીક્ષા ' નો તો આવો પ્રભાવ હોય, ભાગવતી -દીક્ષાનો તો આટલો પ્રતાપ હોય. અહા કેટલી ઉત્તમ ભાગવતી દીક્ષા, કોણ હીનભાગી આ દીક્ષાની ચાહના ન કરે !

વાચકો ! 'દીક્ષા' ના સંબંધમાં છેલ્લા પાંચ અંકોમાં મેં

મારા વિચારો જણાવ્યા છે. એ વિચારો કોઈને ગમ્યા હશે. કોઈને નહિં પણ ગમ્યા હોય, પરન્તુ જૈન સમાજની પરિસ્થિતિએ મને આ વિચારો લખવાને પ્રેર્યો છે અને પરિસ્થિતિનું નિરીક્ષણ કરી, શાસ્ત્રને બાધ ન આવે એવી રીતે મારા વિચારો પ્રકટ કરવામાં હું મારૂં કર્ત્તવ્ય સમજ્યો છું. મારૂં દૃઢ મન્તવ્ય છે કે પોતાની મતલબ સાધવાની ખાતર શાસ્ત્રોનાં વાકયો ઉપર બધી બાબતોની તપાસ કર્યા વિના, માત્ર તેને પોતાના પક્ષમાં ખેંચી લેવાં, એ શાસ્ત્રો અને શાસ્ત્રકારોનો દ્રોહ કરવા બરાબર છે. વળી કેવળ શાસ્ત્રોના આધાર ઉપરજ કોઇ પણ બાબતની ઇમારત ચણવી, એ પણ પ્રભુ આજ્ઞાની વિરોધના કરવા બરાબર છે. શાસ્ત્રોની સાથે સંયોગો પણ જોવાની જરૂર છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ભાવને જોઇને દરેક કાર્ય કરવાની પ્રભુ-આજ્ઞા દરેકે માન્ય રાખવી જોઇએ. અને જો તેમ થાય તોજ અત્યારે જે કલેશો, જે વૈમનસ્યો, જે છિન્નભિન્નતાઓ આપણે જોઇએ છીએ, તે ઘણે અંશે ઓછા થઇ શકે. લોકોને અધર્મ પામવાનું પણ કારણ નહિં રહે. પરન્તુ હા, તેમાં પોતાના સ્વાર્થને કેટલેક અંશે જતો કરવો પડશે. હૃદયમાં ભરાઇ રહેલા આકંઠ લોભને ઓછો કરવો પડશે. કંઇક ઉદાર પણ થવું પડશે. પરન્તુ શાસનને ઘણો લાભ થશે.

લોભવૃત્તિના કારણે માણસો મર્યાદા મૂકે છે. વખતે મનુષ્યત્વથી પણ બહાર નિકળી જાય છે. સત્યસ્વરૂપનો પ્રકાશ પણ મનુષ્યને ઘોર અંધકાર સ્વરૂપ દેખાય છે. વખતે મર્યાદા ત્યાં સુધી મૂકાય છે કે હડકવા હાલ્યા જેવું થાય છે. પરન્તુ સમજવું જોઇએ કે તેમાં પોતાના જ ભાગ્યનો દોષ છે. જગત્ તો પોતાને જે ઠીક લાગે-જે જે સમુચિત જણાય, તેનો પ્રકાશ કરે છે. એ પ્રકાશથી આપણા સ્વાર્થને ધક્કો પહોંચે અને તેથી આપણે અકળાઇએ કે બીજાને

ભાંડવા તૈયાર થઇએ, એ આપણી કમજોરી અને અયોગ્યતાજ છે.

'દીક્ષા'ના સંબંધમાં જેટલું લખીએ તેટલું લખી શકાય તેમ છે, સમાજની પરિસ્થિતિનું નિરીક્ષણ કરનારને માટે આ વિષય અતિ મહત્ત્વનો લાગશે. સૌ કોઇ જાણે છે તેમ હું પણ એક દીક્ષિત છું, લગભગ વીસ વર્ષનો દીક્ષિત છું. 'દીક્ષા' એ પરમ આત્મકલ્યાણનું સાધન છે, એ વાતનો મને પૂર્ણ અનુભવ અને વિશ્વાસ થયેલો છે. હું પોતે દીક્ષામાં ગુરૂદેવની કૃપાથી અપૂર્વ આનંદ લઇ રહ્યો છું, અને બીજાઓ લેવા ચાહતા હોય, એમને એમના એ કાર્યની અનુમોદનાજ કરૂં છું, પરન્તુ તેની સાથે સાથેજ અયોગ્ય પુરૂષોને દીક્ષા આપવાની અને અયોગ્ય પુરૂષો પાસે દીક્ષા લેવાની હું તો નાજ પાડું. દીક્ષા લ્યો, જરૂર લ્યો; અને આપો, જરૂર આપો; પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને જોઇનેજ. મેં "સૂરીશ્વર અને સમ્રાટ્" માં લખ્યું છે તેમ, હજુ પણ હું માનું છું કે-"દીક્ષાનું માહાત્મ્ય ન કેવળ જૈનશાસ્ત્રમાં, પરન્તુ હિંદુશાસ્ત્રમાં પણ વર્ણવ્યું છે." અને એ દીક્ષા માટે યોગ્યતા પ્રાપ્ત કર્યા પછી વિલંબ કરવો, એ જાણી જોઇને ખાડામાં પડવા જેવું છે. અને તેટલાજ માટે '**સૂરીશ્વર અને સમ્રાટ્**' માં પ્રકટ કરેલા તે વિચારોની અંતે મેં જણાવ્યું છે કે-"**દીક્ષા દેનારે યોગ્યતાનો વિચાર અવશ્ય કરવો જોઇએ છે.**

બસ, મારા 'દીક્ષા' સંબંધીના છેલ્લા પાંચ લેખોનો સાર પણ હોય, તો તે આજ છે '*યોગ્યતા*' વિનાનું બધુંએ કાર્ય ધૂળ ઉપર લીંપણ કરવા જેવું છે.

અમારો મુનિવર્ગ યોગ્યતાઓ અને બધા સંયોગો જોઇનેજ

દીક્ષાઓ આપવાનું પસંદ કરે, અને દીક્ષા લેનારાઓ પણ માત્ર આંધળીયા નાખીને જ્યાં ત્યાં ન પડતા યોગ્યતા જોઇનેજ-ગુરૂના ગુણો નિહાળીને જ દીક્ષા લે. પોતાની જીવન દોરી ગુરૂદેવના કરકમલમાં સોંપે, અને પછી યાવજ્જીવન પર્યન્ત તેનો નિર્વાહ કરે અને આવી રીતની યોગ્ય દીક્ષાઓ દિનપ્રતિદિન હજારોની સંખ્યામાં થાય. અને જૈનશાસનમાં સાધુ સમુદાય ખૂબ વધી જૈનધર્મની વિજય પતાકા સર્વત્ર ફરકાવે, એજ અંતઃકરણથી ઇચ્છી વિરમું છું. ૐ શાન્તિઃ



( ૩૦ )

# માંગણવૃત્તિ.

'**માં**ગણવૃત્તિ' એ કેટલો બધો ઘૃણિત શબ્દ છે? કેટલો તિરસ્કરણીય છે? 'માંગણવૃત્તિ' ઉપર જીવન ગુજારનારને પણ જો આપણે એમ કહીએ કે 'એ **ભીખમંગા**' તો તેના હૃદયમાં જરૂર આઘાત પહોંચશે. સંસારની બધી વૃત્તિયો કરતાં આ વૃત્તિ–માંગણવૃત્તિ અત્યન્ત નિકૃષ્ટ છે. પોતાની ઇચ્છાને પૂરી કરવા માટે બીજાને આજીજી કરવી, દીનતા પૂર્વક હાથ લાંબો કરવો એ શું? આત્મગૌરવને ગુમાવી બેસવાનું છેલ્લુ પગથીયું અથવા સ્વત્વાભિમાનને ખોઇ બેસવાની કહોરતા છે. જ્યાં જ્યાં 'માંગણવૃત્તિ' પ્રવેશી છે, ત્યાં સાં ગૌરવનો ઘટાડો અવશ્ય થયો છે. 'માંગણવૃત્તિ' વાળાઓમાં શરમ કે દાક્ષિણ્યતા, લજ્જા કે

ભય ભાગ્યેજ હોય છે. પરિણામે માગણવૃત્તિવાળાઓને પોતાના કર્તવ્યનુ-મનુષ્ય જન્મની સાર્થકતાનું પણ ભાન ભાગ્યેજ રહે છે. માગણવૃત્તિવાળાઓને દુનિયાના દાસ થઇને રહેવું પડે છે. એમના આત્માઓ મુડદાલ બની જાય છે. આત્મશકિતયોનો વિકાશ એમનાથી હજારો કાસ દૂર થાય છે. એ વૃત્તિવાળાઓને પછી બીજું કંઇ પણ પુરૂષાર્થ ભર્યું કાર્ય કરવાની સુઝ પડતીજ નથી.

હિંદુસ્થાનના છપ્પન લાખ કે બહોત્તેર લાખ ભિક્ષુકો-માગણ-વૃતિથી છવન ગુજારનારાઓ ઉપર મોટે ભાગે આખા દેશની જે કરડી નજર થઇ રહી છે, એમા વજૂદ અવશ્ય છે. દેશના ભિક્ષુકોની માગણવૃત્તિએ તેમને કેટલી હદે નીચે ઉતારી મૂકયા છે, એ હવે છાનુ રહ્યું નથી ગૃહસ્થોના ગુરુ તરીકેનો દાવો કરવા છતા શું પૈસા કે ગુ ણી પરિચય, શું ભાશ કે શું ચરસ-એકેથી પણ દૂર નહિં રહેનારા ગુરુઓ, ભિક્ષુકો, માગનારાઓ જનતા પર શું ઉપકાર કરી શકે ? અને જો દેશનો જરા પણ ઉપકાર ન કરતા હોય નો પછી રાષ્ટ્રને માટે તેઓ ભારભૂત ગણાય, એમા આશ્ચર્ય જેવું શું છે ?

જૈનસાધુઓની સ્થિતિ આથી જુદી છે. બીજા ભિક્ષુકો કોઈ પણ વસ્તુ માટે "બાપજી આપો" કહે છે. ત્યારે મુશ્કેલીથી મળે છે, જ્યારે જૈનસાધુઓને 'બાપજી લ્યો-સ્વીકારો' કહેવા છતા પણ મુશ્કેલીથી સ્વીકારે છે. કારણ કે-બન્નેની વૃત્તિ-ઓમા ફેર છે. એકમા લોભવૃત્તિ-સ્વાર્થવૃત્તિ છે, જ્યારે બીજામાં ત્યાગવૃત્તિ, નિસ્પૃહતા છે લોભવૃત્તિવાળા મનુષ્યો જગતના દાસ થઇને રહે છે, જ્યારે નિસ્પૃહ મનુષ્ય જગતને પોતાના દાસ બનાવે છે. જગત એનુ દાસ થઇને રહે છે. જૈનસાધુઓની ત્યાગ વૃત્તિ નિસ્પૃહતા આથી પણ આગળ વધેલી છે. તેઓ પોતાના શરીરથી પણ બેદરકાર રહે છે. ભોજન જેવી વસ્તુઓ માટે પણ યદ્યપિ

તેઓ ભિક્ષા માંગે છે પરન્તુ તે નિઃસ્પૃહતાપૂર્વક ઘરે ઘરે ભિક્ષા માંગવા છતાં ઉદરનિર્વાહ જેટલું જ તેઓ સ્વીકારે છે. તે પણ ન મળે તો " अच्छा तो आज अपनी ही पूंजी खायेंगे " કરીને આનંદમાં રહે છે. સાધુઓએ પોતાની પૂંજી માની છે પોતાના આત્મગુણો. વ્રત-નિયમ-પ્રત્યાખ્યાન-એ આત્મ લક્ષ્મી છે. ગૃહસ્થોના ઘરેથી ભિક્ષા ન મળે તો પોતાની લક્ષ્મી-ઉપવાસ-ઉપર આનંદ મનાવે છે.

આવીજ રીતે કપડાં અને બીજાં ઉપકરણો માટે પણ જૈનસાધુઓ નિઃસ્પૃહજ રહે છે.

સાધુઓ પોતાની આ નિઃસ્પૃહતામાં જેટલા અંશે ન્યૂનતા કરે, તેટલાજ અંશે તેઓ માંગણવૃત્તિવાળા બનતા જાય છે, અને અનએવ તેઓ ધીરે ધીરે ગૃહસ્થોના દાસ બનતા જાય છે અમારા સાધુઓની વર્તમાન પરિસ્થિતિ માટે અંદર પ્રવેશ કરીને જોઇએ તો એ સ્પષ્ટ જણાશે કે તેઓમાં ધીરે ધીરે પેલી તિરસ્કરણીય માંગણવૃત્તિનું તત્ત્વ પ્રવેશતું જાય છે, અને તેનું જ એ પરિણામ છે કે, ગૃહસ્થોનો સદ્ભાવ પહેલા કરતાં ઓછો થતો જાય છે. સુંદર ખાનપાન માટે, સુંદર કપડાંલત્તાં, માટે સુંદર કાંબળીયો માટે, જેમ જેમ સાધુઓની આસક્તિઓ વધતી જાય છે, અને જેમ જેમ એશઆરામના દાસ બનતા જાય છે, તેમ તેમ તે તે વસ્તુઓ માગવા માટે ગૃહસ્થોની આજીજી, ખુલ્લા શબ્દોમાં ગૃહસ્થોના જેવી નહિં, તો કમમાં કમ હલ્કના ભાવથી તો ખરીજ-એવી આજીજીઓ કરવી પડે છે. આ આજીજી એ માંગણવૃત્તિ નહિ તો બીજું શું છે? ક્યાં, ગૃહસ્થો એક ઉપર એક એક આવીને પ્રાર્થનાઓ કરે કે " સાહેબ સ્વીકારો. " એ સ્થિતિ, અને ક્યાં " શેઠજી, જૂઓને આ નવા સાધુ છે, જરા એને માટે સારી સુલાયમ, કોમળ પશમી- .

નાની ચાદર કે પેલી રેશમ જેવી હલકી કાબળ આવે છે, તે જરા સુખઇ જઇને મોકલજો લોકે કઇ વધારે કિંમતની ન મોકલજો લગભગ ૭૫ થી ૧૦૦ સુધીનીજ હોય, આ સ્થિતિ !

આગેથી જ નથી અટકયુ ! આથી પણ આગળ વધીને સાધુઓ ખુશામતો કરતા થાય છે ઇચ્છાઓની તૃપ્તિને માટે સુદર સુદર—કપડા અને ખાનપાન મળે, એટલા માટે મ્હોટા મ્હોટા ગૃહસ્થોના ઘરમા આવ-જા શરૂ કરવી, વાતો ચીતોથી અને એમના બાળકોને પ્યારથી બોલાવી-રમાડી ગૃહસ્થોને આકર્ષવા, આ બધુ શુ છે ? દામવૃત્તિ કે બીજુ કઇ ? ગૃહસ્થોના બાલબચ્ચા હજુ આખો ચોળતા ઉઠ્યા યે ન હોય ગૃહસ્થોના ઘરોમાથી હજુ ઝાડુ-કાઢીએ ન નીકળ્યો હોય, અને આ-દૂધની તરપણીઓ ભરવા 'ધર્મલાભ' દેતા ઉભા રહેવુ, એનો અર્થ શો છે ? માગણવૃત્તિ કે બીજુ કઇ ?

પરન્તુ વિચાર કરવાની વાત છે કે આ બધુ શાથી બને છે ? લોભવૃત્તિથી-લાલચવૃત્તિથી-ઇદ્રિયોના દાસ બનવાથી અને ઇંદ્રિયોના દાસ થવુ, એ પોતાના કર્તવ્યથી-ધર્મથી નીચે ઉતરી જવા બરાબર છે. જો આવી જ સ્થિતિ વધારે સમય ચાલુ રહી, અને નાયકોએ કઇપણ સુધારો કરવાનુ લક્ષમા નહિ લીધુ, તો આજે જે આક્ષેપ અજૈન સાધુઓ ઉપર થાય છે, તેજ આક્ષેપ જૈન સાધુઓ ઉપર પણ થવાનો સમય આવે તો એમા નવાઇ પામવા જેવુ શુ છે ?

આ માગણવૃત્તિ, જેમ, 'જે માગણવૃત્તિ કરનાર છે,' એને માટે દુ ખકર્ત્તા છે, તેમ જેની આગળ 'માગણવૃત્તિ' કરવામા આવે છે, એને પણ દુ ખકર્ત્તા થાય છે એક માગવાવાળો માણસ જ્યારે બીજાની આગળ જઇને ઉભો રહે છે અને કઇ પણ ચીજની

માગણી કરે છે, ત્યારે તેને એક સમયે તો જરૂર કાળ સમાન લાગે છે. આના ઉદાહરણોની જરૂર નથી. પાલીતાણામા જનારા યાત્રાળુઓની આગળ જ્યારે જ્યારે પાલીતાણાની સંસ્થાઓના ફેરીઆઓ હાથમા નોટીસો અને બગલમા ટીપનો ચોપડો કે રસીદ બુક લઇને જાય, ત્યારે એ યાત્રાળુઓ કેવી નજરથી એ માગણીયાઓની સ્હામે જૂએ છે–જોતા, એનું દશ્ય જેમણે જોયું હશે, તેમને સમજાયું હશે કે માગણવૃત્તિ કેટલી અધમવૃત્તિ છે.

આવી જ રીતે કોઇ કોઇ મંડળ્યાઓ તરફથી ફરતા ફેરિયાઓ ન્હાના મ્હોટા ગામોમા ઉઘરાણું કરવા ફરે છે, તેઓને એક ગામમાથી બે પચાસ રૂપિયા મેળવતા કેટલો પસીનો ઉતારવો પડે છે, એ એજ બિચારા જાણતા હશે. આ તો એક સાધારણ સ્થિતિના વીસ વીસ કે પચીસ પચીસના નોકરો કે જેઓનો ધંધોજ ભાટ ચારણોની માફક ગૃહસ્થોની વાહ વાહ ગાઇને પૈસા કઢાવવાનો હોય છે, તેમની વાત થઇ, પરન્તુ મુંબઇ અને કલકત્તા જેવા શહેરોમા, કોઇ ન્હાના મ્હોટા ગામોના પ્રતિષ્ઠિત ગૃહસ્થોને દેરાસર કે ઉપાશ્રયને માટે ટીપ કરવા જવુ પડે છે અને ત્યાના, લક્ષ્મીના મદમા મસ્ત બનેલા, ગૃહસ્થોના માળાઓમા કે દુકાનો ઉપર જે ટલ્લા ખાવા પડે છે, તેમજ એ કહેવાતા શેઠિયાઓના જે તિરસ્કાર–અપમાન સહન કરવા પડે છે, એ જોતા કોઇ પણ વિચારક એમ બોલી ઉઠયા વિના નહિં રહે કે–" આના કરતા દેરૂં કે ઉપાશ્રય ન બનાવવું, એ શું ખોટું ? " પરન્તુ શું કરે ? ધર્મનો કેફ પણ કંઇ ઓરજ શક્તિ આપે છે. ધાર્મિક ભાવનાઓથી એ બધું સહન તેઓ કરે છે.

પરન્તુ કહેવાનું માત્ર એટલું જ છે કે આ માગણવૃત્તિ એ એક એવી વૃત્તિ છે કે–જે આપણા આત્માઓને શક્તિહીન, મુડદાલ, નિરૂત્સાહ અને સ્વાત્માભિમાનથી રહિત બનાવે છે.

આ પ્રસગે આપણી સંસ્થાઓની માંગણવૃત્તિ સબધી કઇક વિચાર કરવો આવશ્યક સમજું છું.

જૈનસમાજમાં કેળવણીના પ્રચાર નિમિત્તની અનેક સસ્થાઓ હયાતી ભોગવે છે. આમાંની કઇ સંસ્થા પાસે કેટલું ધન છે, અને કેવી રીતે ચાલે છે, એ બતાવવા હું નથી ઇચ્છતો, માત્ર આપણી કેટલીક સંસ્થાઓની માગણવૃત્તિના સંબંધમાંજ મારે કઇક કહેવાનું છે.

સંસ્થાઓ, એટલે જ્યાં સુધી તેની પાસે ખર્ચના જેટલી નિશ્ચિત આવક ન થાય ત્યાં સુધી સમાજ પાસે માગણી કરવાનું તો તેનું કર્ત્તવ્ય રહ્યુંજ. પરન્તુ માગણી માગણીમાં પણ ફર્ક છે.

એવા ઉઠાઉગીર ઉપદેશકો (!) કે જેઓ ભાટ–ચારણોની માફક ભાઇ બાપ કરતા, અને પરજિયાં કે રાસડા સંભળાવતા ગામ ગામ ફરે, આચારવિચારનું નામ ન હોય, સો ખાંડી બોલીને છ ટાંક ભાર પણ પાલન ન કરે, એવા ઉપદેશકોને ગામ ગામ મોકલવા, સંસ્થાના ઉદ્દેશો સમજાવવા, દેશોદ્ધારની, સમાજોદ્ધારની, અને સ્વર્ગના દરવાજા બતાવનારી વાતો કર્યા પછી આખરે " આપજો અન્નદાતા, તમારાં બાળકોનું રક્ષણ કરો, અનાથને આશ્રય આપો, આટલાં બાળકોનો ઉદ્ધાર કરો, " ઇત્યાદિ ઘરે ઘરે ધર્મસાદો પડાવવા. આવી માંગણવૃત્તિ મારા નમ્ર મત પ્રમાણે બિલકુલ નહિં ઇચ્છવા યોગ્યજ છે. આવા ટેલીયાભટ્ટોને ફેરવવામાં સંસ્થાના સંચાલકો ભલે ફાયદો સમજતા હોય, પરન્તુ તત્ત્વદષ્ટિએ એની સમાજ ઉપર તો બુરી અસર થાય છેજ, પરન્તુ એથી સંસ્થાના હિતને પણ સાધારણ ધક્કો પહોંચે છે. મોટામાં મોટો ધક્કો તો એજ છે કે જેઓની શિક્ષાને માટે એ નાણાં એકઠાં કરવામાં આવે છે, એઓના આત્માઓ સાવ મુડદાલ

બની જાય છે, એઓની ઉચ્ચ કોટીનું ભાવનાવૃક્ષ મૂળમાંથી સુળી જાય છે. તેઓ પોતાને સમાજની દષ્ટિએ-ધનાઢયોની દષ્ટિએ અતિ-હીન-નીચ-હલકા-નકામા-ગરીબ-કંગાલ સમજે છે. તેઓ પોતાને ધર્માદિયા સમજે છે અને તેથી તેઓમાં જે કંઇ ચૈતન્ય પ્રકટાવવાની લાંબી લાંબી આશાઓ રાખીએ છીએ; એમાંની કંઇ પણ સફળ થતી નથી. તે બાળકો સમજે છે.—"અરેરે, અમારા માટે અમારા સંચાલકોને આવી રીતે ભિક્ષા માગવી પડે છે ? આવા ગરીબ શબ્દોમાં અમારે માટે જુઓને બીજાઓની આગળ કેવા કાલાવાલા કરે છે."

શું સંસ્થાઓ, સમાજના એ ભાવિ હીરાઓમાં આવી ભાવનાઓ ઉત્પન્ન કરાવવા માટેનાં સ્થાન હોવાં જોઇએ ? સંસ્થાઓ શા-માટે છે ? સમાજના એ ભાવિ ઉદ્ધારકોનાં ચૈતન્યોને વિકસવા માટે ! એમની શકિતઓને ખીલવવા માટે ! એમને આત્મગૌરવ સમજાવવા-માટે ! એમને એમના ભવિષ્યના કર્ત્તવ્ય પાઠોને ભણાવવા માટે કે "તમારો આત્મા પણ અનંતશકિતઓ ધરાવે છે. તમે ભવિષ્યમા કોઇના દાસ ન બનજો. ઇંદ્રિયોને આધીન ન થજો. કોઇના ભરોસા-ઉપર ન રહેજો. તમારા પગ ઉપર ઉભા રહેવાની શકિતઓ પ્રાપ્ત કરજો."

પરન્તુ જ્યાં પ્રારંભમાંજ તેમનામાં કંગાલિયતના, ગરીબાઇના સંસ્કારો પાડવામાં આવે ત્યાં શકિતઓનો તો વિકાસ કેમ થઇ શકે ?

ન કેવળ ઉપર કહ્યા તેવા ઉપદેશકો દ્વારાજ, પરન્તુ એવી આજીજીવાળી જાહેરખબરો દ્વારા તેમ કોઇ ગૃહસ્થ આવવાનો હોય ત્યારે જોઇએ તેથી વધારે સ્વાગત અને ખુશામદો કરી કરાવીને પણ આપણે એ સંસ્થાના ભવિષ્યના સમુચિત ફળને હાનિ પહોંચાડવાના કારણ ભૂત થઇએ છીએ.

ત્યારે શું કરવું ? એ વિચાર આપણને જરૂર ઉઠે છે. કરવું માત્ર એજ કે જેમાં ' અતિ ' ન હોય, સમચિત પ્રયત્નો દ્વારા સસ્થાઓ ચલાવવી; એજ એ સંસ્થાઓ અને સમાજના કલ્યાણનો માર્ગ છે. સારા ગૃહસ્થો ડેપ્યુટેશન દ્વારા સમાજને અપીલ કરી શકાય છે. સસ્થાના કાર્યના સાચા રિપોર્ટો–સાચી હકીકતો વર્ત્તમાનપત્રો દ્વારા પ્રકટ કરીને સમાજનું ધ્યાન આકર્ષી શકાય છે, પરન્તુ એવો તો એક પણ પ્રયત્ન ન થવો જોઇએ કે જેની અસર સમાજ ઉપર ખરાબ થાય અને તેની સાથે એ બાળકો ઉપર પણ જુદીજ અસર થાય.

અવ્વલમાં તો માંગણવૃત્તિનું સાધનજ નહિં ઇચ્છવા યોગ્ય છે તેમ છતાં કાળના પ્રભાવે જ્યારે સમાજના લક્ષ્મીપુત્રો કેળવણીનું મહત્ત્વ નથી સમજી શકયા, અને ઉદાર પુરૂષોની ઉદારતામાં વિવેકનો અભાવજ દેખાય છે, તેવી સ્થિતિમાં માગ્યા સિવાય કોઇ આપતું નથી, એ વાત ખરી છે. પરન્તુ માંગવું એ એવી રીતે માંગવું જોઇએ કે જેમાં મર્યાદાનું ઉલ્લંઘન ન થાય, અને જેને માટે માંગવામાં આવતું હોય, એમના આત્માને દુર્ભાવ ઉત્પન્ન કરનારૂ ન નીવડે.

ખરી રીતે જોઇએ તો આજે સમાજની કમનસીબીના દિવસો છે, નહિં તો જે સમાજના હજારો બાળકો અશિક્ષિત હોય, જે સમાજમાં હજારો યુવકો સાધનોના અભાવે શિક્ષાથી વિમુખ થના હોય, જે સમાજથી પ્રતિવર્ષ સેંકડો માણસો કેવળ શિક્ષા કે પેટ-પોષણની લાલચથી પરધર્મમાં જતા હોય, જે સમાજનાં સેંકડો ઐતિહાસિક સ્થાનો નષ્ટ ભ્રષ્ટ થતાં હોય, અને જે સમાજની અનેક સંસ્થાઓ કેવળ પૈસાના અભાવે આગળ ન વધી શકતી હોય, એ સમાજના ધનાઢયોને–લક્ષ્મીપુત્રોને લાખોના ખરચે ઉત્સવ

કરવા અને સંઘો કાઢવાનું સૂઝે ખરૂં ? એ સમાજના ધનાઢયોને ઉજમણાં ને ઉપધાનોમાં પાણીની માફક પૈસા ખરચવા સૂઝે ખરા ? એ સમાજના નાયકો–ધર્મનાયકોને પોતાની વાહવાહ માટે પોતાના અંધરાગી શ્રાવકો પાસે ઉંચી જાતનાં બેંડો મંગાવી વગડાવવાનું ગમે ખરૂં ? અને એ સમાજના ધર્મઘેલાઓને પોતાના માનેલા ( પછી ગમે તેવા પતિતજ કેમ ન હોય ) સાધુઓનાં દુર્ગુણો ઢાંકવા માટે–બચાવ કરવા માટે હજારો રૂપિયા ખરચવાનું મન થાય ખરૂં ? પરન્તુ કહેવાની કંઈ જ આવશ્યકતા નથી કે સમાજના કમભાગ્ય નીજ એ નીશાની છે કે આજે સમાજ નાયકોની બુદ્ધિઓ એક જુદી દિશામાં કામ કરી રહી છે આવી સ્થિતિમાં " અમારા સાધુઓ અને આગેવાન ગૃહસ્થો-ધનાઢય ગૃહસ્થોને સદ્‌બુદ્ધિ આપો કે જેથી સમાજ ધાર્મિક અને સામાજિક કાર્યોમાં સમુચિત ઉન્નતિ કરી શકે. " એવી શાસન દેવને પ્રાર્થના કરવા સિવાય આપણી પાસે બીજો શો ઉપાય છે ?



( ૩૧ )

# ધર્મ અને રૂઢી.

'ધર્મ' અને 'રૂઢી' આ બન્નેનો સબંધ એટલો બધો ઘનિષ્ઠ છે અથવા વ્યવહારમા થઇ ગયો છે, કે–આ બન્નેનો ભેદ સામાન્ય વર્ગને સમજાવવો, એ કઠિનતા ભરેલું થઇ ગયું છે. કેવળ જૈન સમાજમા જ નહિં, લગભગ બધાયે સમાજોમા સમયના પ્રભાવે આ બન્નેની ઘનિષ્ઠતાનો દુરૂપયોગ થઇ રહ્યો છે. અર્થાત્ 'ધર્મ' અને 'રૂઢી' એ બન્ને જુદી–અતિ ભિન્ન વસ્તુઓ હોવા છતા અત્યારે મ્હોટા ભાગે 'રૂઢી' નેજ 'ધર્મ' નો ઝભ્ભો પહેરાવવામા આવ્યો છે, અર્થાત્ જે ભય અને પાપ ધર્મથી ઉલટા ચાલવાથી માનવામા આવે છે તે જ ભય અને પાપ 'રૂઢી' ના ફેરફારમા માનવામા આવે છે.

બલ્કે ઘણે ભાગે તો એમજ જોવાઈ રહ્યું છે કે ' ધર્મ ' જેવી વસ્તુ તરફ તો ઘણા ઓછાજ ધ્યાન આપે છે. અને ' રૂઢી ' એજ પરમારાધ્યા દેવી થઇ પડી છે, આ ' રૂઢીયો ' ના જન્માન્તરો પ્રતિદિન થઇ રહ્યાં છે; છતાં ' રૂઢી ' એજ ' ધર્મ ' છે. " " રૂઢીમાં ફેરફાર થઇજ શકે નહિ." એમ માનવામાં આવે છે. આનું ખરું કારણ તો મને એજ લાગે છે કે આપણે ' ધર્મ ' એ શી વસ્તુ છે, એને બરાબર સમજ્યાજ નથી અને બીજું કારણ એ પણ છે કે આપણે કેવળ શાસ્ત્રની પંક્તિયો ઉપરજ દારમદાર કરી બેઠા. છીએ.

બારીક દૃષ્ટિથી વિચારીએ તો ' ધર્મ ' એ આત્માની સાથે સંબંધ ધરાવનાર વસ્તુ છે અને તેટલાજ માટે ' ધર્મ ' નું લક્ષણ ' **वत्थुसहावो धम्मो** ' વસ્તુનો સ્વભાવ એજ ' ધર્મ ' એમ બતાવવામાં આવેલ છે. તેમ છતાં આપણે બીજી રીતે ' ધર્મ ' ની વ્યાખ્યા જોઇએ તો મહર્ષિઓએ એજ કરી છે કે, " **अन्तःकरणशुद्धित्वं धर्मत्वम्** " અથવા " **कषायनिवृत्तित्वम धर्मत्वम्** " અન્તકરણનું શુદ્ધ થવું,— એનું નામ ' ધર્મ ' છે, અથવા કષાયથી નિવૃત્ત થવું,—કષાયોથી દૂર થવું, એનું નામ ધર્મ છે. આ બન્નેમાં આત્મીય લાભજ સ્પષ્ટ જોવાય છે. એટલે કે આત્માનો વિકાસ–આત્માની શુદ્ધિ–એજ ' ધર્મ ' છે. આ ધર્મના ભેદો કદિ હોઇ શકે ખરા ? આ 'ધર્મ' ને નહિ માનનારો કોઇ દુનિયામાં હશે ખરો ? આ 'ધર્મ' ને નામે લડાઇ કે ઝઘડા, ટંટા કે ફિસાદ થાય ખરા ? છતાં 'ધર્મ' ને નામે લડાઇઓ થઇ અને થાય છે. ' ધર્મ ' ના નામે લોહીની નદીયો વહી છે, એનું શું કારણ ? કેવળ એકજ કારણ, અને તે એ કે જુદા જુદા મજહબના અને સમ્પ્રદાયના લોકોએ રૂઢિઓને–ક્રિયાઓને "'ધર્મ '

નું સ્વાંગ આપ્યું છે. એ રૂઢિયોમાંથી જરાયે કોઇ ચસકયો-એ રૂઢિને નહિ સ્વીકારવાનો જરાયે કોઇએ ડોળ કર્યો, કે તત્કાળ એ રૂઢિપૂજકોએ એના ઉપર હુમલો કર્યોજ છે. ગચ્છ–ગચ્છની લડાઇઓ, એ કોને આભારી છે ? શ્વેતામ્બર દિગમ્બરની લડાઇઓ, એ કોને આભારી છે ? શૈવ અને શાક્તની, રામાનુજ અને રાધાસ્વામિયોની, એ બધી લડાઇયો કોને આભારી છે ? કેવળ રૂઢિયોમાં માનેલી ' ધર્મભાવના ' ને !

કપાળમાં એક લીટીનું તિલક કાઢનાર, બે લીટીના તિલકવાળાની નિંદા કરે, અને બે લીટીવાળો ત્રણ લીટીવાળાની નિંદા કરે, જ્યારે ત્રણ લીટીવાળો ગોળ તિલકવાળાને નિંદે ! પરન્તુ તેઓ માત્ર એટલું જ સમજે કે-કોઇ થર્ડ કલાસના ડબ્બામાં બેઠો તોયે શું, અને કોઇ સેકન્ડ કલાસમાં કે ફર્સ્ટકલાસમાં બેઠો તોયે શું ? અને કદાચ ગોળ તિલકધારીને રિઝર્વડ ડબ્બામાં બેઠેલ માની લઇએ, તોયે શું ખોટું ? એમાં લડાઇ કરવાની કે નિંદાની શી જરૂર ? પ્રભુના નામે કોઇને કોઇ ડબ્બામાં બેઠો તો છે ને ? અને કદાચ, ડબ્બામાં ન બેસતાં પગે ચાલે અર્થાત્ તિલક કર્યા વિના જ રહે, તોયે શું ? એવી નજીવી બાબતોમાં લડાઇયો કરવી, એ પોતાના માનેલા ઇષ્ટ દેવની ભક્તિ છે કે કુભક્તિ ? એનો વિચાર એ રૂઢીપૂજકોને ભાગ્યે જ થાય છે.

ત્યારે ' રૂઢિયો ' એ શી વસ્તુ છે ? એ સંબંધી આપણે કંઇક વિચાર કરીશું.

' રૂઢિ ' એટલે રિવાજ. અથવા સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો કોઇ પણ સામાજિક યા ધાર્મિક કાર્યો વ્યવસ્થિત રૂપે ચલાવવા માટે બાંધવામાં આવેલા નિયમો. આ સિવાય ' રૂઢિ ' એ બીજું કંઇ જ

નથી. આવી રૂઢિયોમાં કેટલીક સમૂલ હોય છે, તો કેટલીક નિર્મૂલ પણ હોય છે. સમૂલ રૂઢિયો એ છે કે જે રૂઢિનું સમાજે–સંઘે–સમુદાયે એકત્રિત થઇને નિર્માણ કર્યું હોય છે. અને નિર્મૂલ રૂઢિ એ છે કે કં પણ જાતના બંધારણ વિના જ જેની ઉત્પત્તિ થઇ હોય છે. આવી નિર્મૂલ રૂઢિ તરફ તો કોઇનો કંઇ પણ ખ્યાલ હોતો જ નથી. દેખાદેખી કે ગમે તે કારણે આવી રૂઢિયો ચાલી નીકળે છે, પરન્તુ જે રૂઢિ સમૂલ છે એટલે કે સમાજે સમયનું નિરીક્ષણ કરીને આવશ્યકતા પ્રમાણે જે રૂઢિ કાયમ કરી હોય છે, એવી રૂઢિયો સમાજની પ્રત્યેક વ્યકિતને માટે માન્ય જરૂર હોય છે, અને હોવી જોઇએ. અને આવી રૂઢિયોનો શાસ્ત્રોમાં પણ ઉલ્લેખ થયેલો હોય છે. પરન્તુ શાસ્ત્રોમાં ઉલ્લેખ થવાથી તે ' રૂઢિ ' મટીને ' ધર્મ ' થઇ જતો. આવી શાસ્ત્રોમાં ઉલ્લેખાઇ ગયેલી, રૂઢિયોમાં પણ ફેરફાર અવશ્ય કરી શકાય છે, કારણ કે આ રૂઢિયો જે જે સમયમાં જેવી જેવી ચાલતી હોય છે, તે તે સમયના ગ્રંથોમાં તે પ્રમાણે લખાયલી હોય છે. પરન્તુ જો તેજ રૂઢિ બીજા સમયને માટે યોગી ન હોય–અથવા એનાથી સમાજને કે ધર્મને કંઇ હાનિ પહોંચતી હોય તો એવી રૂઢિયોને બંધ કરવી, કે એનું રૂપાન્તર કરવું; એમાં જરા પણ અયોગ્ય નથી. કારણ કે–એ રૂઢિયો તે તે સમયની આવશ્યકતાની પૂર્તિ માટે સમાજે નિર્માણ કરેલી હોય છે, તો તે અત્યારના સમયને અનુસરીને અત્યારનો સમાજ તેને બદલી પણ શકે છે. જે વસ્તુનું નિર્માણ સમાજે કર્યું છે, એ વસ્તુનો ફેરફાર સમાજ કરવાને અધિકારી હોય એમાં આશ્ચર્ય જેવું કંઈ જ નથી.

આ વિચાર બુદ્ધિમાનોએ જરૂર કરવો ઘટે. કેવળ કોઇ વાત શાસ્ત્રમાં લખી, એટલે તેજ પ્રમાણે જે ન કરે અથવા ન બોલે,

એને ધર્મથી વિમુખ કહેવો, અથવા નાસ્તિક કહેવો. એ ડાહ્યા પુરૂષોને તો ન શોભે, અને એટલા માટે જ તો નીતિકારો વારંવાર કહે છે કે—

केवलं शास्त्रमाश्रित्य न कर्त्तव्यो विनिर्णयः ।
युक्तिहीनविचारे तु धर्महानिः प्रजायते ॥

કેવળ શાસ્ત્રનો આશ્રય લઇને કોઇ પણ વિષયનો નિર્ણય નહિં કરવો જોઇએ. કેમકે યુક્તિ વિનાના વિચારથી ધર્મની હાનિ થાય છે.

કોઇપણ શાસ્ત્રના અભ્યાસમાં બુદ્ધિનો ઉપયોગ અવશ્ય કરવો જોઇએ, આ વસ્તુ શા માટે કહેવામાં આવી છે ? કયા સમયને માટે કહી છે ? ગ્રંથ કયા સમયનો બનેલો છે ? તે વખતના રિવાજને અનુસરીને આ કહેવામાં આવ્યું છે કે-અનાદિ અંતકાળને માટે એ કહ્યું છે ? એના કથન કરનાર એક પ્રમાણિક ગ્રંથકાર હતા કે કેમ ? ઇત્યાદિ અનેક બાબતોનો વિચાર કરવો જોઇએ. નહિ કે માત્ર એક ગ્રંથમાં લખેલું દેખ્યું, એટલે ઝટ એને આગમ વાક્ય કે વેદવાક્ય માની લીધું. કોઇ પણ બાબત ઉપર આવી શોધખોળો કે વિચારો નહિ કરવાનું જ એ પરિણામ છે કે એ વસ્તુ ઉપર જરા પણ શંકા કરનારને આપણે યુક્તિપૂર્વક સમજાવવાના બદલામાં એકદમ તેને 'નાસ્તિક' ના ટાઇટલથી વિભૂષિત કરીએ છીએ. ખરી રીતે આના સંબંધમાં 'નાસ્તિક' આપણે છીએ. કારણ કે ઊંડા ઉતરીને વિચાર કરવામાં આવે, તો સ્પષ્ટ સમજાશે કે આપણી 'તિજોરી તળીયા ઝાટક' છે. આપણે દલીલોમાં દેવાળું ફૂંકી બેઠા છીએ. અતએવ કેવળ શાસ્ત્રમાં લખ્યું છે, માટે તેજ લકીર ઉપર ચાલવુંજ જોઇએ, એવું માનીએ છીએ. બલ્કે ખરી રીતે તપાસીએ તો ઉપરના શ્લોકમાં કહ્યું છે તેમ, એકલા શાસ્ત્રના ઓઠા નીચે-ધપાવે

રાખવામાં ધર્મના બદલે 'અધર્મ' પણ થવાનો પ્રસંગ આવે છે. "ધર્મ" કરતાં ધાડ પણ પડે છે. માટે દરેક કાર્યમાં દીર્ઘદ્રષ્ટિ થઇ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવનો વિચાર કરી કાર્ય કરવું જોઇએ. બીજા શબ્દોમાં કહીએ તો **શ્રુતિ** ( શાસ્ત્ર ), **યુક્તિ** અને **અનુભૂતિ**–આ ત્રણની કસોટી ઉપર ચઢાવીને જ કોઇ પણ વિષયનો નિર્ણય કરવો.

'રૂઢિયો' ને 'ધર્મ'નું સ્વાંગ આપવા જેટલી જે અજ્ઞાનતા અત્યારે પ્રબળતાથી જોવાઇ રહી છે, એનું પણ ખાસ કારણ 'વિચાર શક્તિનો અભાવ' એટલે કે માત્ર 'લખ્યું તે વાંચ્યું,' એજ જણાય છે. એક રૂઢી કયા સમયમાં શા કારણથી ઉત્પન્ન થઇ, અને એ રૂઢી ચલાવે રાખવામાં લાભ છે કે નુકસાન, એનો વિચાર કર્યા વિના માત્ર **पीछेसे चली आती हैं,** એમ માનીને ધપાવે રાખવી. એ એક અજ્ઞાનતા નહિ તો બીજું શું કહી શકાય ? દાદાના વખતમાં ઘરમાં પાળેલી બીલાડી શ્રાદ્ધ વખતે રસોઇ અભડાવી નાખતી, તેથી તેને બાંધવી પડતી, પણ પિતાના શ્રાદ્ધ વખતે ઘરમાં બીલાડી નહિ હતી, એટલે બાંધવી કોને ? એમ ધારી પિતાના શ્રાદ્ધ વખતે કોથળો લઇને ઘરે ઘરે બિલાડી માટે ફરનાર બ્રાહ્મણપુત્રની મૂર્ખતા ઉપર આપણે હસ્યા વિના રહીશું કે ? અને કદાચ એ છોકરો એમ કહે કે–" વાહ, મારા બાપા, મારા દાદાના શ્રાદ્ધ વખતે, શું મૂર્ખ હતા, તે બીલાડી બાંધતા હતા ? " તે વખતે આપણે દાંત પીસીને એને 'મૂર્ખાનંદ શિરોમણિ' કહ્યા વિના રહીએ ખરા કે ?

ઘણી રૂઢિયો આમ પ્રચલિત થાય છે. મૂળ તપાસ્યા વિના, ઉત્પત્તિનો ઇતિહાસ જોયા વિના એ રૂઢિયોને આપણે નભાવે જઇએ છીએ પછી તે રૂઢિયોથી સમાજને ભયંકર નુકસાનજ કેમ ન થતું હોય ! આવી રૂઢિયોમાં ફેરફાર કરવામાં આપણે અચકાઇએ છીએ, એનું પ્રધાન કારણ તો મેં પહેલાં કહ્યું તેજ–રૂઢીને 'ધર્મ'નું

રૂપ આપ્યુ છે તેજ છે. આપણે સમજીએ છીએ કે " આ 'રૂઢી' નહિ પણ ' ધર્મ ' છે, એમા કેમ ફેરફાર કેમ થઇ શકે ? પરન્તુ જરા ઇતિહાસને તો તપાસો એવી તો કેટલીયે રૂઢિયો કાળના વિશાળ ઉદરમા સમાઇ ગઇ ? એવી તો હજારો રૂઢિઓએ હજારો જન્માન્તરો કરી લીધા ? અને વર્ત્તમાનમા ! વર્ત્તમાનમા પણ કયા ઓછી રૂઢિયો બદલાઇ રહી છે ? આપણા તેનો આગળથી પણ કયા ઓછી રૂઢિયો અદશ્ય થઇ છે ? અરે આપણા હાથે પણ નિત્ય ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યની ક્રિયાઓ થઇ રહી છે. તેમ છતા " રૂઢિમા ફેરફાર થઇ ન શકે, " એમ બોલવું અને માનવું, એ અજ્ઞાનતા નહિ તો બીજું શું છે ?

હવે આપણે એ જોઇશું કે કઇ કઇ રૂઢિયોમા કેવી કેવી રીતે ફેરફારો થયા છે. અથવા કઇ રૂઢિયોને આપણે ધર્મનું રૂપ આપી જેમની તેમ ચલાવી રહ્યા છીએ. તેમ એવી રૂઢિયોમા ફેરફાર કરનારાઓને આપણે ' અધર્મી ' ' નાસ્તિક ' ' ધર્મ નાશક ' કહીએ છીએ, તે કયા સુધી ઠીક છે.

---

## ( ૩૨ )

' ધર્મ ' અને 'રૂઢી' આ બેનો ભેદ આપણે ગત લેખમાં જોઇ ગયા, અને એ ઉપરથી સ્પષ્ટ જોવાયું છે કે ' ધર્મ ' એ આત્માની સાથે સંબંધ રાખનારી વસ્તુ છે, જ્યારે ' રૂઢી ' એ રિવાજ છે. આ રિવાજોમાં તો કેટલાક સમૂલ હોય છે તો કેટલાક નિર્મૂલ હોય છે. પરંતુ આ રિવાજોનો સંબંધ સમાજની સાથે રહેલો હોવાથી અર્થાત્ સમાજદ્વારા એની ઉત્પત્તિ થએલ હોવાથી એમાં ફેરફાર કે સર્વથા બહિષ્કાર એનો થઇ શકે છે. અનાદિકાલના ચક્રમાં આવી કરોડો રૂઢિયો ઉત્પન્ન થઇ અને અદશ્ય થઇ. જો રિવાજો–રૂઢિયો પણ જેમની તેમ–જરા પણ ફેરફાર થયા સિવાય ચાલી આવતી હત, તો આજે એક પણ સમાજને ઉભા રહેવાનું કે વિચારવા માત્રનું પણ સ્થાન ન રહ્યું હત; પરન્તુ એ રૂઢિયો કાયમને માટે રહીજ કેમ શકે ? કુદરતથીજ એ ખિલાફ વાત છે. રૂઢીની વાત તો દૂર રહી. ભગવાનના બતાવેલ આમમાર્ગમાં પણ આવશ્યકતાનુસાર ધુરંધર આચાર્યોએ અને સંઘોએ ફેરફારો કર્યા છે, તો પછી રૂઢિયોની તો વાતજ શી કહેવી ? સાધુને કપડાં " ન ધોવાં, ન રંગવાં" એવી ખુલ્લી પ્રભુઆજ્ઞા હોવા છતાં આવશ્યકતા જણાતાં રંગવા અને ધોવા માટે બાધ્ય થવું પડયું કે નહિં ? પંચમીની સંવત્સરી હમેશાંથી ચાલી આવતી હોવા છતાં ચોથની પ્રચલિત થઇ કે નહિં ? આવી આગમોક્ત–પ્રભુ આજ્ઞાની બાબતોમાં પણ ફેરફાર થયા અને થાય છે, તો પછી આપણીજ ચલાવેલી રૂઢિયોમાં ફેરફાર કરીએ–તેને દૂર કરીએ તો તેમાં ખોટું શું ? હા, ત્રિકાલાવચ્છેદેન અચળ અવિચ્છિન્ન કોઇ વસ્તુ રહી છે અને રહેશે, તો તે 'ધર્મ' છે. ધર્મ અને ' રૂઢિ 'માં એજ મોટું અંતર છે. એક અમર છે, તો બીજી મૃત-

ધર્મી છે. એક અવિનાશી છે, તો બીજી વિનાશી છે. એક આત્મા સાથે સંબંધ રાખે છે, તો બીજી વ્યવહાર સાથે રાખે છે. મિયા મહાદેવનુ જોડુ કેમ એક કરી શકાય? આકાશ અને પાતાળનુ અતર કેમ હટાવી શકાય? દિવસ અને રાતનો ભેદ કેમ ભાગી શકાય?

આ પ્રસગે આપણે જૈન સમાજમા ચાલતી કેટલીક આધુનિક રૂઢિયો ઉપર દૃષ્ટિપાત કરીએ

એ તો સૌ કોઇ કબુલ કરશે કે–મંદિરો, દેરાસરો એ શાન્તિના ધામો છે. દ્રવ્યપૂજા કે ભાવપૂજામાં કેવળ આત્મશુદ્ધિના ચિંતવન સિવાય બીજું શુ હોવું જોઇએ! અને જ્યા આત્મશુદ્ધિનુ ચિતવન–વિચાર હોય, ત્યા બાહ્યાડબરની પ્રધાનતા નજ શોભે, પરન્તુ એજ મંદિરોમા થતી આત્મશુદ્ધિની ક્રિયાઓ પ્રસગે બોલીયો વિગેરેના જે રિવાજો પડ્યા છે, એને કોઇ આત્મશુદ્ધિમા સાધનભૂત કહી શકે તેમ છે ખરૂં? અને એમ પણ કોઇ કહી શકે તેમ છે કે–એ બોલિયોના રિવાજો અનાદિ કાળથી ચાલ્યા આવતા હતા? દાખલા તરીકે, આરતી–પૂજા પ્રસગે ઘી બોલવુ, વરઘોડા પ્રસંગે ભગવાનને લઇને બેસવાનુ, છડી, ચામરનું, છત્રનુ વિગેરે વિગેરે આ રૂઢિયો આપણી કાલ્પનિક રૂઢિયો છે. કેવળ ઉપજ ઉત્પન્ન કરવાના અને લોકોમા એક ક્રિયા કરવા માટે હુસા તુસી ન થાય, એટલા માટે ઉત્પન્ન કરેલી રૂઢિયો છે, એ કોણ નહિ માને? ઘણા સ્થાનો એવા છે કે જ્યા આ રૂઢિયો નથી પણ, તેમ છતા પૂજા–આરતી વિગેરે વિધિયો–ક્રિયાઓ બરાબર થાય છે ત્યારે શું એમ કહી શકાય કે ' બોલી બોલ્યા વિનાની એ ક્રિયાઓ નિરર્થક છે?

આવી રીતે સેંકડો રૂઢિયો હજુ પણ જૈનસમાજમા હયાતી

ભોગવે છે. અને ધીરે ધીરે એક બીજાના દેખાદેખી પ્રવિષ્ઠ થએલી છે. દાખલા તરીકે—

સુપન ઉતારવાં અને ઘોડિયાપારણું ઝુલાવવું. કોણ કહી શકે કે, આ રિવાજ રૂઢી નથી? રિવાજ કે રૂઢી એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્યારે કલ્પસૂત્ર શ્રીસંઘ સમક્ષ નહિં વંચાતું હતું, ત્યારે શું સાધુઓ સ્વપ્ન ઉતારતા હતા? ત્યારે કબૂલ કરવુંજ જોઇએ કે આ રિવાજ ચોક્કસ વર્ષો પહેલાંથીજ પડેલો છે, ધીરે ધીરે આ રિવાજમાં કેટલું બધું પરિવર્તન થયું? સુપન તો ઉતરે તે ઉતરે, પરન્તુ તેના ઉપર માળાઓનું યે ઘી બોલાય. માળાનો પણ ચોક્કસ નિયમ તો નહિંજ, કોઇ વખત અને કોઇ સ્થળે એક બે પાંચ પણ ચઢાવાય, અને દરેક વાર ઘી બોલાય. ભગવાનનાં ઘોડિયાં પારણા માટે પણ કેટલીક વાર ઘી? જે જે ગામના સંઘની મરજીમાં જેટલી વાર આવે એટલી વાર; એનો કંઇ નિયમજ નહિં.

કહેવાની મતલબ એટલીજ છે કે આ રિવાજો, આપણી આવશ્યકતાની પૂર્તિ માટેનાં અથવા તો કહો કે એક પ્રકારનાં લોભનાં સાધનો છે. એને 'ધર્મ' કોણ કહી શકે?

આવા રિવાજો એક બે નહિં, અનેક છે, અને તે દરેકનો, ઉંડા ઉતરીને વિચાર કરીએ તો, એનો સંબંધ ધર્મથી હજારો કોશ દૂર છે.

કલ્પસૂત્ર મુનિરાજનું, એમનીજ પાસેથી લીધું અને સભામાં તેજ કલ્પસૂત્ર મુનિરાજને વ્હોરાવવા ઘી બોલાય, પ્રતિક્રમણનાં સૂત્રો કોઇને અશુદ્ધજ કેમ ન આવડતાં હોય, પરન્તુ જે વધારે ઘી બોલ્યો એજ ગડબડ અધ્યાય ચલાવે રાખે, સંવત્સરી પ્રતિક્રમણ કરવા ઉપાશ્રયે જાય. એટલે એની પાસેથી–ઉપાશ્રયના ભાડા તરીકે કંઇ

લેવું'જ; ઉપધાન વહન કરે-માળ પહેરે, એની પાસે નકરો લેવોજ જોઇએ. થોડો કે ઘણો જો નકરો ન આપી શકે તો, તે ઉપધાન જેવી ક્રિયા ન કરી શકે, વ્રત ગ્રહણ કરવું હોય અને નાંદ મંડાવે એટલે નાંદનો નકરો એના કપાળે ચોંટયોજ. પૂજા કે સ્નાત્ર-પૂજા ભણાવે, એનો પણ અમુક નકરો આપવોજ રહ્યો. કોઇ બાઇ જીંદગીમાં પહેલીજ વાર પોસહ કરે, અથવા કંઇ વ્રત લે, તો અમુક નકરો અથવા અમુક ખરચ કરવુંજ જોઇએ, નહિં તો એ બધું કરાવ્યું ધૂળધાણી. વ્યાખ્યાન વાંચવાને સ્થાને ચંદરવા પૂંઠિયા બાંધવાંજ જોઇએ. હાથમાં પાનાં લઇનેજ સાધુએ વ્યાખ્યાન કરવું જોઇએ. સ્થાપનાજીને પધરાવવા ત્રણ પાટલા ગોઠવવાજ જોઇએ, તેના ઉપર રૂમાલ નાખવાજ જોઇએ; વ્યાખ્યાનમાં પહેલાં સૂત્ર વાંચવું. અને પાછળ કંઇ કથા વિગેરે વાંચવી. અને વચમાં સ્ત્રિયોએ ગહુંળી ગાવી; સ્થાપનામાં રેશમી અથવા રેશમથી ભરેલી મુહપત્તિ તથા રૂમાલો રાખવા. ઠવણીને પણ રેશમનાં ફુમતાં વિગેરેથી ખૂબ શણગારવી, ખાસ ખાસ તહેવારના દિવસોએ ચાંદીની ઠવણી મૂકવી, દેરાસરમાં ચામર, નગારાં, રેશમી વસ્ત્રો વિગેરે વાપરવામાં વાંધો નહિં માનવો; અને એક માણસના હાથે ઘડીયાળનો પટો હોય તો તે બહાર કાઢવોજ જોઇએ, સાધુએએ દાંડો મોઘરાવાળો જ રાખવો જોઇએ; કાંબળ, સંથારિયાં, ઓઘારિયામાં ગોમૂત્રકા કાઢવાં. ઓઘામાં અમુક જાતનું રેશમથી ભરત ભરાવવું; આચાર્યાદિ પદવીઓ વખતે કપડા-કાંબળીઓનો વરસાદ વરસાવવો; સાધુઓને ખાસ વંદન કરવા જાય, તો પ્રભાવના વિગેરે કંઇ કરવુંજ જોઇએ; મંદિરમાં કેશર વાપરવુંજ જોઇએ; મંદિરમાં પાટલા પેલા ઉજમણાંમાં મુકાય છે તેવા રંગેલા-ચિત્રવાળા રાખવા જોઇએ.

આવી સેંકડો રૂઢિયો પ્રચલિત છે. હું એ જરૂર માનું છું

અને દરેક એ પ્રમાણે માનશે કે–એક અથવા બીજી રીતની રૂઢિયો દરેક સમાજમાં, દરેક દેશમાં અવશ્ય ચાલે છે, અને ચાલ્યા કરવાની. પરન્તુ સવાલ માત્ર ' રૂઢી ' અને ' ધર્મ ' ના ભેદને સમજવાનો છે. ઉપર બતાવી તે બધી રૂઢીઓ છે. નહિ કે ' ધર્મ '. એ રૂઢીને ' ધર્મ ' માનવાનું જ એ પરિણામ છે કે એ રૂઢી પ્રમાણે નહિં ચાલનારને આપણે ' ધર્મ નાશક ' સમજીએ છીએ. એક ગામમાં ઘોડિયા પારણા ઉપર ઢાંકવાના ૧૦ રૂમાલનું ઘી બોલતું હોય, પરન્તુ કોઈ સાધુ કહે કે ૧૦ નું શું કામ છે ? ૮ રૂમાલનું ઘી બોલ્યા એ શું ઓછું છે ? તો ઝટ જવાબ મળશે. " વાહ, અમારે ત્યાં અનાદિ કાળથી ૧૦ રૂમાલનું બોલાય છે. શું અમારા વડવાઓ મૂર્ખ હતા, કે ૧૦ રૂમાલનું બોલતા હશે ? " કેટલી સુંદર દલીલ ? જાણે કે દસ રૂમાલનું ઘી બોલવું એજ ધર્મ છે. અને એ ધર્મમાં આઘું પાછું કેમ થઇ શકે ? કોઇ ગામમાં મુનિરાજ વ્યાખ્યાન વાંચવા બેસી જાય, અને ગૃહસ્થને ચંદરવો પૂંઠિયાં બાંધતા કે પાટલા ગોઠવતાં વાર લાગી જાય, તો તે ગૃહસ્થો ઝટ મહારાજને કહેશે–" જરા થોભો સાહેબ, હજુ ચંદરવા પૂંઠિયાં બંધાયા નથી. " કદાચ મહારાજ એમ કહે કે–" કંઇ નહિં, ચંદરવા પૂંઠિયાંનું શું કામ છે, તમે તમારે ઉપદેશ સાંભળોને ! " તો ઝટ જવાબ મળશે–" નહિં એમ ન થાય, ચંદરવા પૂંઠિયા બાંધ્યા વિના વ્યાખ્યાન વંચાતુ હશે ? " જાણે કે એમનાં ચંદરવા પૂંઠિયાં પોતેજ વ્યાખ્યાન વાંચવાનાં ન હોય ! પાનાં હાથમાં રાખીને વ્યાખ્યાન વાંચવાનો રિવાજ હોય, ત્યાં જો કોઇ સાધુ પાનાં રાખ્યા વિના વ્યાખ્યાન વાંચવા બેસે; તો તેની ઝટ નિંદા કરશે. " મહારાજે શાસ્ત્ર તો હાથમાં રાખ્યું ન્હોતું. કોણ જાણે શુંયે ઉત્સૂત્ર કહી ગયા હશે, તે ઉત્સૂત્ર ભાષવાથી અનંતા ભવ કરવા પડશે, એ શું મહારાજ

નહિ જાણતા હોય. " આમ શંકા કરવી, એ કેવળ રૂઢીને ધર્મ માનવાનો પ્રતાપ છે. આવા રૂઢીપૂજકોની વચમાં કોઇ સાધુ ભલે અભણ હોય, પણ સુંદર રેશમથી ભરેલા પૂંઠા ઉપર હાથની લખેલી પ્રાચીન પ્રતિ રાખીને, પછી તે પ્રતિ વાંચી શકતા હોય કે ન હોય, વ્યાખ્યાન વાંચે, તો રૂઢીપૂજકો કહેશે કે–" અહાહા ! મહારાજે કેવું સરસ વ્યાખ્યાન કર્યું ? જૂનામાં જૂના શાસ્ત્ર લઇને આજ તો મહારાજે વ્યાખ્યાન કર્યું. '

અત્યારે સાધુઓ મોઘરાગર દાંડા રાખે છે, એ રૂઢી પડી ગઇ છે. પરન્તુ કોઇ સાધુ શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે વાંસનો દાંડો રાખે, તો લોકો ઝટ ટીકા કરે, અને કહે કે–" જોયું ? દાંડા બાંડા મકી દીધા, અને હવે તો લાકડીયો રાખવા લાગ્યા. "

કેટલીક રૂઢીયો ખાસ સમ્પ્રદાયોની નિશાની તરીકે પણ પડી ગયેલી હોય છે. દાખલા તરીકે તપગચ્છના સાધુઓ તરપણી અને પાતરાં લાલ રાખશે, પરન્તુ કાંઠા કાળા રાખશે. જ્યારે ખરતર-ગચ્છીય સાધુઓ કાંઠા લાલ રાખશે, અને બીજો બધો ભાગ કાળો રંગશે, આવીજ રીતે એકજ ગચ્છની અંદર પણ કેટલીક પદ્ધતિયો જુદી જુદી રીતે પડી ગયેલી હોય છે. જેમકે વિહાર કરતી વખતે કમર બાંધતાં કેટલાક સાધુઓ ઉપધી બાંધીને પછી ઉપર કપડો ઓઢે છે, જ્યારે કેટલાક પહેલાં કપડો ઓઢીને પછી ઉપર ઉપધિ બાંધે છે.

શું મહત્ત્વ છે ? પરન્તુ આવી નજીવી નજીવી બાબતોમાં પણ ઘણી વખત રાગ–દ્વેષનું ઉદ્‌ભાવન થાય છે. એ બધી અજ્ઞાનના નહિં તો બીજું શું છે ? ખરી વાત તો એ છે કે કોઇ પણ રીત–રીવાજ–રૂઢી ગમે તે હોય, પરન્તુ તેનો હેતુ શોધવાની જરૂર છે.

આ રૂઢી શા માટે પ્રચલિત થઇ ? ક્યારે થઇ ? હવે આવશ્યકતા છે કે કેમ ? એમાં પરિવર્તન થયું છે કે કેમ ? એમાં પરિવર્ત્તન કરવાની જરૂર છે કે કેમ ? ઇત્યાદિ બાબતોનો વિચાર બુદ્ધિમાનોએ અવશ્ય કરવો ઘટે. બોલિયોના રિવાજો, કે જે રિવાજો ધાર્મિક ક્રિયાઓની અંદર પણ પેસી ગયા છે, એની અંદર પણ આપણે કેટલો બધો ફર્ક જોઇએ છીએ ? કોઇ સ્થળે બોલિયોના કંઇ ભાવ છે તો કોઇ સ્થળે કંઇ છે, કોઇ સ્થળે ઉપજ ક્યાંય લઇ જવામાં આવે છે, તો કોઇ સ્થળે ક્યાંય લઇ જવાય છે. એજ બોલીયોમાં એક વખત તેલ બોલાતું હતું, તો અત્યારે ઘી બોલાય છે. એજ બોલીયો એક સ્થળે એક સમયે નહિં હતી, તો તેજ સ્થળે બીજા સમયે પ્રચલિત થઇ. ધર્મમાં આવું બની શકે ખરૂં ? બલ્કે દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીએ તો ધર્મની ક્રિયાઓમાં પણ સમયે પોતાનો પ્રભાવ નાખી તેમાં કેટલુંયે પરિવર્ત્તન કરી નાખ્યું છે. પ્રતિક્રમણાદિની ક્રિયાઓ જે જે સમયે કરવાનું કહ્યું છે, એજ પ્રમાણે-એજ સમયે આજે કેટલા કરે છે ? ઉત્તરાધ્યયન સૂત્રમાં પોરસી સમયે પાતરાંની પ્રતિલેખના કરીને ગુરુવંદન કરવાનું અને પછી વેયાવચ્ચ કે સ્વાધ્યાય એમાં શું કરવું, તે સંબંધી આજ્ઞા માગવાનું કહ્યું છે. અત્યારે એ વિધિ કેટલા સાધુઓમાં દેખાય છે ? નવ વાગ્યા પછી કરવાનું ગુરુવંદન શું પ્રાતઃકાળમાં નથી થતું ? પ્રતિક્રમણમા કેટલાંયે મંત્રો શું પાછળથી નથી પ્રવેશ્યાં ? ભગવાનની થતી અંગ-રચનાઓમાં થયેલું પરિવર્ત્તન કોઇ નિહાળે છે કે ? અત્યારે ભગવાનની અંગરચનામાં કોટ, પાટલુન, જાકીટ વિગેરે બનવા લાગ્યાં. ઘડીયાળો મૂકાવા લાગી ( હા, અંગ્રેજી ટોપી-હેટની ખામી રહી ગઇ છે. ) તે પહેલાં બનતું હતું કે ? આ બધી રૂઢીયો-આ બધા રિવાજો ઉપર શું વિચાર કરવો નથી ઘટતો ?

આ પ્રસગે હું એ કહેવા નથીજ ઇચ્છતો કે કયો રિવાજ સારો કે નરસો ? કઇ રૂઢી ગ્રાહ્ય છે કે અગ્રાહ્ય ? આ લેખનો ઉદ્દેશ માત્ર એકજ છે. અને તે એ કે ' ધર્મ ' ને ધર્મ સમજવો, અને ' રૂઢી ' ને ' રૂઢી. ' રૂઢીને ' ધર્મ ' સમજવાનુંજ પરિણામ છે કે ઘણી વખત નજીવી બાબતોમા રાગ દ્વેષો ઉભા થાય છે, અને તેને પરિણામે સમાજ–શાસનને ઘણુ નુકસાન પહોચે છે. જ્યારે આપણે 'રૂઢી' ને 'રૂઢી' અને 'ધર્મ' ને 'ધર્મ' સમજતા થઇશું, ' ત્યારે એ આગ્રહ આપણાથી સર્વથા દૂર થવાનો કે " આ રૂઢીમાં ફેરફાર નજ થાય આ રૂઢીની ઉપજ અમુક કાર્યમાં જ જવી જોઇએ. " એ વખતે તો આપણને સ્પષ્ટ સમજાશે કે રૂઢી, એ તો આપણે ઉત્પન્ન કરેલો ચીલો છે–માર્ગ છે. એને ભૂંસી નાખી–મિટાવી દઇ–આપણે ગમે તે બરાબ માર્ગ લઇ શકીએ છીએ.

હું પહેલા જ કહી ગયો છું કે ' રૂઢી ' એ સમાજના વ્યવહારની વસ્તુ છે. એમા કેટલાક રિવાજો ખાસ મુકરર કરેલા હોય છે. જ્યારે કેટલાક પોતાની મેળે પણ પડી જાય છે. આવા કેટલાક વધુ રિવાજો પણ જોઇએ ન કેવળ ભારતમાંજ, પરન્તુ યૂરોપમા પણ આવા રિવાજો પડી ગયેલા હોય છે. કારણ કે રિવાજો, એ તો જ્યા મનુષ્ય સ્વભાવની સાથે સંબંધ ધરાવનારી વસ્તુ છે. આવતા લેખમા આપણે કેટલાક યૂરોપીય રિવાજો પણ જોઇશું.

---

( ૩૩ )

'ધર્મ' અને 'રૂઢિ' ની ભિન્નતા ગયા એ અંકોમાં આપણે જોઈ છે, એમાં અનેક ઉદાહરણોથી સ્પષ્ટ જોવાયું છે કે 'ધર્મ' જુદી વસ્તુ છે. અને 'રૂઢિ' જુદી, ધાર્મિક રીતરિવાજોમાં 'રૂઢિ' એ કેવું સ્વરૂપ લીધું છે એ પણ જોવાઇ ગયું. 'રૂઢિ' ની અસર ન કેવળ અમુક દેશ કે અમુક જાતિમાં જ પ્રવેશ કરી ગઇ છે, બલ્કે-દુનિયાનો કોઇપણ દેશ એવો નહિં હોય કે જ્યાં એક અથવા બીજા આકારમાં 'રૂઢીઓ' ન ચાલતી હોય, એ બધીએ રૂઢીઓ બધા દેશને માટે માન્ય હોય એમ નથી હોતું; દાખલા તરીકે—

પૂર્વ દેશમાં ( ખાસ કરીને બનારસમાં ) ધોબીને અસ્પૃશ્ય તરીકે માનવામાં આવે છે. ધોયેલાં કપડાં ઉપર પણ છાંટ નાખીને ધોબી પાસેથી લેવામાં આવે છે. ગુજરાત કાઠિયાવાડમાં ધોબીને અડવામાં કંઇપણ આભડછેટ સમજાતી નથી. બનારસમાં ગધેડાને ન અડકી શકાય, જ્યારે ગુજરાત કાઠિયાવાડમાં તેમ નથી. આને કોઇ ધર્મ કહેશે કે ? એ તો રૂઢિ જ. એક દેશમાં કંઇ રિવાજ, બીજા દેશમાં કંઇ.

આ ઉપરાંત રૂઢિની અસર ખાનપાનના વ્યવહારમાં પણ કેવી-વિચિત્ર થએલી છે, એ પણ જાણવું જોઇએ.

મારવાડ, મેવાડ અને પૂર્વ-બધે બે પ્રકારની રસોઇ થાય છે, એક કાચી અને એક પાકી. કાચીનો મતલબ કોઇએ 'રાંધ્યા વિનાની' ન સમજવી. કાચી રસોઇ એટલે દાળ-ભાત-શાક-રોટલી-કઢી વિગેરે. પાકી એટલે પરોઠાં ( ટીકડા ) ઢેબરાં, પૂરી અને શાક-

વિગેરે પાકી રસોઇમા ભાતદાળની ગણતરી નહિ. મતલબ કે તળેલી અથવા ચૂલા ઉપર તવામા ઘીથી પકવેલી રોટલી-ટીકડા, એ પાકી રસોઇ છે. કહેવાની કંઇ જરૂર નથી કે-પાકી રસોઇ પણ બને છે તો લોટ અને પાણીથી જ, પરન્તુ જેઓ પાકી અને કાચીનો ભેદ સમજે છે, તેઓની માન્યતા એ છે કે પાકી રસોઇ નોકર-ચાકરના હાથની બનાવેલી હોય તો પણ ખાઇ શકાય, અને ગમે તેની સાથે એમીને ખાઇ શકાય જ્યારે કાચી અર્થાત્ દાળ-ભાત-રોટલી-શાક વિગેરે ખાસ બ્રાહ્મણ કે પોતાની જ્ઞાતિના મનુષ્યે બનાવેલી હોય તોજ ખપી શકે. પૂર્વદેશના ઓસવાલોમા પાકી રસોઇ ( ટીકડા-પુરી-શાક-વિગેરે ) ઘણે ભાગે સાંજે થાય છે અને તે રસોઈ ઘરનો કહાર-નોકર બનાવે છે. કહાર એટલે ગુજરાતનો ભોઇ, ભોઇ એટલે મચ્છીમાર આ કહારની જ્ઞાતિમા માસાહાર અને દારૂનો રિવાજ અવશ્ય છે. ગુજરાતના લોકો આવા કહારોને હલકા સમજે છે, જ્યારે પૂર્વ દેશના લોકો પોતાની માનેલી પાકી રસોઇ, આ કહારોના હાથથી બનાવરાવીને ખાય છે ! આ દૈશિક રૂઢિ નહિ તો બીજું શું છે ? આવા રિવાજોમા શું સમયે સમયે પરિવર્તન નથી થતું ? કોઇ પૂર્વદેશીય મનુષ્ય કાચી-પાકીના ભેદને ન ગણી એવા કહારોના હાથે રસોઇ ન બનાવરાવે, તો શું તે જ્ઞાતિબહાર થાય ?

એકલા ગુજરાતમા પણ કયા આવી રૂઢિયોમા ભેદભાવ નથી ? કેટલાક ગામોમા ભોજનાદિ પ્રસંગે કણબીને અલગ બેસાડવામા આવે છે, જ્યારે કેટલાક ગામોમા કણબી ખાસ રસોયા તરીકે કામ કરે છે, એટલુ જ નહિં પરન્તુ કણબીને અલગ બેસાડવાવાળા જ્યારે તે ગામોમા જાય છે, ત્યારે તે જ કણબીયોના હાથની રસોઇ ખાઇ આવે છે. કણબીની વાત તો દૂર રાખીએ, ગુજરાતમા વાર તહેવારના દિવસે હજામને દૂરથી ખાવાનુ આપવાનો રિવાજ છે. જ્યારે માર-

વાડ ( ગોલવાડ )માં કેટલેક સ્થળે જમણોમાં ખાસ કરીને હજામો જ રસોઇ કરે છે.

એક ઋતુવતી સ્ત્રીનો એક જરાક કોઇ સ્પર્શ કરે-તેનું કપડું પણ જરા અડી જાય, તો સ્નાન કરવામાં આવે છે, જ્યારે કેટલાક પ્રાન્તોમાં અને કદાચિત્ ગુજરાતના પણ કેટલાક લોકોમાં ઋતુવતી સ્ત્રી અનાજ સાફ કરવું, વાસણ માંજવાં, કપડાં સીવવાં વિગેરે કામકાજ કરે છે અને તેમ કરવામાં જરા પણ બાધ મનાતો નથી. પારસીઓમાં ઋતુધર્મમાં આવનારી સ્ત્રીઓ માટે બહુ સખ્ત નિયમો છે, જ્યારે કેટલાક સુધરેલા પારસી કુટુંબો કહેવાય છે કે-યુરોપીયન લોકોની માફક ઋતુધર્મ માનતા જ નથી.

આ બધી દૈશિક કે સામાજિક રૂઢિયોનું કોઇ કારણ પૂછે તો શું કોઇ બતાવી શકે ખરા ? કદિ નહિં. એ તો જે સમયે જેમ ચાલી નીકળ્યું, તેમ ચાલ્યું.

આવી જ રીતે બીજા પણ કેટલાક રીવાજો જૂઓ—

જે દેશ કે જે જ્ઞાતિમાં સ્ત્રિયોને માટે પડદાનો રિવાજ છે, એ પડદાનું જરા બારીકાઇથી અવલોકન કરીશું, તો આપણને જરૂર અજાયબી ઉત્પન્ન થશે.

એક મ્હોટા કે સામાન્ય ઘરની સ્ત્રીને બહાર નીકળવું હોય તો રસ્તામાં કોઇ ઓસવાળ, શ્રીમાળ કે એવી ઉચ્ચ જ્ઞાતિનો મનુષ્ય નહિં હોવો જોઇએ, પરન્તુ એ બાઇને રાત્રે-અંધારી રાતે એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં અથવા મેળા જેવો કોઇ પ્રસંગ જોવાને જવું હોય તો તેની સાથે-તે એકલી સ્ત્રીની સાથે એક જુવાન મુસલમાન કે કહાર નોકર જરૂર જઇ શકે. તે ગુંડા નોકરની સાથે તે સ્ત્રીને રાત્રે પણ બહાર જવામાં જરાયે બાધ નહિં, પરન્તુ

એક ઓસવાળ, શ્રીમાલ કે ઉચ્ચ જ્ઞાતિનો મનુષ્ય રસ્તામાં સ્હામો પણ અકસ્માત્ મળી જાય, તો ગજબ થઇ જાય. કોઇ શેઠના ઘરની સ્ત્રી અંધારામા ચાર વાગે ઉઠીને એક નોકરની સાથે મંદિરમાં જઇ શકે. મંદિરમા એકલા યુવાન પૂજારીની સાથે હસી હસીને વાતો કરી શકે, પરન્તુ દિવસના આઠ વાગે તે મંદિરમા દર્શન કરવા ન જઇ શકે, એટલા માટે કે આઠ વાગે કોઇ શ્રાવક પૂજા કરતો હોય તો. કેવો વિચિત્ર પડદો ? કેવો વિચિત્ર રિવાજ ! તાજ્જુબી તો એ છે કે–આવા કઢંગા રિવાજને ફેરફાર કરવાનું કહેવામાં આવે, તો તે પણ એ રૂઢિ–પૂજકોને ગળે ન ઉતરે ! વાહ, બાપદાદાથી અમારી જે મર્યાદા ચાલી આવે છે, એને કેમ છોડી શકાય ?

સાધુઓ સંબંધી સ્પર્શાસ્પર્શના સંબંધમાં પણ કેટલીક રૂઢિયો બહુ વિચારવા જેવી છે.

એકજ લાંબા પત્થરમાં દૂર દૂર સાધુ અને સ્ત્રી બેઠા હોય તો તેને માટે સંઘટ્ટો નથી ગણવામાં આવતો; પરન્તુ જો એજ પત્થરના સ્થાનમા લાકડાનું પાટીયું હોય તો તેને સંઘટ્ટારૂપે ગણવામાં આવે છે. શું કારણ ?

આવી જ રીતે યુરોપમાં પણ કેટલીયે જાતની રૂઢિયો છે. એ રૂઢિયો આપણા દેશની રૂઢિયો સાથે સરખાવીએ તો આકાશ–પાતાળનુ જ અંતર જણાય.

ગયા અંકના અંતમાં કહેવા પ્રમાણે આ પ્રસંગે કેટલીક યુરોપીય રૂઢિયોનો પણ ઉલ્લેખ કરીશ.

યુરોપના લોકો કોઇને ત્યાં જાય, તો ટોપી ઉતારે, પણ બૂટ ન ઉતારે, એવો રિવાજ છે. જ્યારે હિંદુસ્થાનમાં પાઘડી ટોપી મસ્તક પર જરૂર રાખે અને બૂટ ન પહેરાય. યુરોપમાં પતિ–પત્ની એક-

બીજાનું નામ લેવામાં સંકોચ નથી કરતાં, જ્યારે હિંદુસ્થાનના જૂના રિવાજ પ્રમાણે ચાલનારાં પતિ-પત્નીઓ એક બીજાનું નામ નથી લેતા. આપણે જોઇએ છીએ કે શહેરોના લોકોમાં આ રિવાજ શિથિલ થતો જાય છે. મારવાડી અને એવા કેટલાક લોકોમાં તો વહુ પોતાની સાસુનું નામ પણ લઇ શકતી નથી. બલ્કે સાસુ પાસે હોય તો ઘુમટો કાઢે જ, અને શું માત્ર પણ ન કરી શકે. આટલી સભ્યતાઇ ગુજરાતમાં નથી.

યૂરોપમાં ગર્ભ સંબંધી, ઋતુધર્મ સંબંધી, ત્યાં સુધી કે ટટ્ટી અને પેશાબ સંબંધી કોઇ સ્ત્રી કોઇને પણ કંઇ ન કહી શકે. જ્યારે હિંદુસ્થાનમાં તો સ્ત્રીયો સાથે બેસીને જંગલ પણ જઇ શકે.

યૂરોપમાં પસીનો, લોહી, પાચ, એવા પદાર્થોનું નામ લેવું પણ અવિવેક ગણાય છે. ત્યાં સુધી કે સ્ત્રીયો પોતાના શર્ટની અંદર જે કપડું પહેરે છે, એનું નામ લેવું પણ અવિવેક ગણાય છે, જ્યારે હિંદુસ્થાનમાં એ સંબંધી લગાર માત્ર પણ સંકોચ નથી હોતો.

યૂરોપમાં કોઇ મરી જાય તો આંખમાં આંસુ લાવીને રોવું, એ અસભ્યતા ગણાય છે, જ્યારે હિંદુસ્થાનમાં સ્ત્રી જાતિ ભરબજા-રમાં કે ચોકમાં ઉભી રહી-છાતી પીટીને રોવામાં-કૂદી કૂદીને રોવામાં પણ સંકોચ નથી કરતી પહેલાંના કરતાં આ રિવાજમાં ઘણો ફેરફાર થયેલો જોવાય છે.

યૂરોપની સ્ત્રિઓ કોઇપણ પુરૂષના દેખતાં મોજાં પહેરવા કે કાઢવામાં પણ અવિવેક સમજે છે, જ્યારે તે જ સ્ત્રિયો માત્ર એક જ કપડું પહેરીને પુરૂષોની સાથે હોજમાં સ્નાન કરવું અને રમ્મત-ગમ્મત કરવી, એમાં અવિવેક નથી માનતી.

આવીજ રીતે પુરૂષની સ્હામે ડકાર ખાવો, છીંક ખાવી, બગાસું ખાવું, એ બધું અવિવેક મનાય છે.

કોઇની ઉમર પૂછવી કે લગ્ન સંબંધી પૂછવું, એ પણ હળાહળ અસભ્યતા !

રૂઢિયોનું તે કંઇ ઠેકાણું છે ? ભોજન કરતાં કાંટો ડાબા હાથમાં અને ચાકુ તથા ચમચો જમણા હાથમાં રખાય છે, આ વિધિમાં જો જરાયે વ્યત્યય થઇ ગયો તો જાણો કે ભયંકર અવિવેક થયો.

કહેવાય છે કે જર્મનીમાં પુરૂષ અને સ્ત્રી સ્હામે મળે તો, પુરૂષે પહેલાં સલામ કરવી જોઇએ, જ્યારે ઇંગ્લાંડમાં સ્ત્રી પહેલાં સલામ કરે છે !

યૂરોપમાં એક સાંકડા રસ્તામાં સ્ત્રી–પુરૂષ આવી જાય, તો સ્ત્રી આગળ જાય; પરન્તુ નીસરણી ચઢતી વખતે પુરૂષ ઉપર પહેલાં જાય, અને સ્ત્રી પાછળ જાય. જ્યારે ઉતરતાં સ્ત્રી પહેલાં ઉતરે, અને પુરૂષ પછી ઉતરે.

યૂરોપમાં કોઇ સ્ત્રીની પાસે કોઇ પુરૂષ બેઠો હોય, અને સ્ત્રીના હાથથી કંઇ વસ્તુ પડી જાય, તો તે પુરૂષે તે ચીજ ઉપાડીને સ્ત્રીને આપવી જોઇએ. પુરૂષ વૃદ્ધ હોય તો પણ. અને પુરૂષના હાથથી કંઇ પડી જાય તો સ્ત્રી ઉપાડીને ન જ આપી શકે.

જાતિ રૂઢિયોથી ઘેરાયેલી છે. કોઇ પણ દેશ, કોઇ પણ જાતિ, કોઇ પણ સમાજનાં બંધારણો ઉપર દૃષ્ટિપાત કરો, જુદી જુદી જાતની રૂઢિયો દૃષ્ટિગોચર થશે. ગામ ગામની રૂઢિયોમાં ફેરફાર, એકજ ગામની જુદી જુદી કોમોની રૂઢિયોમાં ફેરફાર. એકજ કુટુંબનાં જુદાં જુદાં ઘરોના રિવાજોમાં ફેરફાર ! અરે ! એકજ ઘરના દસ પાંચ માણસોમાં પણ પ્રકૃતિ–ભિન્નતા પ્રમાણે જુદા જુદા રિવાજો.

આ રિવાજો–આ રૂઢિયોનું ઐકય મનુષ્યજાતિ તો દુર રહી, ઇશ્વર પણ કરી શકે તેમ છે ? કદાપિ નહિં. જ્યાં મનુષ્ય પ્રકૃતિમાં ભિન્નતા છે, ત્યાં રિવાજોનું–રૂઢિયોનું ઐકય સંભવીજ કેમ શકે ? આવી રૂઢિયો તે રૂઢિયો જ છે. મનુષ્ય સમાજ પોત પોતાની આવશ્યકતા અને અભિરૂચિ પ્રમાણે રિવાજો પાડી લે છે. પાડી શું લે છે, કુદરતના નિયમ પ્રમાણે એવા રિવાજો પડી જ જાય છે. વળી પાછા સમયે તેજ રિવાજો દૂર થાય છે, અને તેની એક નવીજ સૃષ્ટિ સરજાય છે. આમ અનાદિ કાળથી થતું જ આવ્યું છે. એટલે એમ કહેવાને કોઇ પણ માણુસ દાવો કરી શકે તેમ નથી કે–રૂઢિમાં ફેરફાર ન જ થઇ શકે. આપણી આંખો આગળ હજારો રૂઢિયો દેખાય છે, પણ તેમાં સમયે સમયે જુદાં જુદાં રૂપો–પરિવર્તનો થતાંજ રહે છે. બલ્કે ઘણી તો સર્વથા અદૃશ્ય થઇ જાય છે. કુદરતનો આ કાયદો ન કેવળ સામાજિક, દૈશિક, કૌટુમ્બિક રૂઢિયો ઉપર જ લાગુ પડે છે, બલ્કે ધાર્મિક રૂઢિયો પણ હમેશાં કુદરતના એ નિયમને આધીન જ રહે છે. કારણ એટલું જ છે કે–રૂઢિ એ ધર્મ નથી. રૂઢિ એ તો સમાજ, દેશ, કુટુંબ કે ગમે તેણે પણ બાંધેલો એક નિયમ છે. બાંધેલો જ નહિં, માનેલો કે ચાલુ થયેલો પણ તે નિયમ હોય છે.

હા, પહેલાં અનેકવાર કહેવાયું છે તેમ 'ધર્મ' એમાં લગારે

કોઇથી ફેરફાર થઇ શકતો નથી. 'ધર્મ' એ તો અવિચલ, અટલ, અબાધ્ય એક જુદીજ વસ્તુ છે. એટલે એમાં ફેરફાર નથી જ થતો.

'ધર્મ' અને 'રૂઢિ' ના આ નિયમને સમજનાર કોઇ પણ વ્યકિત એમ કહેવાને સમર્થ ન થઇ શકે કે 'રૂઢિ' માં—જૂની ચાલી આવતી 'રૂઢિ' માં ફેરફાર ન થઇ શકે. રૂઢિ તો જૂની હોય કે નવી હોય, ઘરની હોય કે બહારની હોય, મંદિરની હોય કે ઉપાશ્રયની હોય, સંઘની હોય કે સમાજની હોય, ગમે તેની હોય—તે રૂઢિ જ છે, અને તે સમાનુકૂળ—આવશ્યકતાનુસાર અવશ્ય ફરતી રહી છે અને ફરતી રહેવાની જ.

અતએવ દરેક સમજુ વ્યકિતએ સમાજનું હિત સમજનાર નેતાઓએ, સંઘનું કલ્યાણ ઇચ્છનાર આગેવાનોએ, અને શાસનનું ભલું ચાહનાર આચાર્યાદિ મુનિવરોએ રૂઢિના પૂજારી ન રહેતાં, આવશ્યકતાના પૂજારી, લાભાલાભના વિચારક થવું જોઇએ છે, અને તેમ થઇને જેનાથી વધારે લાભ થતો સંભવે, એવી રૂઢિયો રાખવા તરફ અને એવી રીતે ફેરફારો કરવા તરફ ધ્યાન આપવું જોઇએ છે. બસ, એટલુંજ કહી આ લેખને સમાપ્ત કરૂં છું.



( ૩૪ )

# વિવેક વિનાની ક્રિયાઓ.

ખરી રીતે જોવા જઇએ તો વિવેક એ કોઇ પણ ક્રિયામાં ગુપ્ત રહેલો આત્મા છે. આત્મા વિનાનું–ચૈતન્ય વિનાનું પુદ્ગલ પુદ્ગલમાત્ર છે—નકામું છે, તેવીજ રીતે ધાર્મિક કે સામાજિક કોઇ પણ ક્રિયા જો વિવેક પુરસ્સર નથી કરાતી, વિચારયુક્ત નથી કરાતી, તો તે ક્રિયા નિરર્થક પ્રાયઃ દેખાય છે. બાહ્ય દેખાવમાં જરૂર આપણને એમ લાગે છે કે–' મેં આ ક્રિયા કરી, ' પરન્તુ વસ્તુતઃ એ ક્રિયાના આનંદનો જે સ્પર્શ આપણા હૃદય સાથે જોઇએ, તે થતો નથી. અને તેથી તે ક્રિયા શુષ્ક સરખી દેખાતાં દેખાતાં લાંબા કાળે તે ક્રિયા ઉપર અરૂચિ પણ કદાચ ઉત્પન્ન થાય છે. અને આપણી એ અરૂચિ તેથી વધારે લાંબો કાળ જતાં એક પ્રકારની નાસ્તિકતાનું

સ્વરૂપ પકડે છે. બીજા શબ્દોમા કહિએ તો આપણી વિવેક વિનાની ક્રિયાનુ ખોખુ ખોખુ માત્રજ આપણે નિહાળીએ છીએ. ત્યારે આપણને એ ખોખા ઉપર પ્રેમ નથી રહેતો.

આ સ્થિતિ ન કેવળ ધાર્મિક ક્રિયાઓ માટે છે. સામાજિક, વ્યાવહારિક ક્રિયાઓમા પણ એ જ દશા છે એવી ક્રિયાઓમા એક મ્હોટો ફટકો એ પણ લાગે છે કે સામાજિક વ્યાવહારિક તે ક્રિયા કરવા છતા વિવેકની ખામીને લીધે જગતમા આપણે બેવકૂફ કહેવાઇએ છીએ.

ઉન્હાળાની ઋતુમા ગામડાનો એક ગૃહસ્થ કોઇ શહેરમા મ્હોટા ગૃહસ્થને ત્યા મેમાન થઇને જાય. એ શહેરી ગૃહસ્થ ખૂબ ઠડા પાણીથી સ્નાન કરાવે, અને શીખંડ પુરીનુ ભોજન કરાવે. ખસની ટટીઓ બાંધે, પાણીના છંટકાવ કરે, અને વીજળીના પંખા ચલાવી તેની ભક્તિ કરે. એ જ ગામડાના ગૃહસ્થને ત્યા પેલા શહેરના શેઠ મેમાન થઇને જાય. શિયાળાની ઋતુ હોય, તે વખતે આ ગામડીઓ શેઠ શહેરવાળાએ કરેલી ભક્તિનુ સ્મરણ કરી શીખંડ પૂરી બનાવે, ઠંડા પાણીએ સ્નાન કરાવે, અને પછી જમવાના સ્થાને પાણીનો છટકાવ કરી જમવા બેસાડી ઉપરથી શેઠના શરીર ઉપર પાણીથી ભીંજાવીને એક મ્હોટો ટૂવાલ ઓઢાડે અને પછી છોકરાના હાથમા એક પખો, કદાચ પખો ન મળે તો સૂપડુ આપી છોકરાને કહે કે શેઠ સાહેબ શહેરના રહેવાવાળા છે, વીજળીના પંખાથી પવન ખાવાવાળા છે, તુ શેઠ જમે ત્યા સુધી જરા હવા નાખ. છોકરો હવા નાખે અને એ ગામડીયો શેઠ, પોતાને ત્યાના સાધનોના અભાવનો પશ્ચાત્તાપ કરતો કહે કે–" શેઠ સાહેબ, હુ તો ગામડાનો રહેવાસી છું. અમારે ત્યા શહેરના કઇ પણ સાધન નથી, હુ આપની શી ભક્તિ કરૂ ? " તે વખતે પેલો શહેરવાળો

શેઠ ભોજન કરતો અને દાઢથી દાંત કળકળાવતો શું જવાબ આપે ? એ કલ્પવું કઠિન છે કે ? મને લાગે છે કે 'એમ જ' જવાબ આપે કે-" શેઠજી, તમારી ભક્તિ તો ઘણીયે છે, પરન્તુ મારો જીવ કઠોર છે કે આ શરીરમાંથી હજુ સુધી નીકળતો નથી. "

સામાજિક, વ્યાવહારિક કે ધાર્મિક કોઇ પણ ક્રિયા જો વિવેક વિના-સમયને ઓળખ્યા વિના કરવામાં આવે તો તેનું પરિણામ આ સિવાય બીજું શું હોઇ શકે ? વિવેક વિનાની ભક્તિ કરનારો ગામડીયો વાણીયો ભલે પોતાના મનમાં ફૂલાય, હર્ષ ઘેલો થાય, પરન્તુ તેની ભક્તિનું પરિણામ શું ? જેની ભક્તિ તે કરી રહ્યો છે, તેને તો એ ભક્તિથી શું દુઃખ થઇ રહ્યું છે, એનું તો એ બિચારાને ભાને ય નથી. આવી જ રીતે એક પતિભક્તા બે પત્નિઓ પતિની ભક્તિ સારી રીતે કરવા માટે પતિનો એક એક પગ વ્હેંચી લે, અને વખતે એકનો પગ બીજીના માંગી લીધેલા પગ ઉપર મૂકાઇ જાય, તો તે એક દંડો લઇ તે પગની પૂજા ( ! ) કરે, ત્યારે શું આ ભક્તિ વ્યાજબી ગણાય કે ? કોઇ કહી શકશે કે આ ભક્તિમાં વિનય છે ! આત્મા છે ?

આવીજ સ્થિતિ આપણી તીર્થભક્તિમાં નથી શું ? શ્વેતામ્બર અને દિગમ્બર-બન્ને ભાઇઓ તીર્થકરની ભક્તિના બ્હાને આપસમાં લઢે છે. તીર્થકરોની કેટલી કેટલી આશાતનાઓ-અપમાન કરી રહ્યા છે, એ કોઇથી અજાણ્યું છે કે ? ત્યારે શું આ ભક્તિ છે ? આત્માવાળી ભક્તિ છે કે ?

આવી જ રીતે આપણી પ્રત્યેક ધાર્મિક ક્રિયાઓનું બારીકાઇથી અવલોકન કરવામાં આવે તો આપણને જણાશે કે આપણી તે તે ધાર્મિક ક્રિયાઓમાં આપણે કેટલો વિવેક ખોઇ બેસીએ છીએ.

દાખલા તરીકે-ભગવાનની પૂજા આરતી વિગેરે ક્રિયાઓ.

પૂજા આરતી એ આત્મશુદ્ધિને માટે છે. પૂજા–આરતી વખતે ઉચ્ચકોટીની ભાવનાઓથી આપણા હૃદયને શુદ્ધ કરવાનું છે. જ્યારે તે જ પૂજા કે આરતી વખતે પહેલી પૂજા કે પહેલી આરતી માટે હુંસાતુસી થાય, અને આપસમાં લડાઇઓ થાય, મંદિરોમાંજ દંડા ઉડે, એના જેવો અવિવેક બીજો કયો હોઇ શકે ? આ હુંસાતુંસીઓને–તકરારોને–મૂર્ખતાઓને અટકાવવા માટેજ તે તે પ્રસંગોએ બોલી બોલાવવાનો રસ્તો નથી કાઢવામાં આવ્યો શું ? અને આવી રીતે જે ક્રિયા પ્રેમયુક્ત થવી જોઇએ, તે ક્રિયા કલેશયુક્ત થાય–કષાયયુક્ત થાય, તો પછી કેમ કહી શકીએ કે તે ક્રિયામાં આત્મા છે.

કહેવાની કંઇ જ આવશ્યકતા નથી કે પ્રભુ પૂજા–પ્રભુ દર્શન –પ્રભુનું સ્મરણ, એ તો અહોભાગ્યની નિશાની હોવી જોઇએ. બાર બાર વર્ષનો વિરહી પુત્ર પિતાને દેખે, અને પછી પિતાના ચરણમાં ભેટે તે વખતે તે પુત્રને અને પિતાને જે આનંદ થાય, જે હર્ષનાં આંસુ વહે, એટલો આનંદ–એટલો હર્ષ–પ્રભુનું મુખકમળ દેખનારને અને પ્રભુનાં ચરણને ભેટનારને થવો જોઇએ. જ્યારે આજે વર્ષોનાં વર્ષો સુધી પ્રભુના દરબારમાં જવા છતાં–પૂજા કરવા છતાં હૃદયમાં એની એ શુષ્કતા, એની એ નિરસતા લોકોને રહે છે, એનું કારણ શું છે ? એનું કારણ એ જ છે કે–જે ક્રિયા કરવામાં આવે છે તે હેતુ સમજીને–પ્રેમપૂર્વક–વિવેકપૂર્વક કરવામાં નથી આવતી.

આવી રીતે મંદિર સંબંધી જેટલી જેટલી ક્રિયાઓ આપણે કરીએ. તે બધામાં વિવેકને પ્રથમ સ્થાન આપવાની જરૂર છે. અંગ –રચના કરવામાં આવે કે રોશની કરવામાં આવે, પૂજા ભણાવવામાં આવે કે ભાવના કરવામાં આવે, દરેકમાં વિવેક જોઇએ.

એક મંદિરમા ૧૦, ૨૦ માણસો પૂજા કરી રહ્યા હોય, અને ૧૦, ૫ માણસો એકાન્તમાં બેસી ધ્યાન કરી રહ્યા હોય–નોકારવાળી

ફેરવી રહ્યા હોય, તે વખતે એક બે માણસો ચૈત્યવંદન કરતાં બરાડા પાડી પાડીને સ્તવન ગાય, એ શું વ્યાજબી કહેવાય ? શું આમ સ્તવન ગાવામાં તે વિવેકને ભૂલી જાય છે, એમ કોઇ પણ માણસ સ્વીકાર્યા વિના રહેશે વારૂ ? વિના તાલ, વિના મધુરતા અને વિના રાગના એ બરાડા પેલા ધ્યાનિયોને અને પૂજા કરનારાઓને કેટલા વિઘ્નભૂત થતા હશે !

આવી જ રીતે ગુરૂભક્તિ. ગુરૂભક્તિમાં પણ શ્રાવકો ઘણી વખત વિવેકને વિસરી જતા જોવાય છે. દાખલા તરીકે, સાધુ ખરા તડકામાં અગિયાર બાર વાગે આવ્યા હોય, સખ્ત ગરમીનો પરિષહ થઇ રહ્યો હોય, તે વખતે ઉપાશ્રયથી લગભગ માઇલ જેટલે દૂર રહેનાર ગૃહસ્થ ગોચરીને માટે વિનતિ, અને વિનતિના સ્થાનમાં આગ્રહ અને આગ્રહથી વધીને હઠ પકડે, તો તે ભક્તિમાં વિવેકની માત્રાની ખામી છે, એમ શું ન કહી શકાય ?

ઘણી વખત શ્રાવકોને ચોક્કસ સ્થાનનો પણ મોહ એવો હોય છે કે જે મોહના કારણે ભક્તિમાં વિવેકને ભૂલી જાય છે.

એક ઉપાશ્રય ગમે તેટલો પ્રતિકૂળ હોય, ગંદો હોય, અનુપયોગી હોય, અશાન્તિના સ્થાનયુક્ત હોય, છતાં શ્રાવકો એવા મોહથી સાધુને ત્યાં જ ઉતારશે. એમ કહેવાને–અમારા ઉપાશ્રયમાં ઉતાર્યા. એ ઉપાશ્રયમાં ગમે તેટલી અગવડો ઉઠાવવી પડે. બલ્કે ચારિત્રની આરાધનામાં પણ વિઘ્ન ઉપસ્થિત થતું હોય, એની દરકાર એ મહાનુભાવો ન જ કરે. એમને તો માત્ર એકજ વાત, અને તે એ કે– "વાહ, ઉપાશ્રયને છોડીને બીજા મુકામમાં કેમ ઉતારી શકાય." આ પણ અજ્ઞાનતા–અવિવેક નહિ તો બીજું શું ?

ઘણાં ગામોમાં એવો રિવાજ હોય છે કે–ગૃહસ્થો રાતના ૯–૧૦ વાગે દુકાનો ઉપરથી નવરા થઇને સાધુ પાસે આવે અને બાર

બાર એક એક વાગ્યા સુધી ગપ્પા-સપ્પા સાધુઓ સાથે મારે. આનુ પરિણામ એ આવે કે સાધુ સ્હવારમા, દિવસ ઉગ્યા સુધી ઉંઘ્યા કરે. કેવળ પોતાના સ્વાર્થની ખાતર-અર્થાત પોતાને બપોરે સમય ન મળે, એટલાજ ખાતર સાધુઓને પોરસી ભણાવી આરામ લેવાના સમયે ગપ્પા સપ્પામા જોડવા, ગામગપાટા ઉડાવવા અને ઉજાગરા કરાવવા, એ પણ અવિવેક નહિ તો બીજુ શું છે ? સમયને નહિ જોવાનું પરિણામ નહિ તો બીજુ શું છે ?

ઘણા શ્રાવકો ઉજમણા કરે છે. જ્ઞાન-દર્શન-ચારિત્રના ઉપકરણો પોતાની શકિત પ્રમાણે તેમા મૂકે છે. આ ઉપકરણો એટલા માટે મૂકવામા આવે છે કે-તે ઉપયોગી સ્થાનોમા મોકલવામા આવે અને કામમા લાગે. પરંતુ ઉજમણા કરાવનારા એવા ઓછાજ ભાગ્યશાળી પુરૂષો જોવાય છે કે-જેઓ વિવેક પૂર્વક તે તે વસ્તુઓ સમુચિત સ્થાનોમા-જ્યા આવશ્યકતા હોય ત્યા પહોંચાડે છે. કેટલાક તો પોતાના ઘરમાજ પટારામા ભરી રાખે છે. જ્યારે કેટલાક પોતાના રાગી-જેની અધ્યક્ષતામા એ ઉત્સવ થયો હોય છે, તેને સ્વાધીન કરે છે. જ્યારે કેટલાક બહાર મોકલે પણ છે, તે એવે સ્થળે કે જ્યા ખૂબ સામાન હોય છે જે જે મંદિરોમા કે ઉપાશ્રયોમા આવશ્યકતા હોય છે, અને જે જે ગામોના લોકો સામાન વસાવવાને અશકત હોય છે, એવા સ્થાનોમા તપાસ કરીને બહુ ઓછાજ મોકલે છે, જ્યારે ચોક્કસ વસ્તુઓ ધર્મકાર્ય માટે કાઢી છે, અલગ કરી છે, તો પછી તેના ઉપર મમત્વ રાખવો, અથવા એને કથાય આપવામા છાતીએ ઉચૂરો લાવવો, એ અજ્ઞાનતા નહિ તો બીજુ શુ છે ?

આ પ્રસંગે એ કહેવુ પણ ભૂલવું જોઇતું નથી કે-કેટલીક વખત ભકિતનો આવેશ પણ વિવેકને ભૂલાવી નાખે છે.

ગુરૂ મહારાજના વાળ વધ્યા હોય. લોચનો સમય આવ્યો હોય.

તે વખતે અંધભક્ત ગૃહસ્થ ગુરુને પ્રાર્થના કરે કે—" સાહેબ, આપને બહુ પરિશ્રમ કરવો પડે છે. આપનું માથું કમજોર થઇ જશે. આપ લોચ આ વખતે ન કરો. હું હજામને લઇ આવું છું. જરા ઉપયોગ થઇ જશે. " ગુરૂ જરા બતાવવાની ખાતર 'હા' 'ના' કાની કરે, તો શ્રાવક કહેશે કે–" સાહેબ ! આપ જાણોજ છો કે સૂત્રમાં ત્રણ આરા છે. બસ, ગુરૂદેવનું મન ઢીલું થયું, શ્રાવકે अनिषिद्धमनुमतम् ના ન્યાયનું અવલંબન કર્યુંજ છે. હજામ આવ્યો જ છે. ગુરૂજીનું માથું મૂડાયું જ છે અને શ્રાવકોને બતાવવા ઉપરથી કપડું બંધાયું છે. કહો, શ્રાવકની ભક્તિમાં વિવેકની ખામી ખરી કે નહિ ? શું આનું નામ ભક્તિ છે ? આવીજ રીતે ઘણાક લોકો ભક્તિના આવેશમાં વિના કારણે સાધુઓને મોજા અને ગંજીફરાક સુદ્ધાં પણ લેવાની પ્રાર્થના કરે છે. પરન્તુ તેઓ ભક્તિના આવેશમાં એ વિચાર નથી કરતા કે–આનું પરિણામ ગુરૂજીને માટે શું આવશે ? વિના કારણે અપવાદોને સેવન કરાવવા, એ શું વિવેક છે ? એ શું ભક્તિ છે ?

આપણે ત્યાંની વ્યાવહારિક પદ્ધતિ પણ એવી ઘડાઇ ગઇ છે કે–જેમાંથી વિવેકનું તત્ત્વ ઓછું થવા પામ્યું છે. ગૃહસ્થને ત્યાં કોઇ મેમાન આવે, એટલે આખો દિવસ એનો જીવ ખાવાનો. મેમાન પણ એવો નવરોજ આવે કે આખો દિવસ ગપ્પાસપ્પા મારવા સિવાય બીજું કંઇ કામ ને કાજ ! કદાચ કોઇ વિદ્વાન્ કે નવીનતા યુક્ત મેમાન આવ્યો હોય, તેની પાછળ આખો દિવસ ટોળેટોળાં મળેલાં રહેશે. અને એ આગન્તુકને જરા પણ આરામ લેવા નહિ દે.

કહેવાય છે કે યૂરોપમાં આથી ઉલટું છે. વિલાયતમાં કોઇને ત્યાં કોઇ મેમાન જાય તો તેને એક શાન્ત ઓરડો આપવામાં

આવે. તે ત્યાં ઉતરે. એક નોકર આપે, તે તેનું કામકાજ કરે. પછી તેને મળવા અને વાતચીત માટે ચોક્કસ સમય નક્કી કરવામાં આવે. તે સમયે તેની સાથે વાતોચીતો થાય. બાકી બધો સમય તે મેમાન પોતાની ઇચ્છા પ્રમાણે સ્વતંત્રાથી કાર્ય કરી શકે.

ટુંકમાં કહીએ તો સામાજિક, ધાર્મિક, કે વ્યાવહારિક દરેક ક્રિયાઓમાં વિવેકની જરૂર છે. વિવેક વિનાની ક્રિયા એ આત્મા વિનાના શરીર જેવી છે. આપણી બધી ક્રિયાઓમાંથી લગભગ આ વિવેકનું તત્ત્વ ઓછું થતું રહ્યુ છે અને તેનું જ એ પરિણામ છે કે આપણી ઉત્તમોત્તમ ક્રિયાઓનું કંઇ પણ વાસ્તવિક ફળ દેખાતું નથી. લાખો કે કરોડોની સખાવતો થવા છતાં પરિણામ શું આવે છે ? જો એજ સખાવતો વિવેકપૂર્વક થતી હોય, આવશ્યકતાનો વિચાર કરીને થતી હોય, તો કેટલું સુંદર પરિણામ આવી શકે ? સમાજનો કેટલો ઉદ્ધાર થઇ શકે ? કેળવણીનો કેટલો પ્રચાર થઇ શકે ? શું જૈન આગેવાનો, જૈનધર્મ નાયકો, જૈન દાનવીરો, જૈન ભક્તો પોત પોતાનાં કાર્યોમાં આ વિવેકનું તત્ત્વ અધિક પ્રમાણમાં દાખલ કરશે કે ? શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપો, અને બધી ક્રિયાઓ વિવેકપૂર્વક કરાવો એ જ અંતઃકારણથી ઇચ્છી વિરમું છું.



( ૩૫ )

## वर्द्धतां जैनशासनम् ।

ચઢતી અને પડતી સૌની થયા કરે છે. સંસારની એવી એક પણ વસ્તુ નથી, જેમાં પરિવર્તન ન થતું હોય. જૈનશાસન પણ એ અટલ નિયમને ભોગ થાય, તો તેમાં નવાઇ જેવું શું છે ? પરંતુ જોવાનું માત્ર એટલું જ છે કે-જે જે વસ્તુનો જ્યારે હ્રાસ થાય છે, ત્યારે ત્યારે તેના ઉત્થાનનાં-વૃદ્ધિનાં કારણો આવી લાગે છે, અને જો સમુચિત કારણો મળી આવ્યાં હોય છે, તો પાછો તેજ વસ્તુનો ઉદય થાય છે. જૈનશાસન પણ ચઢતી-પડતીના આ ખરાબામાં અનેકવાર અથડાયું. એનો ભોગ થયું, અને પાછા તેના ઉદ્ધારકોએ પાર કર્યું. વધાર્યું. આ સંબંધી જૂના ઇતિહાસમાં ઉતરીએ તો આવા અનેક પ્રસંગો પ્રાપ્ત થાય છે. સેંકડો ગ્રંથોનું નિર્માણ

કરીને હેમચંદ્રાચાર્યે જૈનશાસનને વધાર્યું. સાધુઓની શિથિલતાથી લોકોની શ્રદ્ધામાં ઘટાડો થતો જોઇ ઉગ્ર તપસ્યા અને શુદ્ધ ક્રિયાકાંડ દ્વારા આનંદવિમલસૂરિએ જૈનશાસનને વધાર્યું. કરોડો રૂપિયાનો વ્યય કરી જિનમંદિરોના નિર્માણદ્વારા વસ્તુપાલ તેજપાલે જૈનશાસનને વધાર્યું. કૃત્રિમ સાધુઓને વિકટ પ્રદેશોમાં મોકલી મોકલીને પણ સંપ્રતિએ જૈનશાસનને વધાર્યું.

એમ સમયે સમયે જુદાં જુદાં કારણો દ્વારા શાસનપ્રેમીઓએ જૈનશાસનને વધાર્યું છે. જુદા જુદા સમયનો ઇતિહાસ તપાસો, જે જે સમયે જે જે વસ્તુની આવશ્યકતા જણાઇ-જે જે સાધનો સમુચિત જણાયાં, તે સાધનો દ્વારા જૈનશાસન વધારાયું છે. એટલે કે–એક સમયને માટે એક સાધન ઉપયોગી હતું, તે બીજા સમયને માટે તે સાધન તેટલું ઉપયોગી નહિ લેખાયું. આપણા પૂર્વીય મહાપુરૂષોએ આ વાતને લક્ષમાં ન લીધી હોત, તો સંભવ છે કે જૈનશાસનની જે વસ્તી અત્યારે આપણે નિહાળી છીએ, તેટલી પણ જોવા કદાચ ભાગ્યશાળી ન થયા હોત.

પરન્તુ છેલ્લા ત્રણસો સાડાત્રણસો વર્ષોનો જૈનસમાજ-નો ઇતિહાસ આપણને સ્પષ્ટ સૂચવે છે કે, દિવસે દિવસે જૈનશાસનનો વધારો નહિ, પરંતુ ઘટાડો જ થઇ રહ્યો છે. અર્થાત જૈનધર્મને માનવાવાળાઓની સંખ્યા દિવસે દિવસે ઘટતી જ રહી છે. તેમ છતાં પણ આજ અમારો સાધુવર્ગ એ અભિમાનમાં ચૂર થઇ રહ્યો છે કે, " અમે જૈનશાસનની રક્ષા કરી રહ્યા છીએ. અમે જૈનધર્મને–જૈનશાસનને વધારી રહ્યા છીએ. અમારા લીધે જ જૈનશાસન શોભી રહ્યું છે. અમે ઉજમણાં અને ઉપધાન નહિં કરાવીએ તો જૈનશાસનની શોભા કેમ વધશે ? અમે સંઘો નહિં કઢાવીએ તો જૈનશાસનની કીર્ત્તિલતા કેમ ફેલાશે ? અમે પદવીઓ

નહિં લઇએ–દઇએ તો પછી શાસનની રક્ષા કોણ કરશે ? અમે નસાડી ભગાડીને કે ગમે તેવા ઉપદ્રવો મચાવીને દીક્ષાઓ નહિં આપીએ, તો અમારી પાછળ જૈનશાસનને વધારશે કોણ ? " વિગેરે વિગેરે.

પરન્તુ અમારા મુનિરાજોનું આ અભિમાન કયાં સુધી બંધ બેસતું છે, એનો વિચાર તત્ત્વદૃષ્ટિએ કોઇ વખત કરવામાં આવ્યો છે કે ?

હું ઉપરનાં કાર્યોનો વિરોધી નથી. સમય ઉપર તે કાર્યો પણ જરૂરનાં છે, પરન્તુ જે વખતે સમાજ ત્રિવિધતાપથી સંતપ્ત થઇ રહ્યો છે; જે વખત વીજળીના વેગે ઇતર સમાજો આગળ વધી રહી છે, તે વખતે ઉપરનાં કાર્યોમાં આનંદ મનાવવો, અને ઘરના ભૂખ્યાને ઘરના ઝાંપરિયા પાસે પોતાની વાહવાહ ગવરાવવી, એ કોઇ પણ રીતે સમયાનુકૂલ કહી શકાય નહિં. જરા ધ્યાન આપવામાં આવે કે–આર્યસમાજ, બ્રહ્મસમાજ, દેવસમાજ આદિ આજકાલની નવીન સમાજો કયાં ઉજમણાને ઉપધાનોથી, કે કયા સંઘો ને ઉત્સવોદ્વારા આગળ વધી રહી છે, અને જેઓ ઉત્સવોને ઉજમણાં સંઘોને પદવીઓમાં માનનારા છે, એઓ બતાવશે ખરા કે–એમની દ્વારા જૈનશાસન કેટલું વધ્યું છે ? હા, થોડા વખતને માટે એમની વાહ-વાહો વધી હશે ! ભક્તાભક્તાણીયો વધી હશે, કપડાં–કાંબળીયો અને પાતરાં આદિ ઉપકરણોના પટારા વધ્યા હશે, કદાચ ખાનગી ગૃહસ્થો પાસે પુસ્તકાદિના નિમિત્તે રખાએલી મૂંડી વધી હશે; પરન્તુ જૈન-શાસન કેટલું વધ્યું, એ કોઇ બતાવી શકે તેમ છે ? આપણે પૂછી શકીએ કે–ઉપરનાં કાર્યો થવાથી ગુજરાતમાં કેટલા નવા જૈન થયા ? સંઘો કે ઉજમણાં અને ઉપધાનો કે પદવીયો થવાથી કેટલા જૈન યુવકો શિક્ષામાં આગળ વધ્યા ? કેટલાં ગરીબ જૈન કુટુંબો ધંધાદારી

થઇ સુખી થયા ? કેટલી વિધવાઓ સચ્ચરિત્રતાપૂર્વક સુખમય જીવન વ્યતીત કરનારી થઇ ? જો એમાનુ કઇ નથી થયુ તો પછી અમારી પદવીયો—અમારા સંઘો—અમારા ઉજમણા—અમારા ઉપધાનો—અમારી દીક્ષાઓ માટેની ધમાલો જૈનશાસનને વધારનારી છે, એ શા ઉપરથી કહી શકાય ?

હા, વધ્યુ જરૂર છે. નહિ ક્લેશો હતા ત્યા ક્લેશો, નહિ શિથલતાઓ હતી ત્યા શિથિલતાઓ, નહિ વિચાર પરતંત્રતાઓ હતી ત્યા વિચાર પરતંત્રતાઓ, નહિં ગુલામી હતી ત્યા ગુલામીઓ, નહિં કોર્ટોમા કેશો હતા ત્યા કેશો, નહિ માધુને માર હતા ત્યા માર, નહિં અત્યાચારો હતા. ત્યા અત્યાચાર, નહિં પદવીનો નિશો હતો ત્યા નિશો, નહિ ગોટાળા હતા ત્યા ગોટાળા—એ બધું જરૂર વધ્યું છે, અને એ વધવા છતા પણ પોતાને “ શાસનના રક્ષકો ” અને બીજાને “ શાસનના ભક્ષકો ” ગણવામા આવે છે, એ એક વિશેષતા છે.

જૈનસમાજની કમનસીબીનું જ એ કારણ છે કે—અત્યારે ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ સમજવામા આવી રહ્યો છે. ટૂંકમા કહીએ તો અત્યારે બધી રીતે ઉલટું ચક્ર ચાલી રહ્યુ છે. જે યુવકો પોતાને સુધારકો તરીકે ઓળખાવે છે અને સમયને ઓળખીને કાર્યો કરવાની હિમાયત કરે છે, તેજ યુવકો સમય આવે દષ્ટિરાગમા પડી પોતાના ઉદ્દેશ ઉપર છીંણી મૂકતા વાર લગાડતા નથી. જે ડાહ્યાઓ પોતાને ડહાપણના ખા સમજે છે, તેઓ સમય આવે પોતાના ડહાપણ ઉપર પાણી ફેરવ્યા વિના રહેતા નથી. જે મહાત્માઓ પોતાને સ્વતંત્ર વિચારક, નિડર અને બાહ્ય ઉપાધિઓથી નિરાળા રહેવામા જ પોતાનું ગૌરવ સમજનારા છે, તેઓ સમય આવે વાણિયાઓની ખુશામતથી લોભાઇ ઉપાધિયોને વ્હોરી શત્રુ મેળામા

ભળવાની ભૂલ કર્યા વિના રહેતા નથી. આવી જ રીતે જ્યા લોભ-વૃત્તિઓ છે, જ્યાં ચાવવાના અને બતાવવાના જુદા જુદા છે, ખુશામદ પ્રિયતા છે, જ્યાં દષ્ટિરાગ છે, ત્યાં સાચી શાસનસેવા કેમ થઇ શકે ? ખરી વાત તો એ છે કે જે જે રૂઢીઓ આ સમયને માટે અનુકૂળ નથી, જે જે રીતરિવાજોથી આજે સમાજનાં–શાસનનાં જુદાં જુદાં અંગો સળી રહ્યાં છે, એ રૂઢિયોને–એ રીતરિવાજોને ખરા દિલથી નાબૂદ કરનારી અને કરાવનારી એક સાચી શાસન શુભેચ્છક ટોળીએ બહાર આવવાની જરૂર છે. પદવીયો કે પોતાની વાહવાહની લાલચોમાં ન ફસાતાં, દાક્ષિણ્ય કે ભય ન રાખતાં, જાતિ કે સમાજની પરવા ન કરતાં, શાસ્ત્ર અને સમય બન્નેના નિરીક્ષણથી જે કંઇ સત્ય તત્ત્વ લાગે; તે અનુસાર કાર્ય કરનાર અને ઉપદેશ કરનાર ઉપદેશકોએ બહાર આવવાની જરૂર છે. **वर्द्धतां जैनशासनम्** એ વાકય ત્યારેજ સફળ થશે કે–જ્યારે શાસનમાં ઉપર કહ્યા તેવા સુભટો બહાર આવશે.

જ્યાં કંઇ અંધાધુંધી હોય, જ્યાં કયાંય પોલ હોય, જ્યાં કયાંય દાંભિકતા હોય, જ્યાં કયાંય સેતાનીયત હોય, એ બધું પ્રકટમાં લાવી જગતની સમક્ષ સાચો આદર્શ ખડો કરવાની જરૂર છે. આજે વેષ કે નામની પાછળ હજારો ભોળાઓ પોતાના જીવનનોને પાયમાલ કરી રહ્યા છે, આજે હજારો ગૃહસ્થો, માત્ર વાચાલતાને ભોગ થઇ ધર્મના નામે ધમાલો કરી રહ્યા છે. છે કોઇ સાવધાન કરનાર ! છે કોઇ જગાડનાર ! છે કોઇ સત્ય તત્ત્વનું ભાન કરાવનાર !

નીકળશે, જરૂર નીકળશે, સમય પોતાની મેળે શીખવશે ! પચીસ વર્ષ પહેલાંની અંધશ્રદ્ધા આજ નથી રહી. હજુ વ્હાણું વાયું છે. પ્રભાતનો સમય છે. જરા સત્ય સૂર્યનાં કિરણો બહાર ફૂટવા દો, વખત સૌને જણાવશે કે અમારૂં કર્ત્તવ્ય શું છે ! જે હજારો રૂપિયા અમે માત્ર વાહવાહના કાર્યમાં ખરચીએ છીએ, તેજ હજારોના વ્યયથી તો સેંકડો કુટુંબો

બચી શકે તેમ છે. જે દુશાલા અને ચાદરોના બાહુલ્યથી અમે અમારા ગુરૂઓને પરિગ્રહધારી બનાવીએ છીએ, એજ દુશાલા અને ઉત્તમ વસ્ત્રોની ઉપયોગિતાથી જે વધારો રહે, તેથી અમારા ગરીબ ભાઇઓના અંગ ઢાંકી શકાય છે. જે સ્વામિવાત્સલ્યોમાં–એક દિવસના જમણથી હજારો તિલકધારીઓ જમીને ધર્મધ્યાનનું નામયે લીધા વિના અનેક પ્રકારના અનર્થો સેવે છે, તેજ સ્વામિવાત્સલ્યનું ખરૂં પુણ્ય તો આદર્શ સંસ્થાઓમાં રહેલ બાલ બ્રહ્મચારિયોને ઘણા દિવસો સુધી પોષવામાંજ પ્રાપ્ત થઇ શકે છે.

સમય પોતાની મેળે ઉપરની વસ્તુસ્થિતિનું ભાન કરાવશે અને તેની સાથે એ પણ સમજાવશે કે–જૈનશાસનની વૃદ્ધિ ઉત્સવો માત્રથી નહિ પણ ઉપદેશકોથી થાય છે; જૈનશાસનની વૃદ્ધિ સંઘો કાઢવા માત્રથી નહિ, પરન્તુ સાહિત્યના પ્રચારથી થાય છે, જૈનશાસનની વૃદ્ધિ જાતિ જાતિયોની અંદર વિખવાદ ઉભા કરી એક બીજાથી અલગ થવામાં નહિં, પરન્તુ કોઇ પણ દેશ, કોઇ પણ જાતિ કે કોઇ પણ સમાજનો માણસજ કેમ ન હોય, પરન્તુ તેને અપનાવવામાં–તેની શુદ્ધિ કરી સાથે લેવામાં–તેની સાથે તમામ પ્રકારનો વ્યવહાર છૂટો કરવામાં રહેલી છે; જૈનશાસનની વૃદ્ધિ માત્ર પદવીયો લઇને પત્રોની અંદર લખી બતાવવામાં નહિં, પરન્તુ વગર પદવીએ પણ સારાં સારાં કાર્યો કરવામાં રહેલી છે, પોતાની જવાબદારીને સમજવામાં રહેલી છે. જૈનશાસનની વૃદ્ધિ કૂપમંડુકની માફક ચોકકસ વિચારોની હદમાં પડી રહેવામાં નહિં, પરન્તુ જગતના તમામ

માની જેટલા અને તેટલા વધારે દેશોના લોકોને પરમાત્માની વાણી કર્ણગોચર કરાવવામાં રહેલી છે; જૈનશાસનની વૃદ્ધિ આદર્શ ગુરૂકુળો સ્થાપવામાં રહેલી છે; જૈનશાસનની વૃદ્ધિ ઇસાઇઓની માફક ઠેકાણે ઠેકાણે નિરાધાર બાળકોના આધારભૂત આશ્રમો, આંધળાઓ માટેની અંધશાળાઓ, રક્તપીતીયાઓ માટેની ઇસ્પીતાલો, વિધવાઓ માટેનાં આદર્શ વિધવાશ્રમો સ્થાપવામાં રહેલી છે. આવી સંસ્થાઓના અભાવે કેટલા જૈન ક્રિશ્ચીયન, મુસલમાન અને બીજા ધર્મોમાં પ્રતિ દિન વળી જાય છે, એની કોઇને ખબર છે કે ? જરા અન્ય ધર્મીઓનાં એવાં આશ્રમોનું નિરીક્ષણ તો કરો. જણાશે કે કેટલા જૈનો કેવળ પાપી પેટને માટે ત્યાં પોષાઇ રહ્યા છે. પણ એ બધું જોવાની અમને ક્યાં દરકાર છે ? અમને તો અમારી પડી છે. અમારી વાહવાહની પડી છે. અમારી વાહવાહ માટે ગમે તેવો પતિત માણસ જ કેમ ન હોય, અમે તેને ઉંચા શિખરે ચઢાવવાને તૈયાર છીએ. અમારી વાહવાહ માટે સમાજમાં ગમે તેવી અંધાધુંધી ચલાવવા અમે તૈયાર છીએ. અમારી વાહવાહ આગળ જૈનશાસનની વાહવાહની અમને પરવા નથી. જ્યાં આવી સ્થિતિ છે, ત્યાં જૈનશાનની વૃદ્ધિ કેમ થાય ? પરંતુ ફિકર નહિં, સમય સમયનું કામ કર્યોજ કરશે. જેમ જેમ ઠોકરો વાગતી જશે, તેમ તેમ સૌની આંખો ઉઘડશે. તત્ત્વ દૃષ્ટિએ વિચાર કરીએ તો છેલ્લા પચીસ વર્ષમાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને જોયા સિવાય કાર્યો કરવામાં જૈનસમાજે લાખના બાર હજાર કરવા સિવાય બીજો કાંઇ પણ ફાયદો ઉઠાવ્યો હોય, એ જોવાતું નથી. લાખો સ્વધર્મીઓને વિધર્મી બનાવ્યા, આપસના વૈમનસ્યના કારણે અનેક તીર્થો ઉપર આફતો વહોરી, મુનિરાજોએ ? મુનિરાજોએ પણ ખોયું નથી તો શું કર્યું છે ? સો ટચનું સોનું આજે પોણોસો ટચમાંએ ખપતું નથી. ગૃહસ્થોની મુનિરાજો ઉપર

( ૩૬ )

# જૂના અને નવા.

'મતભિન્નતા' એ અનાદિકાળનો પ્રાકૃતિક નિયમ છે. અને એટલા માટે જ मुण्डे मुण्डे मतिर्भिन्ना એ લોકોક્તિ પ્રચલિત છે. ખરી વાત તપાસીએ તો આવી મતભિન્નતાના પરિણામેજ જુદા જુદા સંપ્રદાયો અને છેવટે એકજ સંપ્રદાયમાં જુદા જુદા ગચ્છો વિગેરેનો પ્રાદુર્ભાવ થયેલો છે. ખેર, જ્યા સુધી એ 'મતભિન્નતાઓ' મતભિન્નતા સુધીમા રહે ત્યાં સુધી તો વિશેષ હાનિ જેવું ન બની શકે; પરન્તુ એ સાધારણ મતભિન્નતાઓ જ્યારે વિરૂદ્ધતાનું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારેજ એક બીજા ગચ્છો અને સંપ્રદાયોમાં વૈમનસ્ય અને છેવટે તોફાનો જાગે છે. પિતા-પુત્રમાં કે ગુરૂ શિષ્યમાં પણ મતભિન્નતા હોય, તેજ ભિન્નતા

ઉપર જે શ્રદ્ધાઓ હતી એ અત્યારે રહી છે કે? જે ગૃહસ્થો ગુરુભક્તિ માટે પોતાના પ્રાણ પાથરવા તૈયાર થતા, તેજ ગૃહસ્થો આજે મુનિયોની સ્હામે થવામા, અરે, કોર્ટોમા ઘમડવામાં પણ સંકોચ કરતા નથી, એનો અર્થ શો છે?

આ બધું જોતાં સૌ કોઇ કબૂલ કરશે કે–જૈનશાસનની વૃદ્ધિ થતી નથી, પરંતુ ઘટાડો થઇ રહ્યો છે. અને તેટલા માટે જમાનાની આ શિક્ષાને કે—

जमाना नाम है मेरा
सभीको मैं दिखा दूंगा,
न माने बात जो मेरी
उसीको मैं चखा दूंगा ॥

ધ્યાનમા લઇને સમાજના નેતાઓ, અને મુનિરાજો દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવને જોઇને કાર્યો કરાવે, અને જૈનવૃદ્ધિના ઉચિત ઉપાયો હાથ ધરે, એજ ઇચ્છી વિરમું છું.



( ૩૬ )

## જૂના અને નવા.

' મતભિન્નતા ' એ અનાદિકાળનો પ્રાકૃતિક નિયમ છે. અને એટલા માટે જ मुण्डे मुण्डे मतिर्भिन्ना એ લોકોક્તિ પ્રચલિત છે. ખરી વાત તપાસીએ તો આવી મતભિન્નતાના પરિણામેજ જુદા જુદા સંપ્રદાયો અને છેવટે એકજ સંપ્રદાયમાં જુદા જુદા ગચ્છો વિગેરેનો પ્રાદુર્ભાવ થયેલો છે. ખેર, જ્યા સુધી એ ' મતભિન્નતાઓ ' મતભિન્નતા સુધીમા રહે ત્યાં સુધી તો વિશેષ હાનિ જેવું ન બની શકે; પરન્તુ એ સાધારણ મતભિન્નતાઓ જ્યારે વિરૂદ્ધતાનું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારેજ એક બીજા ગચ્છો અને સંપ્રદાયોમાં વૈમનસ્ય અને છેવટે તોફાનો જાગે છે. પિતા-પુત્રમાં કે ગુરૂ શિષ્યમાં પણ મતભિન્નતા હોય, તેજ ભિન્નતા

વિરૂદ્ધતાના રૂપમા પરિણમે છે, કે તત્કાળ ત્યાં પણ ક્લેશ જાગે છે. અસ્તુ.

આવી જ એક ભિન્નતા આ વીસમી સદીમા ' જૂના ' અને ' નવા 'મા પણ જોવાય છે. ખરી વાત તો એ છે કે–આ ' જૂના અને નવા ' ની ભિન્નતા આખા દેશમા છે. અને તેવી જ રીતે જૈન સમાજમા પણ છે. પણ દિગમ્બર સપ્રદાયમા ' જૂના અને નવા ' ની બે પાર્ટિઓ પડી છ, તે પડિત પાર્ટી ' અને ' બાબૂપાર્ટી ' ના નામે ઓળખાય છે. પડિત પાર્ટી જૂની આખે નવુ જૂએ છે, જ્યારે બાબૂપાર્ટી નવી આખે જૂનુ નિહાળે છે આ બન્ને પાર્ટીઓમા પહેલા ' ભિન્નતા ' હતી, પરંતુ મે ઉપર કહ્યુ તેમ હવે તે ' ભિન્નતા ' એ ' વિરૂદ્ધતા ' નું રૂપ ધારણ કર્યું છ, અને તેનું જ એ પરિણામ છે કે જ્યા આ બન્ને પાર્ટિયોને ભેગા બેસીને વિચાર કરવાનો પ્રસંગ મળે છે, ત્યા જૂતા બાજી પણ રમાય છે

આવીજ બે પાર્ટી શ્વેતામ્બર સમાજમા પણ છે. આ બે પાર્ટીઓ જો કે હજુ ખાસ નામોથી નથી ઓળખાતી, તો પણ જૂના અને નવા વિચારો ધરાવતી બે પ્રબળ પાર્ટીઓ અવશ્ય હયાતિ ધરાવે છે, એ ચોક્કસ વાત છે. આ બન્ને પાર્ટીયોમા એક પાર્ટી ' રૂઢી પૂજક ' અથવા ' સોમાઇટી ' તરીકે પ્રસિદ્ધ છે તો બીજી પાર્ટી દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ જોઇને કાર્ય કરવાની હિમાયત કરે છે અને તે ' સમયધર્મી 'ના નામે ઓળખાય છે. એક પાર્ટી ' પીછેસે ચલી આતી હૈ ' નું અનુકરણ કરવામા ધર્મોન્નતિ સમજે છે, તો બીજી પાર્ટી જમાનાની તાસીર સમજીને કાર્ય કરવાની ભલામણ કરે છે. એક પાર્ટી જૂના રિવાજો પ્રમાણે ઉપધાન–ઉજમણા ઉત્સવો સઘો અને ધૂમધામોમા માનનારી છે, તો બીજી પાર્ટી ગરીબોદ્ધારા, કેળવણી, વિધવાશ્રમો, બાળાશ્રમો, ગુરૂ-

કુળો અને અનાથાશ્રમો આદિ ખોલવામા સમાજોન્નતિ જોઇ રહી છે. એક પાર્ટી કેશર, રેશમ વિગેરે ગમે તેવાં અપવિત્ર જ કેમ ન હોય, પરંતુ તે ઘણા વર્ષોથી વપરાતાં આવ્યાં છે, માટે તેને વાપરવાંજ જોઇએ, એમ માને છે જ્યારે બીજી પાર્ટી, ચાહે ગમે તે વસ્તુ ગમે તેટલા સમયથી વપરાતી હોય, પરન્તુ જો તે અપવિત્ર છે, તો તેને દૂર કરવાની ભલામણ કરે છે. એક પાર્ટી, સાત ક્ષેત્રો પૈકી ચોક્કસ ક્ષેત્રોનેજ પુષ્ટ કરવામાં-અરે તેમાં ગમે તેટલો કિચ્ચડ થઇને તેમાં દુરૂપયોગ થતા હોય, તો પણ તેમાં જ ભરવામાં વધારે પુણ્ય સમજે છે. જ્યારે બીજી પાર્ટી સાત ક્ષેત્રો પૈકી જે ક્ષેત્રામાં આવશ્યકતા જણાય, એ ક્ષેત્રને પોષવામાં પુણ્ય સમજે છે.

આમ જુદી જુદી દીશામાં જ નહિ પરન્તુ વિરૂદ્ધ દિશામાં બન્ને પાર્ટીઓ કામ કરી રહી છે. આવી બન્ને પાર્ટીઓ શાન્તવૃત્તિથી પોત પોતાની અભિરૂચી પ્રમાણે કામ કરતી હોય તો તે સમાજને નુકશાનકર્તા નજ થાય, પરન્તુ દુઃખનો વિષય તો એ છે કે આ બન્ને પાર્ટીયો એક બીજાની વિરૂદ્ધમાં ધમાલો મચાવે છે, અને તેના લીધે એવી તો અથડામણ ઉભી થાય છે કે જેના પરિણામે આખી સમાજને તેનું ભયંકર પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે છે, પરંતુ એક બીજાના વિચારો ઉપર મક્કમ રહીને એક બીજાની સ્હામે પત્થરો ફેંકતી વખતે એ ખ્યાલ ઓછોજ કરવામાં આવે છે કે આનું પરિણામ સમાજને કેટલું ભોગવવું પડશે ? અસ્તુ.

ખરી વાત તો એ છે કે સમાજની પ્રત્યેક વ્યક્તિએ કોઇ પણ પક્ષ જાહેર કરવા કરતાં સામાજિક લાભાલાભનો વિચાર પહેલો કરવો ઘટે છે. બેશક આપણે માનીએ છીએ કે જૂનાઓ તરફથી જે જે ક્રિયાઓ થાય છે, અથવા જે જે ક્રિયાઓમાં તેઓ માનનારા છે, તે તે ક્રિયાઓ ઘણાં વર્ષોથી થતી આવી છે, પરન્તુ સમજવું

વિરુદ્ધતાના રૂપમાં પરિણમે છે, કે તત્કાળ ત્યાં પણ કલેશ જાગે છે. અસ્તુ.

આવી જ એક ભિન્નતા આ વીસમી સદીમાં 'જૂના' અને 'નવા'માં પણ જોવાય છે. ખરી વાત તો એ છે કે-આ 'જૂના અને નવા' ની ભિન્નતા આખા દેશમાં છે. અને તેવી જ રીતે જૈન સમાજમાં પણ છે. પણ દિગમ્બર સંપ્રદાયમાં 'જૂના અને નવા' ની બે પાર્ટીઓ પડી છે, તે પંડિત પાર્ટી' અને 'બાબૂપાર્ટી' ના નામે ઓળખાય છે. પંડિત પાર્ટી જૂની આંખે નવું જૂએ છે, જ્યારે બાબૂપાર્ટી નવી આંખે જૂનું નિહાળે છે. આ બન્ને પાર્ટીઓમાં પહેલાં 'ભિન્નતા' હતી, પરંતુ મેં ઉપર કહ્યું તેમ હવે તે 'ભિન્નતા' એ 'વિરુદ્ધતા' નું રૂપ ધારણ કર્યું છે, અને તેનું જ એ પરિણામ છે કે જ્યાં આ બન્ને પાર્ટિયોને ભેગા બેસીને વિચાર કરવાનો પ્રસંગ મળે છે, ત્યાં જૂતા માજી પણ રમાય છે

આવીજ બે પાર્ટી શ્વેતામ્બર સમાજમાં પણ છે. આ બે પાર્ટીઓ જો કે હજુ ખાસ નામોથી નથી ઓળખાતી, તો પણ જૂના અને નવા વિચારો ધરાવતી બે પ્રબળ પાર્ટીઓ અવશ્ય હયાતિ ધરાવે છે, એ ચોક્કસ વાત છે. આ બન્ને પાર્ટીયોમાં એક પાર્ટી 'રૂઢી પૂજક' અથવા 'સોસાઇટી' તરીકે પ્રસિદ્ધ છે તો બીજી પાર્ટી દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જોઇને કાર્ય કરવાની હિમાયત કરે છે અને તે 'સમયધર્મી'ના નામે ઓળખાય છે. એક પાર્ટી 'પીછેસે ચલી આતી હૈ' નું અનુકરણ કરવામાં ધર્મોન્નતિ સમજે છે, તો બીજી પાર્ટી જમાનાની તાસીર સમજીને કાર્ય કરવાની ભલામણ કરે છે. એક પાર્ટી જૂના રિવાજો પ્રમાણે ઉપધાન-ઉજમણા ઉત્સવો સંઘો અને ધૂમધામોમાં માનનારી છે, તો બીજી પાર્ટી ગરીબોદ્ધાર, કેળવણી, વિધવાશ્રમો, બાળાશ્રમો, ગુરુ-

કુળો અને અનાથાશ્રમો આદિ ખોલવામાં સમાજોન્નતિ જોઈ રહી છે. એક પાર્ટી કેશર, રેશમ વિગેરે ગમે તેવા અપવિત્ર જ કેમ ન હોય, પરન્તુ તે ઘણા વર્ષેથી વપરાતા આવ્યા છે, માટે તેને વાપરવાજ જોઈએ, એમ માને છે જ્યારે બીજી પાર્ટી, ચાહે ગમે તે વસ્તુ ગમે તેટલા સમયથી વપરાતી હોય, પરન્તુ જો તે અપવિત્ર છે, તો તેને દૂર કરવાની ભલામણ કરે છે એક પાર્ટી, સાત ક્ષેત્રો પૈકી એકમ ક્ષેત્રોનેજ પુષ્ટ કરવામાં–અરે તેમાં ગમે તેટલો કિચ્ચડ થઈને તેમાં દુરૂપયોગ થતા હોય, તો પણ તેમાં જ ભરવામાં વધારે પુણ્ય સમજે છે જ્યારે બીજી પાર્ટી સાત ક્ષેત્રો પૈકી જે ક્ષેત્રોમાં આવશ્યકતા જણાય, એ ક્ષેત્રને પોષવામાં પુણ્ય સમજે છે.

આમ જુદી જુદી દીશામાં જ નહિ પરન્તુ વિરૂદ્ધ દિશામાં બન્ને પાર્ટીઓ કામ કરી રહી છે આવી બન્ને પાર્ટીઓ શાન્ત વૃત્તિથી પોત પોતાની અભિરૂચી પ્રમાણે કામ કરતી હોય તો તે સમાજને નુકશાનકર્તા ન જ થાય, પરન્તુ દુઃખનો વિષય તો એ છે કે આ બન્ને પાર્ટીઓ એક બીજાની વિરૂદ્ધમાં ધમાધો મચાવે છે, અને તેના લીધે એવી તો અથડામણ ઉભી થાય છે કે જેના પરિણામે આખી સમાજને તેનું ભયંકર પ્રાયશ્ચિત્ત ભોગવવું પડે છે, પરન્તુ એક બીજાના વિચારો ઉપર મક્કમ રહીને એક બીજાની સામે પત્થરો ફેંકતી વખતે એ ખ્યાલ ઓછોજ કરવામાં આવે છે કે આનું પરિણામ સમાજને કેટલું ભોગવવું પડશે ? અસ્તુ

ખરી વાત તો એ છે કે સમાજની પ્રત્યેક વ્યક્તિએ કોઈ પણ પક્ષ જાહેર કરવા કરતાં સામાજિક લાભાલાભનો વિચાર પહેલો કરવો ઘટે છે. બેશક આપણે માનીએ છીએ કે જૂનાઓ તરફથી જે જે ક્રિયાઓ થાય છે, અથવા જે જે ક્રિયાઓમાં તેઓ માનનારા છે, તે તે ક્રિયાઓ ઘણા વર્ષોથી થતી આવી છે, પરન્તુ સમજવું

જોઇએ છે કે જે ક્રિયાઓ એક સમયને માટે આવશ્યક હોય છે, તેજ ક્રિયાઓ બીજા સમયને માટે અનાવશ્યક હોય છે, તેજ ક્રિયા બીજા સમયને માટે અનાવશ્યક હોય છે, બલ્કે નુકશાનકર્તા પણ કદાચ થાય છે. ઉપધાન કે ઉજમણા, સંઘ કે જમણવારો—આ બધાં કાર્યોમાં જે દ્રવ્ય ખરચાય છે, તે દ્રવ્યનો ઉપયોગ શિક્ષાનો પ્રચાર ગરીબ સ્વામિ ભાઇઓને ધંધે વળગાવવા, અને એવાંજ બીજા કાર્યોમાં થતો હોય તો કેટલો લાભ થઇ શકે ? કેટલા જૈનો વિધર્મી થતા બચી શકે ! કેટલા નવા જૈનો થાય ! પરન્તુ જ્યાં પોતાની જ વાહવાહ ગવરાવવી હોય, ત્યાં એવાં વાસ્તુવિક કાર્યો કેમ સૂઝે ? બસ, જૂનાઓમાં જે કંઇ વસ્તુની ખામી છે, તો તે આજ છે. દાનમાં કે ક્રિયામાં આવશ્યક્તાને જોવી—વિવેક પૂર્વક કામ કરવું, આટલુંજ જો તેઓ સમજતા થાય, તો તેમનું વાવેલું જરૂર ઉગી નીકળે. તેમની દાનવીરતાથી અતુલિત લાભ થાય. જૈનશાસનની વાસ્તવિક ઉન્નતિ થાય. અને એ તો હરકોઇ કબૂલ કરી શકે તેમ છે કે આજે જૈનસમાજથી જો બીજાઓ ડરતાં હોય, જૈનસમાજનો બીજાઓ ઉપર પ્રભાવ હોય, અને ન્હાની પણ જૈનસમાજનું મુખ આજે ઉજ્જવલ દેખાતું હોય, તો જેને અમે જૂનાઓ કહીએ છીએ, તેમના લીધેજ છે. પ્રત્યેક કાર્યમાં પૈસાની જરૂર પડે છે. અને એ પૈસા અમારા જૂનાઓ-જૂના વિચારનાઓ પાસેથીજ નીકળે છે. સમય આવે તેઓજ પોતાની કોથલીયોનાં મ્હોં ખુલ્લાં મૂકે છે. માત્ર ખામી છે તો તેજ કે તેઓ પોતાની ઉદારતાનો પ્રવાહ કઇ તરફ વ્હેતો મૂકવો જોઇએ, એ બધું ઓછાજ મહાનુભાવો જૂએ છે. પોતાના રાગી મુનિરાજે જ્યાં ફરમાવ્યું કે 'સંઘ કાઢો,' તો તૈયાર. 'ઉપધાન કરાવો' તૈયાર ! ઉજમણું કરાવો, તો તૈયાર ! પરન્તુ તેઓ સ્વતઃ વિચાર નથી કરી શકતા કે—મહારાજ કહે છે તે તો સારું છે, પરન્તુ જરા વિચારવું

તો જોઇએ કે આની આવશ્યકતા, આ ક્ષેત્રમાં આ સમયમાં આવી પરિસ્થિતિમાં છે ખરી કે ? મતલબ કે આવા જૂનાઓ મ્હોટે ભાગે બીજાની આંખે જૂએ છે, બીજાની બુદ્ધિપર નાચે છે. એક માણસ કોઇ સાધુના ઉપદેશથી પાંચસો રૂપિયા કોઇ સારા કાર્યમા વાપરવાની કબૂલત આપે. પરન્તુ પછીથી બીજો કોઇ સાધુ તે માણસને જઇને કહે કે–" વાહ, તેમાં અપાય કે ? તે તો બિલકુલ નકામું કાર્ય છે, આમ છે તેમ છે. વિગેરે..." એટલે ઝટ ચકકર ફર્યું. રૂપિયા લેવા જાઓ, એટલે ઝટ નાજ પાડી દે. આનું નામ બીજાની આંખે જોનાર નહિં તો બીજું શું ? જો પોતાને આખ. હોય, અથવા પોતામાં બુદ્ધિ હોય તો ખાતરી કરી જૂએ કે વસ્તુસ્થિતિ કેવી છે ? ખરૂ શું છે ? પરન્તુ જયા બીજાની આખે જોવાનુ હોય કે બીજાની બુદ્ધિથી કામ લેવાનું હોય, ત્યા પછી કહેવુજ શું ? બસ, જૂનાઓમા બહુધા જે કંઇ ખામી જોવાતી હોય તે આજ છે. જો આ ખામી દૂર થાય, અને જેને લોકો જૂના વિચારના કહે છે તેઓ સમયને ઓળખીને કામ કરે, તો ખરેખર જૈન ધર્મ અને સમાજ હમણાજ દીપી નીકળે, અને તેનો એક ખૂણાથી બીજા ખૂણા સુધી આશાતીત પ્રચાર થાય.

હવે 'નવા' વિચારનાઓમાં મ્હોટે ભાગે ટર શાસ્રીયોનો સમાવેશ થાય છે. જેવાકે—કલેક્ટર, બેરીસ્ટર માસ્ટર સોલીસીટર, ડાકટર, એડીટર, અને છેવટે મિસ્ટર તો બધાજ.

આ 'નવા' ઓની રગેરગમાં નવીનતાઓ વ્યાપ્ત થયેલી જોવાય છે. એમનાં ભાષણો સાંભળો કે લેખો વાંચો, શાસનના ઉદ્ધારની, સમાજ ઉન્નતિની અને મહાવીરની વીરતાની વાતો સિવાય બીજું કંઇજ નહિં જોવાય.

" સમયને ઓળખીને કામ કરવું જોઇએ. " " દ્રવ્યક્ષેત્રકાળ

ભાવને ઓળખવો જોઇએ." "આપણા જૂનાઓ અઢળક દ્રવ્ય ખરચે છે, પરન્તુ નિરર્થક જાય છે, પરિણામમાં શૂન્ય આવે છે." "સાધુઓમાં કેળવાયલો વર્ગ છે નહિં" "આપણા સાધુઓ કંઇ કામ કરતા નથી." "મુનિરાજો લકીરના ફકીર થઇને કરે છે." "ગૃહસ્થોની દાક્ષિણ્યતામાં રહે છે." "આપણી સંસ્થાઓમાં કાર્ય કરનારા કોઇ છે નહિં." "ફલાણી સંસ્થા આટલાં વર્ષોથી ચાલે છે, પરન્તુ શું ફળ મળ્યું." "શેઠીયાઓ વ્યાખ્યાનોમાં આવે છે. તે બીજાઓને ગુંદી ગુંદીને આગળ આવીને બેસે છે, એ કેટલો અન્યાય કરે છે." "શું ઉપાશ્રયમાં જઇએ, કોઇ આજકાલની રોશનીને-વીસમી સદીને સમજનારા સાધુઓ તો આવતા નથી." "હવે તો જૈનધર્મને સંકુચિતતામાંથી બહાર કાઢવો જોઇએ." "કોઇપણ દેશ કે સમાજનો માણસ જૈનધર્મ પાળી શકે. અને જેઓ જૈનધર્મ પાળતા હોય તેને સમાજે અપનાવવાની જરૂર છે. તેની સાથે તમામ પ્રકારનો વ્યવહાર છૂટો કરવો જોઇએ."

વિગેરે વિગેરે વિચારો અમારા નવાઓના સંસ્કારી—સુધરેલાં ભેજાંમાંથી નીકળે છે. હું આ વિચારોની સાથે બિલકુલ સહમત છું, આવાજ વિચારોની આ સમયમાં આવશ્યકતા સમજું છું. પરન્તુ તેની સાથેજ સાથે એ નવાઓમાં પણ જે કંઇ ખામી છે, તે તેમણે ધ્યાનમાં લેવી ઘટે છે.

ધ્યાનમાં રાખવું જોઇએ કે વિચારો માત્રથી કંઇ કાર્યસિદ્ધિ થતી નથી. સુધરેલા વિચારો ધારણ કરવા, જૂનાઓને ઉતારી પાડવા, સાધુઓ ઉપર આક્ષેપો કરવા, એટલા માત્રથી સમાજ ઉન્નતિ કે શાસનની પ્રભાવના થાય, એ માનવું ભૂલ ભરેલું છે. હું પૂછું છું કે

બતાવશે કે ? જૂનાઓનું ખરચાતું અઢળક દ્રવ્ય નિરર્થક જાય છે, પરન્તુ નવાઓમાં કેટલાઓએ, અમુક વ્યક્તિઓને છોડી, સમયાનુસાર મ્હોટી સખાવતો કરી, એ કોઈ બતાવશે કે ? સાધુઓ કેળવાયલા નથી, પરન્તુ એ કહેવાતા કેળવાયલાઓ શાસન સેવા માટે ધર્મની લાગણી હોય તો-કોઇએ સાધુ થવાનો વિચાર કર્યો કે ? સાધુઓ કામ નથી કરતા, તેઓ લકીરના ફકીર થઈ રહે છે, ગૃહસ્થોની દાક્ષિણતામાં રહે છે, એ બધી વાત કદાચ ખરી હોય, પરન્તુ આ વીસમી સદીમાં પણ " આવું ઉત્કૃષ્ટ ચારિત્ર પાળી શકાય છે. " એવું બતાવનારા આદર્શ સાધુ થઇને કોઇ બહાર પડયા કે ? ઉત્કૃષ્ટ ચારિત્રની વાત તો દૂર રહી; કેટલાક તો ગૃહસ્થ ધર્મની ક્રિયાઓ, જેવી કે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, પૂજા, વિગેરેથી પણ હાથ ધોઇને બેઠા હોય છે. કેટલાક નવાઓ સુધારક સાધુઓની બહુ ચાહના કરે છે, પરન્તુ તેઓએ કેટલા સાધુઓની પાસે જઇને સુધારકતાની કે અસુધારકતાની પરીક્ષા કરી એ કોઇ કહેશે કે ? આનીજ રીતે જૂનાઓ ઉપર થતા આક્ષેપો અથવા જૈનધર્મની ઉદારતા સંબંધી થતા વિચારો એ બધીયે બાબતોમાં પોતે અમલમાં કેટલું મૂકે છે, એને જો અમારા સુધારકો-નવાઓ-વિચાર કરતા હોય તો તેઓને સહજ જણાઇ આવશે કે-અમારા બકવાદોની સાર્થકતા નથી થતી, એનું એકજ કારણ છે કે અમે બોલીએ છીએ-લખીએ છીએ ઘણું, પરંતુ વર્તનમાં છટાંકે મૂકતા નથી, ખરી વાત એ છે કે જમાનો બોલવા કે લખવાનો નથી, પરન્તુ કાર્ય કરી બતાવવાનો છે. સવાખાંડી બોલવા કરતાં છટાંક પણ કાર્ય કરી બતાવવું, એ વધારે સારૂં છે. પોતપોતાના ધંધાઓમાં એકત્રિત કરેલી લક્ષ્મી એશઆરામોમાં ખરચી શકાય, નાટક સીનેમાઓમાં ખરચી શકાય, પરન્તુ જ્યારે સામાજિક કે ધાર્મિક કાર્ય આવી પડે ત્યારે તેજ 'જૂનાઓ'

પાસે દોડી જવાય, કે જેઓને હમેશા ઉતારી પાડવામા આવતા હોય જેઓના દાનની નિંદા કરાતી હોય, જેઓને જૂના ઢરરા કહેવાતા હોય એ પણ એક સમયનીજ બલિહારીજ કહેવાયને ! જેવી રીતે વ્યાપારી લોકો વ્યાપાર રોજગારોમા દ્રવ્ય પેદા કરે છે, તેવી રીતે આપણા **ઢરશાસ્રીયો** પણ પોતપોતાના ધંધાઓમા દ્રવ્ય મેળવે છે પરન્તુ આપણે જોઇએ છીએ કે જેટલા વ્યાપારી ગૃહસ્થો—જેઓને સુધારકો 'જૂના' કહે છે, તેઓ તરફથી સામાજિક કે ધાર્મિક કાર્યોમા ખરચાવતો થાય છે, તેવી એ ઢરશાસ્ત્રીઓ તરફથી થતી જોવામા આવે છે કે ? મને લાગે છે કે આનુ કારણ નવા જમાનાની નવી ખૂબીજ છે ત્યાગની વાતો કરવી, પણ ત્યાગ છાંટોયે કરવો નહિ, દાનની ફિલોસોફી સમજાવવી, પણ દાનથી હમેશા દુર રહેવુ, ચારિત્રના ઉત્કૃષ્ટતાઓ બતાવવી અને ચારિત્ર લેવાની ભાવના સરખીયે કરવી નહિ. દેશોદ્ધારની વાતો કરવી, પણ દેશોદ્ધારમા શકિત અનુસારે ફાળો ન આપવો, આ બધી આ જમાનાની ખૂબીઓ છે ? નહિ, મને તો લાગે છે કે જૈનસમાજના કહેવાતા નવાઓની આ નવાઇઓ છે

ટૂંકમા કહુ તો—જૂનાઓ જૂની દૃષ્ટિએ પણ કંઇક કરે છે, જ્યારે નવાઓ નવી દૃષ્ટિએ વાતો કરે છે, ભાષણો કરે છે લેખો લખે છે

પરન્તુ તેટલુ માત્ર કર્યાથી કંઇ કાર્યસિદ્ધિ થાય ખરી કે ? ભાઇઓ, જરા જૂઓ તો ખરા કે આર્ય સમાજમા કેટના આત્મ ભોગી નીકળ્યા ? પોતાના સર્વસ્વનો ભોગ આપી તે પોતાના સમાજને માટે કેટલાઓએ ફકીરી લીધી છે ? જો એવા આત્મભોગી પુરૂષો નીકળ્યા ન હત, અને આપણી માફક માત્ર વાતો કરવામા અને બીજાઓ ઉપર આક્ષેપો કરવામા આનંદ માની રહ્યા હત અથવા પોતાની સ્વાર્થપરાયણતામાજ મશગુલ રહ્યા હત તો આજ

અત્યારે સ્થાપન થએલી સમાજ આજે લાખોની સંખ્યામાં હયાતિ ભોગવત ખરી કે ? જો આપણી માફક એ સમાજના કેળવાયલાએએ સ્વાર્થત્યાગ કરીને પોતાની સંસ્થાઓની લગામ હાથમાં ન લીધી હત તો આજે સંખ્યાબંધ ગુરૂકુળો, કેટલીયે કોલેજો, હાઇસ્કુલો અને બીજી સ્કુલો જોવા પામત ખરા કે ? યાદ રાખજો, સ્વાર્થ ત્યાગ કર્યા વિના સિદ્ધિ થતી નથી. પગ પર કુહાડો લીધા વિના બીજાઓ ઉપર અસર થતી નથી. સ્વયં આચરણ કર્યા વિના આપણી શીખામણ કોઇ માનતું નથી. માટે નીકળો, બહાર આવો, સમાજને કેળવાયલાઓની ઘણી જરૂર છે. સાધુ-સમુદાયમાં કેળવાયલાઓની જરૂર છે. સંસ્થાઓમાં કેળવાયલાઓની જરૂર છે. તીર્થોની રક્ષાઓમાં કેળવાયલાઓની જરૂર છે. સમાજના સુધારાઓમાં કેળવાયલાઓ જોઇએ, પેઢીઓમાં જોઇએ, સભાઓમાં જોઇએ અને સોસાયટીયોમાં જોઇએ. નીકળો, બહાર આવો, સ્વાર્થનો ત્યાગ કરો. શાસનની સાચી દાઝ હોય તો ભય કે લજ્જા, દાક્ષિણ્ય કે શરમ રાખ્યા સિવાય બહાર આવો અને તમારી કેળવણીનો–સાચી કેળવણીનો–સાચી સુધારકતાનો લાભ આપો.

આવીજ રીતે જેઓને જૂના વિચારના કહેવામાં આવે છે, તેમણે પણ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ ઓળખવાની જરૂર છે. જો તેઓ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ ઓળખતા થાય, અને નવાઓ માત્ર બોલવા કે લખવા પૂરતાજ ન રહેતાં સ્વાર્થ–ત્યાગી થઇ બહાર આવે, તો નવા–જૂનાનો સહકાર, જરૂર જૈનસમાજને માટે એક 'સુંદર સહકારરૂપ–આમ્રફળ આપી શકે. શાસનદેવ સર્વને સદ્બુદ્ધિ આપે, એટલુંજ ઇચ્છી વિરમું છું.

